# અનુક્રમણિકા




પ્રથમ આવૃત્તિ

વીર સંવત ૨૪૯૦
વિક્રમ સંવત ૨૦૨૦
પ્રત – ૧૦૦૦ એક હજાર

કપડાની કિંમત
રૂા ૩–૭૫

અર્ધી કિંમત
રૂા. ૧–૮૭

મુદ્રક :: મુદ્રણસ્થાન
જયંતીલાલ દેવચંદ મહેતા
જ ય ભા ર ત પ્રેસ,
શાકમાર્કેટ પાસે : રાજકોટ

## આગામી ભવિષ્યના ભવના આયુષ્ય બાંધવાના કારણો

આયુષ્યના ચાર પ્રકાર દેવઆયુષ્ય, મનુષ્યઆયુષ્ય, તિર્યંચ-આયુષ્ય, નરકઆયુષ્ય જીવો ગત ભવમાંથી આયુષ્યના બંધ સાથે પ્રારબ્ધ બાંધીને નવો જન્મ ધારણ કરે છે શુભાશુભ પ્રારબ્ધ પ્રમાણે વર્તમાન ભવમાં સુખ દુ.ખ, પ્રતિકૂળતા, અનુકૂળતા, ધનસંપતિ, સ્વજનો વગેરે પ્રાપ્ત થાય છે. ભવિષ્યનુ પ્રારબ્ધ કેવું બાધવું તે સંજ્ઞી પંચેન્દ્રિય જીવની સ્વતંત્રતા છે વર્તમાન ભવમાં શુભ કર્તવ્યથી શુદ્ધ વિચારોથી શુભગતિ અને સુખના સાધનો પ્રાપ્ત થાય છે અશુભ કર્તવ્યથી અશુભ વિચારોથી અશુભ ગતિ અને દુ.ખના સાધનો પ્રાપ્ત થાય છે

### દેવનું આયુષ્ય બાંધવાના કારણો

અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્યના પાલનથી, અપરિગ્રહથી દાન દેવાથી, તપસ્યા કરવાથી, અકામનિર્જરાથી શીત, તાપ, ક્ષુધા, તૃષાના કષ્ટો સમભાવે સહન કરવાથી, શુભ કાર્ય અને શુભ અધ્ય-વસાયોથી દેવપણું પામે

### મનુષ્ય આયુષ્ય બાંધવાના કારણો

અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, દાન દેવું વગેરે શુભ કર્તવ્યથી, વિનય કરવાથી, સરળતાથી (માયાકપટ મૃષાવાદ રહિત ભાવથી) શુભ અધ્યવસાયોથી મનુષ્યપણાને પામે

### તિર્યંચ આયુષ્ય બાંધવાના કારણો

જીવોની હિંસા કરવાથી, જુઠુ બોલવાથી, ચોરી કરવાથી, પરસ્ત્રી સેવનથી, તીવ્ર ક્રોધ કરવાથી, અભિમાનથી, માયા કપટથી, લોકોને છેતરવાથી, ઝેરવેર કરવાથી, અશુભ અધ્યવસાયોથી, જીવ મૃત્યુ પછીના ભવમા પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, કીડા, પોરા, કુથવા, કીડી, મકોડા, વીછી, પતગીયા, ભમરા, કુતરા, બીલાડા વાઘ, સિંહ, મોર, પારેવા, ગાય, ભેશ આદિ પશુ પખી જલચર, સ્થળચર, ઉરપર, ભુજપર, ખેચર આદિ તિર્યંચગતિમાં ઉત્પન્ન થાય છે.

## નરક આયુષ્ય બાંધવાના કારણો

પંચેન્દ્રિય જીવોની હિંસા કરવાથી દારૂ માંસના ખોરાક ખાવાથી મહા આરંભના કાર્યથી, અતિપરિગ્રહ સંચય કરવાના મમત્વથી, પરસ્ત્રી સેવનથી, અતિતીવ્રક્રોધ માન, માયા અને લોભ (અનંતાનુબંધીના કષાયો)થી જીવો મૃત્યુ પછીના ભવે નરકગતિમાં નારકી પણે ઉત્પન્ન થાય છે જ્યાં અસીમ દુઃખો ભોગવવાં પડે છે જાણી આત્માર્થી જીવોએ અશુભ કાર્યોથી દૂર રહેવું

## સવારની પ્રાર્થના (ભાવના ભાવવી)

જગતના સર્વ જીવો મારા મિત્ર હજો સહુનું કલ્યાણ હજો. મને કોઈ દુશ્મન માનતા હોય, મારાથી કોઈ પ્રતિકૂળ હોય તેવા સર્વ આત્માનું પણ કલ્યાણ થજો. તેઓ પ્રત્યે મારા હૃદયના કોઈપણ ખૂણે દ્વેષનો અંશ ન રહે એવી મને સદ્બુદ્ધિ અને શક્તિ હજો. મારામાંથી ક્રોધ, માન, માયા, લોભ અને રાગદ્વેષ, મોહ અને મમત્વ ભાવ દૂર થજો.

અહિંસા, સત્ય, અચૌર્ય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ ભાવની વૃદ્ધિ હજો. દાન, શિયળ, તપ, સંયમ સહીષ્ણુતા, અર્પણતા, ત્યાગ, સમભાવ, સંતોષ સંપ વિનય, ક્ષમા, સરળતા અને નમ્રતાના ગુણોની વૃદ્ધિ હજો મારામાં તથા મારા કુટુંબમાં અન્યના દોષો ન જોવાની બુદ્ધિ હજો

પરાયા દોષ જોવાની, ન થાઓ વૃત્તિ કે ઇચ્છા;
સૂતા કે જાગતાં મનમાં, મલીન વિચાર ના ઉઠે;
રહે નહિ વસ્તુની મમતા, બધામાં હો સદા સમતા;
પ્રભુ એવી દયા કર તુ, વિષયને વાસના છૂટે

---

## આભાર

પુ શ્રી ડાકરશીભાઈ [illegible] શાહે શ્રી આચારાંગ સૂત્ર તૈયાર કરી આપ્યું અને અમો [illegible] મંજુરી આપી [illegible] મદદ તેઓશ્રીનો આભાર માની,

મહાનુભાવો

નીચેના ધર્મકરણી કરવામાં ઉપયોગી ધાર્મિક પુસ્તકો અને ઉપકરણો પડતર કિંમત કરતાં અર્ધી કિંમતે આપવામાં આવે છે તો જેઓને જરૂરત હોય તેમણે નીચે બતાવેલ સ્થળેથી મેળવી લેવા અગર પોસ્ટથી મગાવી લેવા (પોસ્ટેજ ખર્ચ અલગ થશે.)

| વિગત | પડતર કિંમત | અર્ધી કિંમત |
|---|---|---|
| શ્રી જૈન તત્ત્વપ્રકાશ | ૬–૦૦ | ૩–૦૦ |
| સમ્યગ્દર્શન અને અધ્યાત્મ જ્ઞાન | ૪–૦૦ | ૨–૦૦ |
| મહામંત્ર આરાધના, શ્રુતજ્ઞાન–પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ | ૪–૦૦ | ૨–૦૦ |
| શ્રી ધર્મધ્યાન અને સજઝાયમાળા | ૪–૦૦ | ૨–૦૦ |
| શ્રી આચારાંગ સુત્રમ્ | ૩–૭૫ | ૧–૮૭ |
| શ્રી જૈન જ્ઞાનસાગર | ૩–૫૦ | ૧–૭૫ |
| શ્રી બૃહદ્ જૈન થોક સંગ્રહ | ૩–૦૦ | ૧–૫૦ |
| શ્રી દડકાવ બોધ ગ્રંથ | ૩–૦૦ | ૧–૫૦ |
| અતિમુક્ત બા બ્ર શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર–ગુજરાતી અથવા હિન્દી | ૨–૫૦ | ૧–૨૫ |
| શ્રી સિદ્ધિના સોપાન | ૧–૫૦ | ૦–૭૫ |
| શ્રી નવતત્ત્વ અને જીવ વિચાર | ૦–૫૦ | ૦–૨૫ |
| ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયોગ | ૦–૫૦ | ૦–૨૫ |
| શ્રી પ્રતિક્રમણ સુત્ર | ૦–૪૨ | ૦–૨૧ |
| શ્રી સામાયિક સુત્ર | ૦–૧૦ | ૦૦–૫ |
| ગુચ્છા ઉનના | ૪–૨૫ | ૨–૧૨ |
| કટાસણું ઉનનું | ૪–૨૫ | ૨–૧૨ |
| માળા (નવકારવાળી) સુખડની | ૧–૦૦ | ૦–૫૦ |
| પુસ્તકો મુકવા માટે લાકડાના સાપડા | ૧–૦૦ | ૦–૫૦ |

સ્થળ :
દિવાન પરા શેરી નં ૬
રાજકોટ.

શ્રી શામજી વેલજી વીરાણી અને
શ્રી કડવીબાઇ વીરાણી સ્મારક ટ્રસ્ટ.

સ્વર્ગસ્થોની તિથિઓ,

પૂ. પિતાશ્રી,

**શ્રી ગામજી વેલજી વીરાણી**

[ સં. ૨૦૦૨ મહા વદ ૧૨, તા ૨૮-૨-૪૬ ]

પૂ. માતુશ્રી,

**શ્રી કડવીબાઇ વીરાણી**

[ સં. ૨૦૧૦ ભાદરવા શુદ ૧૪, તા. ૧૧-૯-૫૪ ]

બા. બ્ર વિનોદમુનિથી,

[ સં. ૨૦૧૩ શ્રાવણ શુદિ ૧૨ તા. ૭-૮-૫૭ ]

ઉપરોક્ત તિથિઓએ

કુટુંબીજનો તથા સ્નેહીઓ

પોતાના આત્માની ઉન્નતિને માટે એ આત્માઓના
જીવનમાંથી અનુકરણીય વ્રત-નિયમ જેવા કે સામાયિક
પ્રતિક્રમણ સંવર ચોવિહાર ઉપવાસ એકાસણુ આયંબિલ,
ઉણોદરી આદિ તપ પોતાના ભાવ પ્રમાણે કરી તેઓની
[illegible]
એવી નમ્ર વિનતી.

આત્મબંધુ










# સ્મરણાંજલિ



ૐ

"असंखयं जीविय मा पमायए"

પોતાના હૃદયની ચિરતન પ્રકાશતી
ધર્મ જ્ઞાન-જ્યોતે
અમારા જીવનમા પણ ધર્મના તેજ પાથરનાર

સ્વ. પૂ. પિતાશ્રી
**શામજી વેલજી વીરાણી**
તેમજ
સ્વ. પૂ. માતુશ્રી
**કડવીબાઇ વીરાણી**
અને
જન્મથીજ ધર્મના રંગે રંગાએલા
સ્વ. બા. બ્ર. **વિનોદ મુનિશ્રી** ને

નવકારવાળી

રજોહરણ

નવકારવાળી

રજોહરણ

# શ્રી આચારાંગ સૂત્રમ્ સમર્પણ

લિ. દુલભજી શામજી વીરાણી



ના વંદન

## સારાના સંહાર વિષે

રે રે જાલિમ જગ સહુ તારો જુઠો આ વહેવાર છે રે,
નિરભય કરતો નઠારો. સારાનો સંહાર છે રે.

નમ્ર રાંક કસ્તુરી મૃગો નિર્જન વન વસનાર,
મરે કસ્તુરી કારણે, લાખો બની શીકાર,
શી ગુણકારી કસ્તુરી માટે તેને શીરે છૂરી,
વિના ભાગે ભુંડા શ્વાન ભસનારો.
સારાનો સંહાર છે રે.

કાતળી કાતળી શેરડી, હાથે હાથ કપાઇ,
વાડે વાડ પીલાઇને, દાંતે દાંત ચવાઈ,
શી રસની છે મધુરી માટે તેને શીરે છૂરી,
બાવળ કેરી બાજુ, કોઇ ન જનારો,
સારાનો સંહાર છે રે.

દાડમને ડાલર કળી, અણ ખીલી ચુંટાય,
અર્ક કાજ ઉકળાઇને માળા કાજ વીંધાય;
શી સુગંધી તેમાં ભરી, માટે તેને શીરે છૂરી,
આવળ કેરા ફુલડાં કોઇ ન જોનારો
સારાનો સંહાર છે રે.....



"આચાર્ય દેવો ભવ :"

મારા પરમ ઉપકારી, ધર્મહેતુભૂત
પરમ પૂજ્ય શાસન ભૂષણ
મહારાજશ્રી ૧૦૦૮ બાલબ્રહ્મચારી પંડિતરત્ન,
મહા પ્રભાવશાળી પ્રખર તત્ત્વજ્ઞાની ઓજસ્વી
મહાન આત્મા,

## મુનિશ્રી પ્રાણલાલજી સ્વામીને

મારા અંતઃકરણના શુદ્ધ ભાવથી
કોટિ કોટિ વંદન હોજો

ॐ શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

ગુણાનુરાગી,
દુલભજી શામજી વીરાણી

# નિવેદન

" असंखयं जीविय मा पमायए "

સ્વર્ગસ્થ બા બ્ર **વિનોદમુનિજી** આગમોક્ત જિનવાણીના પરમ ભક્ત હતા જિનાગમવચનો પર એમની અગાધ શ્રદ્ધા હતી અને '**अमखयं जीविय मा पमायए**' ( જીવન તૂટ્યુ સંધાતુ નથી માટે ક્ષણ માત્રનો પણ પ્રમાદ ન કરવો જોઇએ ) આ તેમનુ ધ્યેય હતુ

વીતરાગની વાણીનો વિશેષ પ્રચાર કેમ થાય એની એમના હૃદયમા ઘણી જ ધગશ હતી વીતરાગના વચનોનુ શ્રદ્ધાન્ કરીને એમણે ભાગવતી દીક્ષા અગીકાર કરી એમની દીક્ષા સસ્કાર વિધિમા અમે નિમિત્ત ન થઇ શકયા, એ અમારી કમનસીબી છે વીતરાગ વાણીના પ્રચારની એમની જે ઉત્કૃષ્ટ ઇચ્છા હતી તે સદ્ભાવનાની પૂર્તિરૂપે વીતરાગવાણીમાથી જે ઉત્તમ જ્ઞાન કે જે નિત્ય શ્રાવક-જીવનમા ઉપયોગી થઇ શકે તેવા સાહિત્યનુ પ્રકાશન કરીને અમુક અંશે એ દુ ખને હળવુ કરવા અમારા ચિત્તને શાન્ત્વન આપવાનો સ્વલ્પ પ્રયત્ન કરી આ ગ્રથ સ્વર્ગસ્થ બા બ્ર **શ્રી વિનોદમુનિજીને** શ્રદ્ધાજલિરૂપે અર્પણ કરીએ છીએ

સ્વર્ગસ્થ મુનિશ્રી નિર્વાણ પામ્યા પછી તેમના સ્વર્ગારોહણનુ જે નિમિત્ત સરજાયુ, તેનુ વર્ણન તથા તેમના આદર્શ જીવનનો વૃતાત સક્ષિપ્તમા આ ગ્રથમા આપેલ છે તેમ જ તેમના અનુપમ

/

જીવનને આવરી લેતો ગ્રંથ ગુજરાતી તથા હિન્દી ભાષામાં જુદા જુદા ગ્રંથ રૂપે પ્રકાશન થએલ છે "શ્રી આચારાંગ સૂત્રમ્" નામનો ગ્રંથ અમો શ્રી જૈન ધર્મપ્રેમી મુમુક્ષુઓ સમક્ષ મૂકીએ છીએ જેમાં શબ્દાર્થ તથા ભાવાર્થ સરળ રીતે છાપેલ છે

આવા ગ્રંથો સસ્તી કિંમતે મળી શકે તો તેનો લાભ સૌ કોઇ વધારે પ્રમાણમાં લીએ અને જૈન જ્ઞાનનો પ્રચાર વધે એ કારણને અંગે અને અમારા સ્વ. પૂ. પિતાશ્રીની જે ખરા અંત કરણની ધગશ અને આકાંક્ષા હતી તેમ જ તેઓશ્રીની સૂચના હતી તે પ્રમાણે આજે આ ગ્રંથ "શ્રી આચારાંગ સૂત્રમ્ પ્રથમ સ્કંધ" તેમ જ શ્રી જૈન તત્ત્વ પ્રકાશ, શ્રી સમ્યગ્દર્શન અને અધ્યાત્મ જ્ઞાન, મહામંત્ર આરાધના શ્રુતજ્ઞાન પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ, શ્રી જૈન જ્ઞાનસાગર શ્રી બૃહદ જૈન થોક સંગ્રહ, શ્રી દ્દઢભાવ બોધ ગ્રંથ, શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાય માળા, અતિમુક્ત બા બ્ર શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર (ગુજરાતી) તથા (હિન્દી), શ્રી સિદ્ધિના સોપાન, શ્રી નવતત્ત્વ અને જીવ વિચાર ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયોગ, શ્રી પ્રતિક્રમણ સૂત્ર, શ્રી સામાયિક સૂત્ર જેવા ધાર્મિક ગ્રંથો અને ધાર્મિક ઉપકરણો પડતર કિંમત કરતા અર્ધી કિંમત આપીને તેઓશ્રીની ઇચ્છા અને ભાવનાને માન આપ્યાનો અમોને સંપૂર્ણ આનંદ થાય છે તે સાથે આ ગ્રંથની પ્રથમ આવૃત્તિ જૈનધર્મપ્રેમી સમાજ સમક્ષ સાદર રજુ કરવાના અમને પ્રાપ્ત થયેલા શુભ અવસર બદલ અમારી જાતને કૃતકૃત્ય માનીએ છીએ

લિ. આત્મબંધુ,

દુલભજી શામજી વીરાણી

# બા. બ્ર શ્રી વિનોદમુનિનું સક્ષિપ્ત જીવન ચરિત્ર.

*

આ પુસ્તક બા બ્ર. શ્રી વિનોદમુનિના સ્મણાર્થે પ્રગટ કરવામાં આવેલ છે તેથી તેમના જીવન ચરિત્રના પુસ્તકમાંથી અહીં સંક્ષિપ્તમાં તેઓશ્રીનું જીવન વૃતાંત છાપવામાં આવેલ છે અને તેમને આ ગ્રંથ અર્પણ કરવામાં આવે છે

આ પરમ વૈરાગી અને દયાના પુજ જેવા આ પુરુષનો જન્મ વિક્રમ સવત ૧૯૯૨ પોર્ટસુદાન ( આફ્રિકા ) મા કે જ્યાં વીરાણી કુટુબનો વ્યપાર આજ દિવસ સુધી ચાલુ છે, ત્યાં થયો હતો.

શ્રી વિનોદકુમારના પુણ્યવાન પિતાશ્રીનુ નામ શેઠશ્રી દુર્લભજી શામજી વીરાણી અને મહાભાગ્યવાન માતુશ્રીનુ નામ બેન મણિબેન વીરાણી બન્નેનુ અસલ વતન રાજકોટ (સૌરાષ્ટ્ર) છે બેન મણિબેન ધાર્મિક ક્રિયામાં પહેલેથી જ રુચિવાળા હતા, પરતુ શ્રી વિનોદકુમાર ગર્ભમાં આવ્યા પછી વધારે દૃઢધર્મી અને પ્રિયધર્મી બન્યા હતા

પૂર્વ ભવના સંસ્કારથી વિનોદકુમારનુ લક્ષ ધાર્મિક અભ્યાસ અને ત્યાગભાવ તરફ વધારે હોવા છતા તેઓશ્રીએ નોનમેટ્રીક સુધી અભ્યાસ કરી વ્યવહારિક કેળવણી લીધેલી અને વ્યાપારની પેઢીમાં કુશળતા બતાવેલી

તેઓશ્રીએ યુનાઇટેડ કિંગડમ, ફ્રાન્સ, બેલ્જીયમ, હોલેન્ડ, જર્મની, સ્વીટ્ઝર્લેન્ડ, તેમ જ ઈટાલી, ઇજીપ્ત વગેરે દેશોમાં પ્રવાસ કરેલ સા ૨૦૦૯ના વૈશાખ માસ, સને ૧૯૫૩મા લંડનમા રાણી એલીઝાબેથના રાજ્યારોહણ પ્રસગે તેઓશ્રી લડન ગયા હતા કાશ્મીરનો પ્રવાસ પણ તેમણે કરેલ, દેશ પરદેશ ફરવા છતા પણ તેમણે કોઇ વખતે પણ કદમૂળનો આહાર વાપરેલ નહી

ઉગતી આવતી યુવાનીમા તેઓશ્રીએ દુનિયાના રમણીય સ્થળો જેવા કે કાશ્મીર ઇજીપ્ત અને યુરોપનાં સુદર સ્થળોની મુલાકાત

મહારાજ સાહેબે સં. ૨૦૧૩ના જેઠ શુદ ૫ ને સોમવારે માંગરોલ મુકામે નક્કી કરી શ્રી જસરાજભાઈ વિનોદકુમારને રાજકોટ મળ્યા. શ્રી વિનોદકુમારે શ્રી જસરાજભાઈની યથાયોગ્ય સેવા બજાવી, માંગરોલ રવાના કર્યા અને પોતે નિશ્ચયપૂર્વક દીક્ષા માટે આજ્ઞા માગી પણ તેઓના પિતાશ્રીની એકને એક વાણી સાંભળી ને તેમને મનમાં આઘાત થયો અને દીક્ષા માટેનો તેમણે બીજો રસ્તો શોધી કાઢયો.

પૂજ્યશ્રી લાલચંદજી મહારાજ અને તેમના શિષ્યોનો પરિચય મુંબઈમાં થયેલ હતો અને ત્યારબાદ કોઈ વખત પત્રવહેવાર પણ થતો હતો. છેલ્લા પત્રથી તેમણે જાણેલ હતું કે પૂ. શ્રી લાલચંદજી મહારાજ, બીચન ગામે પૂ. આચાર્ય શ્રી સમર્થમલજી મહારાજ સાહેબ પાસે જ્ઞાનાભ્યાસ અર્થે ગયા છે. પોતાને પિતાશ્રીની આજ્ઞા (દીક્ષા માટે) મળે તેમ નથી અને દીક્ષા તો લેવી જ છે. આજ્ઞા વિના કોઈ સાધુ મુનિરાજ દીક્ષા આપશે નહી અને સ્વયમેવ દીક્ષા સૌરાષ્ટ્રમાં લઈને આચાર્ય શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસે જવામાં ઘણાં વિઘ્નો થશે એમ ધારીને તેઓએ દૂર રાજસ્થાનમાં ચાલ્યા જવાનું નક્કી કર્યું.

તા. ૨૪-૫-૫૭ સં. ૨૦૧૩ના વૈશાખ વદ ૧૦ ને શુક્રવારના રોજ સાંજના માતુશ્રી સાથે છેલ્લુ જમણ કર્યું. ભોજન કરી, માતુશ્રી સામાયિકમાં બેસી ગયા. તે વખતે કોઈને જાણ કર્યા વગર દીક્ષાના વિઘ્નોમાંથી બચવા માટે ઘર, કુટુંબ, સૌરાષ્ટ્ર ભૂમિ અને મોટલ સમાજનો પણ ત્યાગ કરી તેઓ બીચન તરફ રવાના થયા.

શ્રી વિનોદમુનિના નિવેદન પરથી માલુમ પડયું કે તા. ૨૪-૫-૫૭ના રોજ રાત્રે આઠ વાગે ઘેરથી નીકળી, રાજકોટ જંક્શને જોધપુરની ટિકિટ લીધી. તા. ૨૫-૫-૫૭ના સવારે ૮ વાગ્યે મહેસાણા પહોંચ્યા ત્યાં અઢી કલાક ગાડી પડી રહે છે, તે દરમ્યાન ગામમાં જઈને લોચ કરવા માટેના વાળ રાખીને બાકીના કઢાવી નાખ્યા અને ગાડીમાં બેસી ગયા. મારવાડ જંક્શન તથા જોધપુર જંક્શન થઈને તા. ૨૬-૫-૫૭ ની વહેલી સવારે ૪॥ વાગ્યે ફલોદી પહોંચ્યા ત્યાંથી પગે

સ્વ. ધર્માનુરાગી પૂજ્ય



માતુશ્રી શ્રી કડવીબાઇ વીરાણી

ચાલીને ખીચન ઉપાશ્રયમાં પહોંચ્યાં અને ઉપાશ્રયમાં બિરાજતા મુનિવરોના દર્શન કર્યા વંદણા નમસ્કાર કરી સુખશાતા પૂછી, બહાર નીકળ્યા અને પોતાના સામાયિકના કપડાં પહેર્યા અને પછી પૂજ્ય શ્રી મુનિવરોની સન્મુખ સામાયિક કરવા બેઠા, તેમાં **"जाव नियम पज्जुवासामि दुविहं तिविहेणं"** ના બદલે **"जाव जीव पज्जुवासामि तिविहं तिविहेणं"** બોલ્યા તે શ્રી લાલચંદજી મહારાજે સાંભળ્યું અને તેઓશ્રીએ પૂછયું કે "વિનોદકુમાર ! તમે આ શુ કરો છો, તેનો જવાબ આપવાને બદલે **"अप्पाणं वोसिरामि"** બોલી પાઠ પૂરો કર્યો અને પછી વિનયપૂર્વક બે હાથ જોડીને બોલ્યા કે "સાહેબ ! એ તો બની ચૂકયુ અને મે સ્વયમેવ દીક્ષા લઈ લીધી, બરાબર જ છે અને તેમાં કાંઇ ફેરફાર થઇ શકે તેમ નથી. આ સિવાય આપશ્રીની બીજી કોઈ પણ પ્રકારની આજ્ઞા હોય તો ફરમાવો."

તે જ દિવસે બપોરના શાસ્રજ્ઞ પૂ મુનિશ્રી સમર્થમલજી મહારાજ સાહેબે શ્રી વિનોદકુમાર મુનિને પોતાની પાસે બોલાવ્યા અને સમજાવ્યા કે "તમે એક સારા ખાનદાન કુટુબના વ્યક્તિ છો તમારી આ દીક્ષા અગીકાર કરવાની રીત બરાબર નથી કારણુ કે તમારા માતા-પિતાને આ હકીકતથી દુ ખ થાય અને તેથી મારી સમતિ છે કે રજોહરણુની ડાડી ઉપરથી કપડું કાઢી નાખો જેથી તમો શ્રાવક ગણાવ અને જરૂર પડે તો શ્રાવકોનો સાથ લઇ શકો. એમ ત્રણુવાર પૂ મહારાજશ્રીએ સમજાવેલા પરતુ તેમણે ત્રણેય વખત એક જ ઉત્તર આપેલો કે "જે થયું, તે થયું હવે મારે આગળ શુ કરવું તે ફરમાવો."

શ્રી વિનોદમુનિના શ્રી સમર્થમલજી જેવા મહામુનિના પ્રશ્નના જવાબ પછી ખીચનનો ચતુર્વિધ સઘ વિચારમાં પડી ગયો અને મુનિશ્રીઓ પર સસારીઓનો કોઈ પણ પ્રકારનો આ નિષ્કારણુ હુમલો ન આવે તે માટે શ્રી વિનોદમુનિને જણાવવામા આવ્યુ કે "અમારી સલામતી માટે તમારે જાહેર નિવેદન બહાર પાડવાની જરૂર

છે" ત્યારે શ્રી વિનોદમુનિએ પોતાના હસ્તાક્ષરે નિવેદન શ્રી સંઘ સમક્ષ પ્રગટ કર્યું, તેનો સાર નીચે મુજબ છેઃ-

' મારા માતા-પિતા મોહને વશ થઈને દીક્ષાની આજ્ઞા આપે તેમ ન હતું અને "असंखयं जीविय मा पमायए" ને આધારે એક ક્ષણ પણ દીક્ષાથી વંચિત રહી શકું તેમ નથી, એમ મને લાગ્યું શ્રી લાલચંદજી મહારાજ સાહેબ-વગેરેએ મને મારી દીક્ષા માટે વિચારી પછી કરવાનું કહેલ પરંતુ મને સમય માત્રનો પ્રમાદ કરવો ઠીક ન લાગ્યો, તેથી શ્રી અરિહંત ભગવંતો તથા શ્રી સિદ્ધ ભગવંતોની સાક્ષીએ મારા ગુરુ મહારાજ સમક્ષ પ્રવ્રજ્યાનો પાઠ ભણીને મારા આત્માના કલ્યાણ માટે દીક્ષા અંગીકાર કરી છે સમાજને ખોટો ખ્યાલ ન આવે કે મારી દીક્ષા ક્ષણિક જુસ્સાથી અગર બેસમજથી થઈ છે તેથી તથા સમાજમાં જૈનશાસનની પ્રભાવના થાય તે હેતુથી મારે મારો વૃતાંત પ્રગટ કરવો ઉચિત છે

ઉત્તરાધ્યયનજી સૂત્રના ૧૯ મા અધ્યયન પરથી મને લાગ્યું કે મનુષ્ય જીવનનું ખરૂં કર્તવ્ય મોક્ષફળ આપનારી દીક્ષા જ છે

છેવટ સુધી મે મારા બાપુજી પાસે દીક્ષા માટે આજ્ઞા માગી અને એ વખતે પણ પહેલાંની જેમ વાત ઉડાવી દીધી અને અનંત ઉપકારી એવા મારા બાપુજી સમક્ષ હું તેમને કઠક ભાષામાં પણ કહી શકતો ન હતો અને બીજી બાજુથી મને થયું કે આયુષ્ય અશાશ્વત છે અને આવા ઉત્તમ કાર્ય માટે મારે જરાપણ પ્રમાદ કરવો ઉચિત નથી. તેથી મે વિચારીને આ પગલું ભર્યું છે અને મને પૂર્ણ વિશ્વાસ છે કે, શ્રી વીરપ્રભુ મહાવીર સ્વામીનો સકળ સંઘ મારા આ કાર્યને અનુમોદશે જ તથાસ્તુ ' ।

રાજકોટમાં શ્રી વિનોદકુમારના ગયા પછી પાછળથી ખબર પડી કે વિનોદકુમાર કેમ દેખાતા નથી એટલે તપાસ થવા માંડી ગામમાં ક્યાંય પત્તો ન લાગ્યો એટલે બહારગામ તારો કર્યા. ક્યાંયથી પણ સંતોષકારક સમાચાર સાંપડયા નહીં. અર્થાત્ પત્તો મળ્યો જ

નહી આમ વિમાસણના પરિણામે પિતાશ્રીને બે મહિના પહેલાંની એક વાતની યાદી આવી તે એ હતી કે તે વખતે શ્રી વિનોદકુમારે આજ્ઞા માગેલી કે " બાપુજી ! આપની આજ્ઞા હોય તો આ ચાતુર્માસ ખીચન (રાજસ્થાન) જાઉં કારણ કે ખીચનમાં પૂ ગુરુમહારાજ શ્રી સમર્થમલજી મહારાજ કે જેઓ સિદ્ધાંત વિશારદ છે અને અનેકાન્તવાદના પૂરા જાણકાર છે, તેઓ ત્યાં બિરાજમાન છે જેઓશ્રી પાસે શાસ્ત્રભ્યાસ કરવા માટે પૂ શ્રી લાલચદજી મહારાજઆદિ ઠાણા ૪ જવાના છે તો મારી ઇચ્છા પણ ત્યા તેમની પાસે જવાની છે"

આ વાતચીતનુ સ્મરણ પિતાશ્રીને આવવા સાથે તેઓએ પ. પૂર્ણચદ્રજી દકને પોતાની પાસે બોલાવ્યા અને વિનોદકુમાર માટેની પોતાની ચિતા વ્યકત કરી પડિતજીનુ આ વાતને સમર્થન મળ્યુ તેઓશ્રીએ જણાવ્યુ કે થોડા સમય પૂર્વે વિનોદકુમારે મારી પાસે જાણવા માગ્યુ હતુ કે, ખીચનમાં કેવા પ્રકારની સગવડ છે ? આમ મારી સાથે પણ વાર્તાલાપ થયો હતો બન્નેનો આ પ્રમાણે એકમત થતા પિતાશ્રીએ ખીચન તાર કરવા સૂચના કરી. તા ૨૬–૫–૫૭ના રોજ પૃથ્વીરાજજી માલુ ખીચન (રાજસ્થાન) ઉપર તાર કર્યો

તા ૨૮–૫–૫૭ના રોજ જવાબ આવ્યો કે શ્રી વિનોદભાઈએ ખીચનમા સ્વયમેવ દીક્ષા ગ્રહણ કરી છે એટલે તેમના પિતાશ્રીએ રાવબહાદુરશ્રી એન પી સાહેબ, શ્રી કેશવલાલભાઇ પારેખ અને પડિતજી પૂર્ણચદ્રજી દક એમ ત્રણેયને શ્રી વિનોદકુમારને પાછા તેડી લાવવા માટે ખીચન મોકલ્યા તા ૨૮–૫–૫૭ના રોજ રવાના થઇ તા ૩૦–૫–૫૭ના રોજ સવારે ફલોદી સ્ટેશન પહોચ્યા બેલગાડીમા તેઓ ખીચન ગયા કે જયા સ્થિવર મુનિશ્રી શીરોમલજી મહારાજ પુજ્ય પડિતરત્ન શાસ્ત્ર વિશારદ શ્રી સમર્થમલજી મહારાજ આદિ ઠાણા ૮ તથા પૂજ્ય તપસ્વી મહારાજ શ્રી લાલચંદજી મહારાજ આદિ ઠાણા ૪ બિરાજતા હતા કુલ્લે સાધુ–સાધ્વીની સખ્યા અઠ્ઠાવીસથી ત્રીસની હતી

પુછપરછના જવાબમાં શ્રી વિનોદમુનિએ કેશવલાલભાઈ પારેખને કહ્યું કે ' મે તો દીક્ષા અંગીકાર કરી લીધી છે તેમાં કાંઈ ફેરફાર થાય તેમ નથી તમો અમારા વીશાળી કુટુંબના હિતેષી છો અને જો સાચા હિતેષી હો તો મારા પૂ. બા અને બાપુજીને સમજાવીને મારી હવે પછીની મોટી દીક્ષાની આજ્ઞા અઠવાડીઆની અંદર અપાવી દ્યો એટલુ જ નહીં પણ " સવિ જીવ કરૂ શાસન રસી " ની ભાવનામાં અને આજ દિવસ સુધીના મારી ઉપરના ઉપકારના બદલામાં આગમને અનુલક્ષીને મારી ભાવના એ જ હોય અને છે કે મારી દીક્ષા તેઓની દીક્ષાનુ નિમિત્ત બને અને મારા માતા-પિતા સદ્ગતિને સાધે અર્થાત્ મારી સાથે દીક્ષા લીએ.

આવા દૃઢ જવાબના પરિણામે તે જ સમયે શ્રી વિનોદકુમારને પાછા લઈ જવાની ભાવનાને નિષ્ફળતા સાંપડી અને તા ૩૧-૫-૫૭ ની રાત્રીના રવાના થઈ તા ૨-૬-૫૭ ના સવારે મહા પરીવહરૂપ ક્ષેત્રનો અનુભવ કરી શ્રી વિનોદકુમારના પિતાશ્રીને તમામ વાતથી વાકેફ કર્યા

થોડા વખતમા ફલોદીના શ્રી સંઘે પૂ. શ્રી લાલચંદજી મહારાજને ફલોદીમાં ચોમાસુ કરવાની વિનતી કરી તેનો અસ્વીકાર થવાથી સંઘ ગમગીન બન્યો એટલે નિર્ણય ફેરવ્યો અને અષાઢ શુદ ૧૩ના રોજ ખીચનથી વિહાર કરી ફલોદી આવ્યા

દીક્ષા પછી અઢી મહિનાને અંતરે ફલોદી ચોમાસા દરમ્યાન શ્રી વિનોદમુનિને હાજતે જવાની સંજ્ઞા થઈ અને તે માટે જવા તૈયાર થયા એટલે તેમના ગુરુએ કહ્યું કે બહુ ગરમી છે, જરાવાર મોડી જાવ એટલે શ્રી વિનોદમુનિએ સ્થંડીલ વગેરેની પ્રતિલેખના કરી તે દરમ્યાન ન રોકી શકાય એવી હાજત લાગી તેથી ફરી આજ્ઞા માગતાં જણાવ્યુ કે ાને હાજત બહુ લાગી છે તેથી જાઉં છુ જલદી પાછો ફરીશ કાળની અકલ ગતિને દાખલ રચના રચવી હતી આજે જ હાજતે એકલા જવાનો બનાવ હતો, હંમેશાં તો બધા સાધુઓ સાથે મળીને દિશાએ જતા

હાજતથી મોકળા થઇ પાછા ફરતા હતા, ત્યાં રેલ્વે લાઇન ઉપર બે ગાયો આવી રહી હતી બીજી બાજુથી ટ્રેઇન પણ આવી રહી હતી તેની વ્હિસલ વાગતાં છતાં પણ ગાયો ખસતી ન હતી શ્રી વિનોદમુનિનુ હૃદય થરથરી ઉઠયું અને મહા અનુકંપાએ મુનિના હૃદયમાં સ્થાન લીધુ. હાથમાં રજોહરણ લઇ જાનના જોખમની પરવા કર્યા વગર ગાયોને બચાવવા ગયાં. ગાયોને તો બચાવી જ લીધી. પરંતુ આ ક્રિયામાં છકાય જીવની દયાના સાધનભૂત રજોહરણ કે જે વિનોદમુનિને આત્માથી વધારે પ્યારો હતો, તે રેલ્વે લાઇન ઉપર પડી ગયો અને શ્રી વિનોદમુનિએ તે પાછો સંપાદન કરવામાં જડવાદને સિદ્ધ કરતાં રાક્ષસી એન્જિનને ઝપાટે આવ્યા અને પોતાનું બલિદાન આપ્યું. અરિહંત . અરિહત .. એવા શબ્દો મુખમાંથી નીકળ્યા અને શરીર તૂટી પડયું રક્ત પ્રવાહ છૂટી પડયો અને થોડા જ વખતમાં પ્રાણાંત થઇ ગયો બધા કહેવા લાગ્યા કે ગૌરક્ષામાં મુનિશ્રીએ પ્રાણ આપ્યાં અંતિમ સમયે મુનિશ્રીના ચહેરા પર ભવ્ય શાન્તિ જ દેખાતી હતી.

હમેશા તેઓ જે તરફ હાજતે જતા હતા તે તરફ ફલોદીથી પોકરણ તરફ જવાની રેલ્વે લાઈન હતી. આ લાઇન ઉપર રેલ્વે સત્તા-વાળાઓએ ફાટક મૂકેલ નથી અને ત્યાં રસ્તો પણ છે એટલે પશુઓની અવરજવર હોય જ છે અને વખતો વખત ત્યાં ઢોરો રેલ્વેની હડફેટે ચડી જવાના પ્રસગો બને છે

ફલોદી સઘે આ દુર્ઘટનાના ખબર રાજકોટ, ટેલીફોનથી આપ્યા. જે વખતે ટેલીફોન આવ્યો. તે વખતે વિનોદમુનિના પિતાશ્રી બહાર ગયા હતા અને માતુશ્રી મણિબેન સામાયિક–પ્રતિક્રમણમાં બેઠાં હતાં. માત્ર એક નોકર જ ઘરમા હતો કે જેણે ટેલીફોન ઉઠાવ્યો પણ તે કાંઇ ટેલીફોનનમા હકીકત સમજી શકયો નહીં અને સાચા સમાચાર મોડા મળ્યા- સ્પેશ્યલ પ્લેનથી ફલોદી પહોચે તે પહેલાં અગ્નિસંસ્કાર થઇ ગયો સૂચનાનો ટેલીફોન અર્ધો કલાક મોડો પહોંચ્યો. જો સદેશો

## आदर्श बताकर चले गये तुम

ओह विनोद मुनि आये आये चले गये तुम ॥

प्रेम-धार से पले हुए थे,
सुख वैभव में ढले हुए थे।
फूल गुलाबी खिले हुए थे,
ओह नव दीक्षित हँसा रुला कर चले गये तुम ॥

शीघ्र प्राप्त कर सूत्र सार तुम,
मोह माया का तोड़ तार तुम।
स्वयं दीक्षा सोल्लास धार तुम,
ओह त्यागी वीर सौर फैला कर चले गये तुम ॥

कैसा था वैराग्य तुम्हारा,
कैसा था चरित्र तुम्हारा।
कैसा था सौभाग्य तुम्हारा,
ओह आदर्श मुनि आदर्श बताकर चले गये तुम ॥





શ્રી વિનોદકુમાર વીરાણી

(દીક્ષા લીધા પહેલાં શાસ્ત્રાભ્યાસ કરતા)

જન્મ પોર્ટસુદાન સં ૧૯૯૨

દીક્ષા

ખીચન – (રાજસ્થાન)
સં ૨૦૧૩ વૈશાખ વદ ૧૨
તા ૨૬–૫–૫૭ રવિવાર

નિર્વાણ

ફલોદી – (રાજસ્થાન)
સં ૨૦૧૩ શ્રાવણ સુદ ૧૨
તા ૭–૮–૫૭ બુધવાર

॥ णमोऽत्थु णं समणस्स भगवओ महावीरस्स ॥

# आचाराङ्ग सूत्रम्

# આચારાંગ સૂત્રમ્

## शस्त्रपरिज्ञानामकं प्रथममध्ययनम् प्रथम उद्देशक :–

**सुयं[1] मे, आउसं[2]! तेणं भगवया[3] एवमक्खायं[4]-इह[5] मेगेसिं[6] णो[9] सण्णा[7] भवइ[8] ॥१॥**

**શબ્દાર્થ :—** હે (૨) આયુષ્યમન્ ! (૧) મેં સાંભળ્યું છે, (૩) ભગવંતે (૪) એમ કહેલ છે (૫) આ સંસારમાં (૬) કેટલાએકજીવોને (૭) જ્ઞાન (૮) હોતું (૯) નથી

**ભાવાર્થ :—** શ્રી સુધર્માસ્વામી પોતાના પ્રિય શિષ્ય જમ્બૂસ્વામીને કહે છે કે હે આયુષ્યમાન્ જમ્બૂ! મે ભગવંત શ્રી મહાવીરસ્વામી પાસેથી સાંભળ્યુ છે કે આ સંસારમા પ્રાય કરી કેટલાએક જીવોને જ્ઞાન હોતુ નથી

નોંધ–અહીં સૂત્રકાર ભગવંતે સંજ્ઞા શબ્દથી વિવેકપ્રજ્ઞા (ભાન) લીધેલ છે ( પરંતુ આહારાદિ ૧૦ દશ સંજ્ઞા નહિ જાણવી )

**तंजहा-पुरत्थिमाओ वा दिसाओ आगओ[1] अहमंसि[2], दाहिणाओ वा दिसाओ आगओ अहमंसि, पच्चत्थिमाओ**

वा दिसाओ आगओ अहमंसि, उत्तराओ वा दिसाओ आगओ अहमंसि, उड्ढाओ वा दिसाओ आगओ अहमंसि, अहो दिसाओ वा आगओ अहमंसि, अण्णयरीओ वा दिसाओ अणुदिसाओ वा आगओ अहमंसि ॥१॥

શબ્દાર્થ ભાવાર્થ — જેમકે હું પૂર્વ દિશામાંથી (૧) આવીને (૨) અહીં ઉત્પન્ન થયો છું—જન્મ પામ્યો છું અથવા તો દક્ષિણ દિશામાંથી અથવા પશ્ચિમ દિશામાંથી અથવા ઉત્તર દિશામાંથી અથવા ઊર્ધ્વ દિશામાંથી અથવા નીચી દિશામાંથી અથવા કોઈ પણ એક દિશામાંથી અથવા કોઈ પણ વિદિશામાંથી આવી હું અહીં ઉત્પન્ન થયો છું

एव मेगेसिं णो णायं भवइ, अत्थि मे आया उववाइए, णत्थि मे आया उववाइए, के अहमंसि, ? के वा इओ चुओ इह पेचा भविस्सामि ? ॥२॥

શબ્દાર્થ – (૧) કેટલાએકને (૨) નથી (૩) જ્ઞાન (૪) હોતું (૫) મારો (૬) આત્મા (૭) પુનર્જન્મ કરવાવાળો (૮) છે (૯) પુનર્જન્મ કરવાવાળો (૧૦) નથી (૧૧) મારો આત્મા પૂર્વભવમાં કોણ હતો ? (૧૨) અહીંથી (૧૩) મરણ પામીને (૧૪) સંસારમાં બીજા જન્માં-(૧૫) પરલોકમાં હું (૧૬) કોણ હોઈશ ?

ભાવાર્થ – આવા પ્રકારનું કેટલાએક જીવોને જ્ઞાન હોતું નથી કે મારો આત્મા પુનર્જન્મ કરવાવાળો છે અથવા મારો આત્મા પુનર્જન્મ કરવાવાળો નથી અથવા પૂર્વભવમાં હું કોણ હતો ? અથવા અહીંથી મરણ પામી બીજા જન્મમાં પરલોકમાં હું કોણ હોઈશ ? કઈ ગતિમાં ઉત્પન્ન થઈશ ?

से जं पुण जाणेज्जा सहसम्मइयाए परवागरणेणं, अण्णेसिं अंतिए वा, सोच्चा तंजहा पुरत्थिमाओ वा दिसाओ

**શબ્દાર્થ :** (૧) મે કર્યું, મેં કરાવ્યું, મેં કરનારને અનુમોદન આપ્યું. (૨) હુ કરું છુ, કરાવુ છું, કરતાને અનુમોદન આપુ છું, (૩) હું કરીશ, કરાવીશ, (૪) કરતાંને અનુમોદન (૫) આપીશ, (૭) લોકમા (૬) આ બધા (૮) કર્મબંધનના કારણરૂપ ભેદ (૯) જાણવા

**ભાવાર્થ.—** મે આ કાર્ય કર્યું, અન્ય પાસે કરાવ્યું, અન્ય કરનારને અનુમોદન આપ્યુ. હું કાર્ય કરું છું, અન્ય પાસે કરાવું છું, કરનારને અનુમોદન આપુ છું. હુ અમુક કાર્યને કરીશ, અન્ય પાસે કરાવીશ, કરશે તેને અનુમોદન આપીશ, આ નવ ભેદ, ભૂત, વર્તમાન, ભવિષ્ય ત્રણ કાળ આશ્રી થયા, તેને મન, વચન, કાયારૂપ ત્રણ યોગે કરી ગુણતા કર્મબધન થવામા સત્તાવીશ ભેદ થાય છે. તેના સ્વરૂપને બરાબર જાણી તેનો ત્યાગ કરવો. કર્મબધનમાં મુખ્ય કારણ પાંચ ઇન્દ્રિયોના વિષયો ઉપરની આસકિત છે વિષયોનાં સાધનો પ્રાપ્ત કરવા પરિગ્રહની જરૂર પડે છે પરિગ્રહ પ્રાપ્ત કરતા આરંભ–જીવઘાત થાય છે, તેમ જ પરિગ્રહ મેળવતા કષાયો ઉત્પન્ન થાય છે. જીવઘાતથી તથા અનતાનુબધીના કષાયોથી નરકગતિમાં જીવને ઉત્પન્ન થવું પડે છે. અપ્રત્યાખ્યાન કષાયોથી તથા ઓછા આરભથી જીવોને તિર્યંચમાં ઉત્પન્ન થવું પડે છે શ્રી ભગવત મહાવીરે આરંભ અને પરિગ્રહ-મમત્વને શ્રી ઠાણુંાગજીસૂત્રમા અનર્થનાં મૂળ કહ્યા છે, તેમ જ સંસાર-પરિભ્રમણનાં–દુ.ખોના એટલે જન્મ મરણનાં હેતુ કહેલા છે, તથા ધર્મ પામવામા, સમ્યક્ત્વ પામવામાં, બાધકરૂપ કહેલ છે. આવી દૃઢ શ્રદ્ધા ન થાય ત્યા સુધી એ જીવ કેવળી–પ્રરુપિત–ધર્મ પામે નહી, સમ્યક્ત્વ પામે નહીં, મોક્ષ પ્રાપ્ત કરી શકે નહીં. એમ જાણી પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં વૈરાગ્ય ભાવ લાવી આરભ પરિગ્રહ અને કષાયના સ્વરૂપને જાણી શ્રમણવર્ગે વિષયોની આસકિતથી સદા દૂર રહેવું, એ જ મોક્ષ પ્રાપ્તિનો ઉપાય છે. ગૃહસ્થોએ અલ્પારંભી થવા તથા પરિગ્રહમમત્વ ઘટાડી, અલ્પ-પરિગ્રહી બનવા સતત જાગૃત રહી કર્મબધનનાં કારણોથી દૂર રહેવા ઉપયોગી રહેવું પરિગ્રહમમત્વ છૂટે ત્યારે જ કષાયોની મંદતા થવા

અસ્તિત્વ હોવાનો નિર્ણય થાય છે અને મોક્ષના બીજરૂપ સમ્યક્ત્વ-શ્રદ્ધા ઉત્પન્ન થાય છે દ્રવ્ય દિશાના ૧૦ ભેદ-પૂર્વાદિ ચારદિશા તથા ચાર અણુદિશાઓ એક ઉર્ધ્વદિશા અને એક અધોદિશા

ભાવદિશાના ૧૮ ભેદ = (૧) પૃથ્વીકાય, (૨) અપકાય, (૩) તેઉકાય, (૪) વાઉકાય, (૫) અગ્રબીજ, (૬) મૂળબીજ, (૭) સ્કંધબીજ (૮) પર્વબીજ, ( આ ચાર વનસ્પતિના ભેદ છે ) તથા (૯) બેઇન્દ્રિય, (૧૦) ત્રેઇન્દ્રિય, (૧૧) ચૌઇન્દ્રિય, (૧૨) પંચેન્દ્રિય તિર્યંચ (૧૩) સમૂચ્છિમ મનુષ્ય, (૧૪) કર્મભૂમિ મનુષ્ય, (૧૫) અકર્મભૂમિ મનુષ્ય, (૧૬) અંતરદ્વીપ મનુષ્ય, (૧૭) દેવ તથા (૧૮) નારકી

से आयावादी[1] लोयावादी[2] कम्मावादी[3] किरियावादी[4] ॥५॥

શબ્દાર્થ (૧) આત્માને માનનારા (૨) લોકને માનનારા (૩) કર્મને માનનારા (૪) ક્રિયાને માનનારા

ભાવાર્થ – જે આત્મા એમ જાણે છે જે મારો આત્મા પુનર્જન્મ પામનારો છે એક ગતિમાંથી બીજી ગતિમાં ઉત્પન્ન થનારો છે, કર્મના સંગથી દિશા વિદિશામાં ગમનાગમન કરનારો છે, જન્મ મરણ કરનારો છે આવા પ્રકારના આત્માના સ્વરૂપને જાણનારા તે આત્મવાદી, લોકના સ્વરૂપને જાણનારા તે લોકવાદી, અથવા આત્માવાદી છે તે લોકવાદી છે અને જે આત્મા તથા લોકના સ્વરૂપને જાણનારા છે તે કર્મવાદી છે અથવા કર્મના સ્વરૂપને જાણનારા તે કર્મવાદી છે અને જે કર્મવાદી છે તે ક્રિયાવાદી છે અથવા કર્મબંધના કારણરૂપ ક્રિયાના સ્વરૂપને જાણનારા તે ક્રિયાવાદી છે દ્રવ્યથી આત્મા નિત્ય છે પર્યાયથી આત્મા અનિત્ય છ કર્મોનો કર્તા, ભોક્તા આત્મા પોતે છે તેમ જાણનાર છે તે જ આત્મવાદી

अकरिस्सं[1] चऽहं, कारवेसुं[2] चऽहं, करओयावि[3] समणुन्ने[4] भविस्सामि। एयावंति सव्वावंति लोगंसि कम्मसमारंभा परिजाणियव्वा भवंति ॥६॥

**શબ્દાર્થ :** (૧) મેં કર્યું, મેં કરાવ્યું, મેં કરનારને અનુમોદન આપ્યું. (૨) હુ કરું છુ, કરાવુ છું, કરતાને અનુમોદન આપુ છુ, (૩) હું કરીશ, કરાવીશ, (૪) કરતાંને અનુમોદન (૫) આપીશ, (૭) લોકમા (૬) આ બધા (૮) કર્મબધનના કારણરૂપ ભેદ (૯) જાણવા

**ભાવાર્થ.–** મે આ કાર્ય કર્યું, અન્ય પાસે કરાવ્યું, અન્ય કરનારને અનુમોદન આપ્યુ. હું કાર્ય કરું છું, અન્ય પાસે કરાવું છું, કરનારને અનુમોદન આપુ છું હુ અમુક કાર્યને કરીશ, અન્ય પાસે કરાવીશ, કરશે તેને અનુમોદન આપીશ, આ નવ ભેદ, ભૂત, વર્તમાન, ભવિષ્ય ત્રણ કાળ આશ્રી થયા, તેને મન, વચન, કાયારૂપ ત્રણ યોગે કરી ગુણતા કર્મબધન થવામાં સત્તાવીશ ભેદ થાય છે તેના સ્વરૂપને બરાબર જાણી તેનો ત્યાગ કરવો. કર્મબધનમાં મુખ્ય કારણ પાંચ ઇન્દ્રિયોના વિષયો ઉપરની આસકિત છે વિષયોનાં સાધનો પ્રાપ્ત કરવા પરિગ્રહની જરૂર પડે છે. પરિગ્રહ પ્રાપ્ત કરતાં આરંભ–જીવઘાત થાય છે, તેમ જ પરિગ્રહ મેળવતા કષાયો ઉત્પન્ન થાય છે જીવઘાતથી તથા અનતાનુબધીના કષાયોથી નરકગતિમા જીવને ઉત્પન્ન થવું પડે છે. અપ્રત્યાખ્યાન કષાયોથી તથા ઓછા આરભથી જીવોને તિર્યંચમાં ઉત્પન્ન થવું પડે છે શ્રી ભગવત મહાવીરે આરભ અને પરિગ્રહ-મમત્વને શ્રી ઠાણાંગજીસૂત્રમા અનર્થનાં મૂળ કહ્યા છે, તેમ જ સંસાર-પરિભ્રમણના–દુ:ખોના એટલે જન્મ મરણનાં હેતુ કહેલા છે, તથા ધર્મ પામવામા, સમ્યક્ત્વ પામવામાં, બાધકરૂપ કહેલ છે. આવી દઢ શ્રદ્ધા ન થાય ત્યા સુધી એ જીવ કેવળી–પ્રરુપિત–ધર્મ પામે નહી, સમ્યક્ત્વ પામે નહીં, મોક્ષ પ્રાપ્ત કરી શકે નહીં. એમ જાણી પાચ ઇન્દ્રિયોના વિષયોમાં વૈરાગ્ય ભાવ લાવી આરભ પરિગ્રહ અને કષાયના સ્વરૂપને જાણી શ્રમણવર્ગે વિષયોની આસકિતથી સદા દૂર રહેવું, એ જ મોક્ષ પ્રાપ્તિનો ઉપાય છે. ગૃહસ્થોએ અલ્પારંભી થવા તથા પરિગ્રહમમત્વ ઘટાડી, અલ્પ-પરિગ્રહી બનવા સતત જાગૃત રહી કર્મબધનનાં કારણોથી દૂર રહેવા ઉપયોગી રહેવું. પરિગ્રહમમત્વ છૂટે ત્યારે જ કષાયોની મંદતા થવા

સમવે છે તેમ જ જન્મ, જરા, મરણ, પ્રતિકૂળતા, રોગોના ઉપદ્રવો, પરવશપણું આદિ સંસારપરિભ્રમણનાં સર્વ દુઃખોનો નાશ કરવાનો ઉપાય, મનુષ્યભવ સિવાય, અન્ય ગતિમાં પ્રાપ્ત થાય તેમ નથી. સંયમ ભાવથી જ સઘળા દુઃખોનો નાશ થઈ શકે છે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપરૂપ આરાધન, એ જ સંયમભાવ અને તેનું પાલન મનુષ્યગતિમાં જ થઈ શકે તેમ છે તેથી જ મનુષ્ય ભવ અને સંયમભાવની મહત્તા છે એમ જાણી આત્મ સાધનરૂપ ધર્મઆરાધન કરવા જાગૃત રહેવું તે મનુષ્ય ભવનું કર્તવ્ય છે

अपरिण्णायकम्मा खलु अयं पुरिसे जो इमाओ दिसाओ अणुदिसाओ वा अणुसंचरइ, सव्वाओ दिसाओ सव्वाओ अणुदिसाओ साहेति। अणेगरूवाओ जोणिओ संधेइ, विरूवरूवे फासे पडिसंवेदेइ ॥७॥

**શબ્દાર્થ** (૧) કર્મબંધનના સ્વરૂપને નહિ જાણનાર (૨) નિશ્ચયથી (૩) એ (૪) પુરુષ (૫) દિશા (૬) વિદિશાઓમાં (૭) ગમનાગમન કરે છે (૮) સવ (૯) દિશાઓ સર્વ (૧૦) વિદિશામાં (૧૧) પોતાના કર્માનુસાર ગમનાગમન કરે છે (૧૨) અનેક પ્રકારની (૧૩) યોનિઓ સાથે (૧૪) સંબંધ કરે છે (૧૫) વિવિધ પ્રકારનાં (૧૬) દુઃખોનું (૧૭) વેદન કરે છે

**ભાવાર્થ:**– જે જીવો કર્મબંધનના સ્વરૂપને જાણતા નથી તે જીવો નિશ્ચયથી સવ દિશા, સર્વ વિદિશા તથા અનુદિશાઓમાં ચારગતિ, (નારકી–તિર્યંચ–મનુષ્ય–દેવ) ચોરાસીલાખ, જીવાયોનિરૂપ સ્થાનોમાં જન્મ અને મરણરૂપ ગમનાગમન કરે છે અને પોતાના કરેલાં કર્માનુસાર અનેક પ્રકારની યોનિઓ સાથે સંબંધ જોડી ત્યાં ત્યાં ઉત્પન્ન થઈ વિવિધ પ્રકારનાં દુઃખોનો અનુભવ કરતા રહે છે કોઈપણ જાતિ કે યોનિ કે કોઈપણ આકાશપ્રદેશો એવા નથી કે આ જીવ ત્યાં જન્મ લઈ મરણ ન પામ્યો હોય તેમ સવ જગતમાં કોઈ

પરમાણું પુદ્ગળ એવુ નથી કે આ જીવે એટલે હરકોઇ જીવોએ ગ્રહણ કરી છોડી દીધેલ ન હોય. એટલે જગત્માં રહેલાં સર્વ સ્થાનોમાં દરેક જીવોએ જન્મ મરણ કરેલાં છે અને જગત્માં રહેલાં સર્વ પુદ્ગળો ગ્રહણ કરી છોડેલાં છે. કારણ સાવદ્ય વ્યાપારથી અનતાનત કાળથી જીવોનુ ગમનાગમન ચારેગતિનાં સર્વ સ્થાનોમાં રહેલ છે વળી આ મનુષ્યભવમા જ વિવેકથી કર્મને નાશ કરવાની શકિત પ્રાપ્ત થાય છે, એમ જાણી કર્મથી મુકત થવા અને જન્મ-મરણાદિનાં દુઃખોથી છૂટવા તથા સસારપરિભ્રમણનો નાશ કરવા અપ્રમાદી બની, આત્મલક્ષી બની ધર્મ આરાધન કરી અમૂલ્ય માનવભવ સાર્થક બનાવવા ઉપયોગથી રહેવા શ્રી ભગવંતનો ઉપદેશ છે.

**तत्थ[१] खलु[२] भगवया[३] परिण्णा[४] पवेइया[५] ॥८॥**

**શબ્દાર્થ** : (૧) કર્મસમારભોમા (૨) નિશ્ચય (૩) ભગવંતે (૪) વિવેક-જ્ઞાન (૫) સમજાવેલ છે

**ભાવાર્થ** - સૂત્ર છટ્ઠામા બતાવેલ કર્મબધનનાં કારણો તથા સૂત્ર ૭ સાતમા કર્મોના વિપાકો-ફળ સ્વરૂપ જન્મ જરા મરણરૂપ, સસાર પરિભ્રમણરૂપ દુખોનાં ભોગવટાથી છૂટવા માટે શ્રી ભગવત મહાવીરે વિવેક સમજાવેલ છે-ઉપદેશ આપેલ છે. તે ઉપદેશને ધારણ કરી સાધકે વર્તનમા લાવી કર્મબધનથી-આશ્રવોથી દૂર રહેવા ઉપયોગવત રહી આરભ તથા પરિગ્રહ મમત્વથી, નિવૃત્ત થવુ એ જ સાધકનો આચાર છે અને ગૃહસ્થોએ અલ્પારભી, અલ્પપરિગ્રહી થવા પ્રમાદને દૂર કરી, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ રૂપ ધર્મઆરાધન કરી, આત્મકલ્યાણનુ સાધન કરી લેવા અપ્રમાદી બની રહેવુ એ જ સાચુ જ્ઞાન, એ જ વિવેક, એ જ મનુષ્યભવનુ કર્તવ્ય જાણવું

**इमस्स[१] चेव जीवियस्स[२] परिवंदण[३] माणण[४] पुयणाए[५], जाइमरणमोयणाए[६], दुक्खपडिघायहेउं[७] ॥९॥**

**શબ્દાર્થ** (૧) આ (૨) જીવન ટકાવવા (૩) પ્રશંસા (૪) માન આદર (૫) પૂજાશ્લાઘા (૬) જન્મમરણથી છૂટવા (૭) દુઃખોનો નાશ કરવા માટે.

**ભાવાર્થ**— જીવો પોતાનું મનુષ્ય જીવન ચિરકાળ ટકાવી રાખવા માટે તથા શરીરને પુષ્ટ બનાવવા માટે તથા યશ, કીર્તિ, માન, પૂજા પ્રતિષ્ઠા, શ્લાઘા સત્કાર પ્રાપ્ત કરવા માટે તથા જન્મ મરણથી છૂટવા માટે તથા દુઃખોનો સર્વથા નાશ કરવા માટે જીવો જ્ઞાન હીનતાના કારણે અબોધતાથી, જન્મ મરણથી છૂટવાના તથા દુઃખોનો સર્વથા નાશ કરવાના ઉપાયનું જ્ઞાન નહિ હોવાથી પાપમય, સાવદ્ય અનુષ્ઠાનો જીવઘાત આદિ ક્રિયામાં પ્રવૃત્તિ કરે છે; પરંતુ પાપમય ક્રિયાના અનુષ્ઠાનોથી દુઃખોનો નાશ થતો નથી; પણ સંસારપરિભ્રમણરૂપ દુઃખોની વૃદ્ધિ થાય છે તેનું અજ્ઞાની જીવોને જ્ઞાન હોતું નથી, જેથી આત્માર્થી જીવોએ ભગવતના ઉપદેશ ઉપર શ્રદ્ધા રાખી પાપમય સાવદ્યક્રિયા—અનુષ્ઠાનોથી દૂર રહી (છોડીને—ત્યાગીને) જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપરૂપ આરાધન (અહિંસા, સત્ય, અચૌર્ય બ્રહ્મચર્ય પરિગ્રહ—અમમત્વરૂપ વર્તન) કરવાથી જ દુઃખોનો નાશ કરી શકાય છે એમ જાણી ધર્મ આરાધન કરવા જાગૃત રહેવું માન, પૂજા યશ, કીર્તિ, શ્લાઘા, સત્કાર એ બધા આભ્યન્તર પરિગ્રહ છે બાહ્ય અને આભ્યન્તર પરિગ્રહ તથા તેના ઉપરનો મમત્વ તે કષાય તથા આરંભનું કારણ છે આરંભ છે તે કર્મબંધન કરાવનાર, જન્મ મરણ વધારનાર, દુઃખના ઉત્પાદક છે એમ જાણી શ્રમણ વર્ગોએ આરંભ પરિગ્રહથી દૂર રહેવું ગૃહસ્થવર્ગોએ અલ્પારંભી અલ્પપરિગ્રહી બની નિરારંભી નિષ્પરિગ્રહી થવાની ભાવના રાખી પોતાનો જીવન વ્યવહાર પ્રામાણિક રાખવા જાગૃત રહેવું. હિંસા અધર્મરૂપ છે અહિંસા ધર્મરૂપ છે તથા સુખની સરિતા છે આરંભથી ધર્મક્રિયા હોઇ શકે જ નહિ, જેથી સમભાવથી રહી મૈત્રી ભાવ વધારી અહિંસક ભાવે રહેવું, તે મોક્ષ પ્રાપ્તિનો ઉપાય છે સમ્યક્ત્વ એ મોક્ષનું બીજ છે જેથી શ્રી ભગવતે પ્રતિપાદન કરેલ ઉપદેશ ઉપર શ્રદ્ધા રાખવી તે મનુષ્ય જીવનનું પ્રથમ કર્તવ્ય છે

**एयावंति[2] सव्वावंति लोगंसि[1] कम्मसमारंभा[3] परिजाणियव्वा[4] भवंति[5]। जस्से[6] ते लोगंसि[7] कम्मसमारंभा[8] परिण्णाया[9] भवंति[10] से हु मुणी[11] परिण्णायकम्मे[12] त्तिबेमि[13] ॥१०॥**

શબ્દાર્થ : (૧) લોકમાં (૨) એ બધા (૩) કર્મસમારંભ છે (૪) તે જાણવા (૫) જોઇએ (૬) જેણે તે (૭) લોકમા (૮) કર્મસમારંભ (૯) જાણ્યા છે (૧૦) તે નિશ્ચયથી વિવેકી (૧૧) મુનિ છે (૧૨) કર્મના સ્વરૂપના જાણનાર છે (૧૩) એમ હું કહુ છુ

**ભાવાર્થ** :- આ લોકમાં-સંસારમાં સર્વ કર્મના સમારંભોને જાણવા જોઇએ અને જે પુરુષોએ-સાધક આત્માઓએ કર્મોના સર્વ સમારંભોને જાણ્યા છે, એ જ નિશ્ચયથી કર્મના સ્વરૂપને જાણનાર વિવેકી મુનિ છે. (કર્મસમારંભ અગર કર્મનું સ્વરૂપ એટલે શુભાશુભ કર્મબંધનથી સંસારપરિભ્રમણ, જન્મ, જરા, મરણ, શુભાશુભ ગતિમાં ઉત્પન્ન થઈ કર્માનુસાર સુખદુખનો ભોગવટો અને જીવઘાત એટલે સમારંભ જેનાથી સંસારમા પરિભ્રમણ કરવુ તે) આવા મુનિઓ જ સંસારના પારને પામે છે. માટે કર્મસમારંભ એ જ સંસાર પરિભ્રમણનુ કારણ જાણી, તેનો ત્યાગ કરવો એ જ સાચો વિવેક તથા સાચુ જ્ઞાન કહેવાય અને તે મનુષ્યભવ કર્તવ્ય જાણવું એ જ મનુષ્યભવની સાર્થકતા ગણાય.

પ્રથમ ઉદ્દેશો સમાપ્ત

# બીજો ઉદ્દેશો

**अट्टे लोए परिजुण्णे दुस्संबोहे अविजाणए, अस्सिं लोए पव्वहिए तत्थ तत्थ पुढो पास, आतुरा परितावेंति ॥११॥**

**શબ્દાર્થ** – (૧) વિષય કષાયથી પીડિત–દુઃખી (૨) જીવો પ્રશસ્ત જ્ઞાનાદિથી હીન (૪) કઠિનતાથી સમજી શકે (૫) અજ્ઞાની (૬) લોક (૭) પૃથ્વીકાય (૮) પીડિત ભિન્નભિન્ન (૯) કાર્યોદ્વારા (૧ ) પૃથક્પૃથક્ જીવો (૧૧) અધીર બની (૧૨) દુઃખ આપે છે (૧૩) દેખો

**ભાવાર્થ** – વિષય કષાયથી પીડિત–દુઃખી રહેલા વિષયોમાં આસક્ત જીવો પ્રશસ્ત જ્ઞાનાદિ ભાવોથી હીન બનેલા કઠિનતાથી બોધ પ્રાપ્ત કરી શકે તેવા અજ્ઞાની જીવો ઇન્દ્રિયોના વિષયાદિ સુખો પ્રાપ્ત કરવા માટે અત્યન્ત અધીર બની વિવેક શૂન્ય થઇ ઘર–ભવન આદિ બનાવવા માટે તથા અન્ય ભિન્ન ભિન્ન કાર્યો માટે પીડિત પૃથ્વીકાયના જીવોને ખોદીને અતિ પરિતાપ–દુઃખ આપે છે, તો હે શિષ્ય! આવા અશુભ પ્રવૃત્તિ કરવાવાળા જીવોને તું દેખ–આવું આવા હિંસાના કરનારાઓને સંસારપરિભ્રમણની વૃદ્ધિ થઈ નરક અને તિર્યંચની ગતિઓમાં ઉત્પન્ન થઈ ચિરકાળ સુધી, પરવશપણે રહી, દુઃખોને ભોગવવા પડે છે પૃથ્વીકાય પોતે સચેતન છે–જીવરૂપ છે તે શ્રી ભગવતના વચન ઉપર શ્રદ્ધા રાખી પૃથ્વીકાયના જીવોની હિંસાથી દૂર રહેવું એ જ આત્મ કલ્યાણનો માર્ગ છે હિંસાના કડુ વિપાકો ભવિષ્યમાં પોતાને દુઃખરૂપ ભોગવવા પડશે, એવો શ્રી ભગવતનો ઉપદેશ છે એ ઉપયોગ રાખી જાગૃત રહેવું અને પોતાના આત્માના હિત માટે પૃથ્વીકાયના જીવોની દયા પાળવા સતત–જાગૃત રહેવું એ મનુષ્યભવ કર્તવ્ય છે

संति पाणा पुढो सिया, लज्जमाणा पुढो पास ॥१२॥

શબ્દાર્થ :- (૧) છે (૨) પ્રાણીઓ (૩) પૃથક્ પૃથક્ રૂપે (૪) રહેલા (૫) શરમાય છે (૬) પૃથક્ પૃથક્ (૭) દેખ

ભાવાર્થ :- હે શિષ્ય ! પૃથ્વીકાયના જીવો પ્રત્યેક શરીરવાળા છે એક શરીરે એક જીવ તે પ્રત્યેકશરીરી કહેવાય તેની અવગાહના (શરીરની લબાઇ પહોળાઇ ઉંચાઈ) આંગુલના અસંખ્યાતમા ભાગની છે. પૃથ્વીના નાનામાં નાના ટુકડામાં શ્રી ભગવતે અસખ્યાતા જીવો કહેલા છે. તેનુ આયુષ્ય જઘન્ય અતર્મુહૂર્ત ઉત્કૃષ્ટ બાવીસ હજાર વરસનું છે તો હે મુનિ ! પૃથ્વીકાયને સચેતન જાણ અને જે સયમ અનુષ્ઠાન આચારવાળા મુનિ પૃથ્વીકાય જીવોની હિંસાથી શરમાતા થકા તેની હિસા કરતા નથી અને ત્રાસ પીડા આપતા નથી તથા નિર્દોષ જીવન નિર્વાહ કરવાવાળાઓને જોઇને તથા પૃથ્વીકાયને અનેક જીવાત્મક જાણી પૃથ્વીકાયની દયા પાળવી અને તેની વિરાધનાથી દૂર રહેવું એ જ સયમની સાચી સાધના છે. આત્મ કલ્યાણનો માર્ગ અને કુશળ અનુષ્ઠાન જાણવુ

अणगारा मो त्ति एगे पवयमाणा; जमिणं विरूवरूवेहिं सत्थेहिं पुढविकम्मसमारंभेणं पुढविसत्थं समारंभेमाणा अण्णे अणेगरूवे पाणे विहिंसइ ॥१३॥

શબ્દાર્થ :- (૧) ઘરરહિત ભિક્ષુક (૨) અમે (૩) કેટલાએક સાધુઓ (૪) કથન કરે છે (૫) પૃથ્વીકાય (૬) અનેક પ્રકારનાં (૭) શસ્ત્રોવડે (૮) પૃથ્વીકાય સબધી આરભ (૯) પૃથ્વીકાયના શસ્ત્રનો (૧૦) પ્રયોગ કરતા (૧૧) અન્ય નાના (૧૨) પ્રકારના (૧૩) પ્રાણીઓની (૧૪) હિસા કરે છે

ભાવાર્થ :- કેટલાએક શાક્યાદિક સાધુઓ ત્યાગી અને સાધુનામ ધરાવનારા અભિમાનપૂર્વક કહે છે કે અમો ઘરબાર સ્વજનો સંપત્તિ છોડી ત્યાગ કરી જીવોની રક્ષા કરવા માટે સાધુ થયા છીએ આ રીતે પોતાને સાધુ કહેવરાવતા થકા, અનેક પ્રકારનાં શસ્ત્રો વડે પૃથ્વીકાય જીવોની વિરાધના કરે છે-ઘાત કરે છે સાથે સાથે પૃથ્વી કાયને આશ્રયી રહેલા વનસ્પતિ આદિ સ્થાવર તથા ત્રસકાય જીવો આદિ અનેક જીવોની ઘાત કરે છે છતાં પોતાને સાધુ અને અહિંસક મનાવવાનો પ્રયત્ન કરે છે પરંતુ તે પૃથ્વીકાય આદિ જીવોની હિંસા હિંસાના કરનારને અહિત કરવાવાળી તેમ જ મિથ્યાત્વને વધારનારી જાણવી અને સાચા અણગાર-સાધુ તો એ કહેવાય જે સ્વેચ્છાપૂર્વક સૂક્ષ્મમાં સૂક્ષ્મ જીવોને પણ મન, વચન, કાયાથી પરિતાપ પણ ઉત્પન્ન કરે નહિ આવા નિર્દોષ નિરાસક્ત જીવન હોય તે જ સાચા મુનિ કહેવાય -સાધુ કહેવાય એમ જાણી જીવહિંસાથી અલગ રહેવું તે આત્મ કલ્યાણનું કારણ છે આવો શ્રી ભગવત મહાવીર સ્વામીનો ઉપદેશ છે

तत्थ खलु भगवयापरिण्णा पवेइया। इमस्स चेव जीवियस्स परिवंदणमाणण पूयणाए, जाइमरणमोयणाए, दुक्खपडिघायहेउं, से सयमेव पुढविसत्थं समारंभइ, अण्णेहिं वा पुढविसत्थं समारंभावेइ, अण्णे वा पुढविसत्थं समारंभंते समणुजाणइ। तं से अहियाए, तं से अबोहिए॥१४॥

શબ્દાર્થ - (૧) એ પૃથ્વીકાય સમારંભમાં (૨) ભગવંતે (૩) પરિજ્ઞા (૪) બતાવેલ છે (૫) આ પ્રમાણે (૬) મનુષ્યજીવન ચિરકાળ ટકાવવા માટે (૭) વંદન કરાવવા માટે તથા (૮) માનસત્કાર પ્રાપ્ત કરવા માટે તથા (૯) પોતાની પૂજા કરાવવા માટે તથા (૧૦) જન્મ મરણથી છૂટવા માટે (૧૧) દુઃખનો નાશ કરવા માટે (૧૨) તે જીવ (૧૩) સ્વયં-પોતે (૧૪) પૃથ્વીકાયશસ્ત્ર (૧૫) આરંભ કરે છે (૧૬) બીજા પાસે (૧૭) પૃથ્વીકાય શસ્ત્રનો (૧૮) આરંભ કરાવે છે (૧૯) અન્ય (૨૦) પૃથ્વીકાય શસ્ત્રનો (૨૧) આરંભ કરતા હોય તેને (૨૨) અનુમોદન આપે છે તે (૨૩) હિંસા (૨૪) અહિતકર (૨૫) મિથ્યાત્વનું કારણ છે

**ભાવાર્થ** :– પૃથ્વીકાય સમારંભ બાબતમાં ભગવંત મહાવીરે પરિક્ષા–વિવેક સમજણ બતાવેલ છે કે મનુષ્યો–પોતાના જીવનને ચિરકાળ ટકાવી રાખવા માટે તથા પ્રશંસા, માન, પૂજા, આદર, સત્કાર, યશકીર્તિ પ્રાપ્ત કરવા માટે, તથા જન્મ–મરણથી છૂટવા માટે તથા દુઃખોનો નાશ કરવા માટે હિંસા કરવામાં દોષ નથી. આવી માન્યતાથી જ્ઞાનના અભાવથી ભ્રમાત્મક બુદ્ધિથી સ્વયં–પોતે પૃથ્વીકાય જીવોની હિંસા કરે છે, અન્ય પાસે પૃથ્વીકાય જીવોની હિંસા કરાવે છે અને પૃથ્વીકાય જીવોની અન્ય કોઇ હિંસા કરતા હોય તો તેને અનુમોદન આપે છે, એટલે કે ભલું જાણે છે; પરંતુ તે તેમની માન્યતા (હિંસાના કરનારને) અકલ્યાણકારી, અહિતકારી અને મિથ્યાત્વભાવને વધારનાર, સંસાર પરિભ્રમણરૂપ જન્મ–મરણ આદિનાં દુઃખોને ઉત્પન્ન કરાવનાર છે એમ જાણી આત્માર્થી–સાધક જીવોએ જીવનપર્યંત સંયમી બની કોઈપણ જીવની હિંસા નહિ કરતાં અન્ય જીવો પ્રત્યે મૈત્રીભાવને વધારી દયાભાવ વધારી યત્નાથી અહિંસકભાવે વર્તન રાખવું એ જ સાધકનુ કર્તવ્ય છે. આરંભ અને પરિગ્રહ બંને સંસાર પરિભ્રમણનાં કારણો છે એમ જાણી આરંભ–પરિગ્રહથી છૂટવા સંયમ ગ્રહણની જરૂર જાણવી અને વર્તનમાં મૂકવા, ઉદ્યમી બની રહેવું એ જ સાચું માનવભવ કર્તવ્ય છે.

**से[१] तं[२] संबुज्झमाणे[३] आयाणीयं[४] समुट्ठाय[५] सोच्चा[६] खलु भगवओ[७] अणगाराणं[८] वा अंतिए[९]; इह[१०] मेगेसिं[११] णायं[१२] भवति[१३]- एस[१४] खलु गंथे[१५]; एस खलु मोहे[१६], एस खलु मारे[१७], एस खलु णिरए[१८] । इच्चत्थं[१९] गढिए[२०] लोए[२१], जमिणं[२२] विरूवरूवेहिं[२३] सत्थेहिं[२४] पुढविकम्मसमारंभेणं[२५] पुढविसत्थं[२६] समारंभमाणे[२७] अण्णे[२८] अणेगरूवे[२९] पाणे[३०] विहिंसइ[३१] ॥ १९ ॥**

શબ્દાર્થ – (૧) પૃથ્વીકાયને સચિત્ત માનવાવાળા (૨) પૃથ્વીકા
સમારંભને અહિતરૂપ (૩) સારી પ્રકારે જાણનારા (૪) સમ્યગ્ દર્શનાદિ અને સા
(૫) ગ્રહણ કરીને (૬) સાવધાનપણે સ્વીકાર કરીને (૭) ભગવંતની પાસે અ
નિર્ગ્રંથ (૮) સાધુઓ (૯) પાસે (૧) સાંભળીને (૧ ) આ સંસારમાં (૧
કેટલાએક મનુષ્યો (૧૨) જાણી (૧૩) શકે છે કે (૧૪) પૃથ્વીકાયનો આર
નિશ્ચયથી આઠ કર્મની (૧૫) ગ્રંથીરૂપ (૧૬) મોહરૂપ (૧૭) મરણના કારણ
(૧૮) નરકના કારણરૂપ છે (૧૯) આહારભૂષણ કીર્તિ આદિમાં (૨ ) મૂર્છિ
(૨૧) જીવો (૨૨) આ પૃથ્વીકાયને (૨૩) અનેક પ્રકારના (૨૪) શસ્ત્રો વડે (૨
પૃથ્વીકાયનો આરંભ કરે છે (૨૬) શસ્ત્રોવડે આરંભ (૨૭) કરતા થકા (૨
અન્ય અનેક (૨૯) પ્રકારના (૩ ) પ્રાણીઓની (૩૧) હિંસા કરે છે.

ભાવાર્થ :– આ સંસારમાં કેટલાએક મનુષ્યો ભગવંત
મહાવીર પાસેથી અથવા કોઈ નિર્ગ્રંથ સાધુ પાસેથી ઉપદેશ સાંભ
ભલી રીતે વિવેકથી જાણી સમ્યક્ત્વદર્શન સહિત સંયમને ગ્રહણ ક
સાવધાનપણે ભગવંતના ઉપદેશનો સ્વીકાર કરે છે બાદ તેના સમ
વામાં આવે છે કે પૃથ્વીકાય સચેતન છે અને પૃથ્વીકાયની હિં
આઠ કર્મોની ગ્રંથીરૂપ છે કર્મબંધનરૂપ છે મોહનીય કર્મની વૃ
રૂપ છે, મરણના કારણરૂપ છે તેમ જ નરકગતિ તથા તિર્યંચગતિ
ઉત્પન્ન થવાના કારણરૂપ છે આ પ્રકારે જાણવાથી સાધુઓ (નિર્ગ્રં
પૃથ્વીકાયના આરંભથી દૂર રહે છે અને સમ્યક્ત્વી જીવો ત
દેશવિરતિ જીવો અણગારથી બની આરંભથી છૂટવાના ભાવે વિચરે
પરંતુ પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત બનેલાં મનુષ્યો આહાર, સંપ
કીર્તિ, માન પ્રતિષ્ઠા માટે તથા પોતાના શરીરને પુષ્ટ બનાવવા મા
ભિન્નભિન્ન પ્રકારના શસ્ત્રો વડે પૃથ્વીકાયના જીવોની હિંસા કરે છે પરિતા
પહોંચાડે છે તેમ જ પૃથ્વીકાયના આશ્રયે રહેલા અન્ય વનસ્પતિ આ
એકેન્દ્રિયો તથા ત્રસ જીવોની હિંસા કરે છે અને સંસાર પરિભ્રમ
વધારી જ મમરણાદિના દુઃખોને ભોગવે છે એમ જાણી હિંસા
કારથી તથા હિંસકજીવાના સંગથી દૂર રહેવા શ્રી ભગવંતે ઉપદે
આપલ છે પૃથ્વી સચેતન છે તેની હિંસાથી તે પૃથ્વીકાયના જીવો

દુ:ખ થાય છે તે બાબતમાં હવે પછીના અધિકારમાં ભગવંતે સમજાવેલ છે. જેથી આત્માર્થીઓએ હિંસાથી દૂર રહેવું તે પોતાના આત્માના કલ્યાણનુ કારણુ જાણવું.

**से बेमि–अप्पेगे अंधमब्भे अप्पेगे अंधमच्छे, अप्पेगे पायमब्भे अप्पेगे पायमच्छे, अप्पेगे गुंफमब्भे २, अप्पेगे जंघमब्भे २, अप्पेगे जाणुमब्भे २, अप्पेगे उरुमब्भे २, अप्पेगे कडिमब्भे २, अप्पेगे णाभिमब्भे २, अप्पेगे उदरमब्भे २, अप्पेगे पासमब्भे २, अप्पेगे पिट्ठमब्भे २, अप्पेगे उरमब्भे २, अप्पेगे हिययमब्भे २, अप्पेगे थणमब्भे २, अप्पेगे खंधमब्भे २, अप्पेगे बाहुमब्भे २, अप्पेगे हत्थमब्भे २, अप्पेगे अंगुलिमब्भे २, अप्पेगे नहमब्भे २, अप्पेगे गीवामब्भे २, अप्पेगे हणुयमब्भे २, अप्पेगे होट्ठमब्भे २, अप्पेगे दंतमब्भे २, अप्पेगे जीहमब्भे २, अप्पेगे तालुमब्भे २, अप्पेगे गलमब्भे २, अप्पेगे गंडमब्भे, २, अप्पेगे कण्णमब्भे २, अप्पेगे नासमब्भे २, अप्पेगे अच्छिमब्भे २, अप्पेगे भमुहमब्भे २, अप्पेगे णिडालमब्भे २, अप्पेगे सीसमब्भे २, अप्पेगे संपमारए अप्पेगे उद्दवए ॥ १६ ॥**

**શબ્દાર્થની વિગત ભાવાર્થથી જાણવી.**

**ભાવાર્થ** – કાન, આંખ, નાસિકા, જીભ વગેરે ઇન્દ્રિયો રહિત જેને ફક્ત એક જ સ્પર્શ ઇન્દ્રિય રૂપ શરીર છે, એવા પૃથ્વીકાય આદિ એકેન્દ્રિય જીવોને વેદનાનો અનુભવ શી રીતે થતો હશે? (તેમને મન પણ નથી) એ શંકાના જવાબમાં પૂછનારને ભગવંત ફરમાવે છે કે જેમ કોઇ મનુષ્ય જન્મથી અંધ હોય, બહેરો હોય, મૂંગો હોય, લૂલો લંગડો હોય, સર્વ અવયવોહીન હોય, તેવા મનુષ્યને

કોઈ મનુષ્ય ભાલા જેવા શસ્ત્રની અણીથી, અણીદાર શસ્ત્રથી ભેદન કરે, તલવારથી છેદન કરે, એ રીતે બબ્બે પ્રકારે પગને, ઘુટણને, પીંડીને ઘીચણને, સાથળને, કેડને, નાભિને, પેટને, પડખાને, પીઠને, છાતીને, હૃદયને, સ્તનને, ખભાને, ભૂજાને હાથને આંગળીઓને નખને ડોકને, દાઢીને, હોઠને, દાંતને, જીભને, તાળવાને, ગાલને, ગંડસ્થળને, (લમણાને) કાનને, નાસિકાને, આંખને, ભમરને કપાળને મસ્તકને એ બધા અવયવોને ભાલાથી ભેદે અને તલવારથી છેદન કરે તો તે જીવને (મનુષ્યને) અસહ્ય વેદના ઉત્પન્ન થાય અને તે વેદનાનો તીવ્ર અનુભવ કરતો હોય છે, છતાં તે કહેવાને અથવા બતાવવાને સમર્થ થતો નથી તેમ જ કોઇ મૂર્છિત મનુષ્યને કોઈ પ્રહાર કરી માર મારે અગર મૃત્યુ પમાડે ત્યારે તે અવ્યક્ત વેદના વેદતો હોવા છતાં અન્ય કોઇને બતાવી કે કહી શકતો નથી એ જ રીતે પૃથ્વીકાયાદિ એકેન્દ્રિય જીવોને છેદતાં, ભેદતાં, જલાવતાં, બાળતાં, દબાવતાં આદિ હરકોઈ તેના ઉપર ક્રિયા કરતાં તેઓને અવ્યક્તપણે વેદના થતી હોય છે આ હકીકત ભગવતશ્રીએ પોતાના કેવળજ્ઞાન-દર્શનથી જાણી અને જોઈ પ્રતિપાદન કરેલ છે તેથી આત્માર્થી જીવોએ પોતાને માટે તે પાપહિંસા કર્મબંધનું કારણ જાણી એકેન્દ્રિયાદિ સર્વ જીવોની હિંસાથી દૂર રહેવું એકેન્દ્રિય જીવોની હિંસાથી તે તે જીવો સાથે વૈરબંધન થાય છે તે જાણી તેની દયા પાળવી તેવો શ્રી ભગવંતનો ઉપદેશ છે

एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाता भवंति । एत्थ सत्थं असमारभमाणस्स इच्चेते आरंभा परिण्णाता भवंति ॥ १७ ॥

શબ્દાર્થ – (૧) પૃથ્વીકાયમાં (૨) શસ્ત્ર (૩) આરંભ કરનાર આત્માને (૪) ઉપરોક્ત (૫) આરંભથી થતા (૬) અહિતનું જ્ઞાન (૭) હોતું (૮) નથી (૯) પૃથ્વીકાયમાં (૧૦) શસ્ત્ર (૧૧) આરંભ નહિ કરનાર (૧૨) આત્માને (૧૩) ઉપરોક્ત (૧૪) આરંભથી થતા અહિતનું (૧૫) જ્ઞાન (૧૬) હોય છે

**ભાવાર્થ** :- પૃથ્વીકાયની હિંસા કરનારા તથા તેને પરિતાપ પહોંચાડનારાને આરંભનાં કડવા ફળ પ્રાપ્ત થાય છે અને નરકાદિ-ગતિમા ઉત્પન્ન થઇ દુઃખો ભોગવવા પડે છે એ પ્રકારનુ જ્ઞાન તેઓને હોતું નથી, એટલે આરભના સ્વરૂપને જાણુતા નથી અને હિંસાના કાર્યમા પ્રવૃત્ત રહે છે અને જેઓ પૃથ્વીકાયની હિંસાથી નિવૃત્ત થયા છે, તેવા મુનિ–સાધકોને આરભના સ્વરૂપનુ જ્ઞાન હોય છે. આરભના કડવા વિપાકોને જાણુતા હોવાથી પૃથ્વીકાયની બિલકુલ હિંસા કરતા નથી

**[૧] तं [૨] परिण्णाय [૩] मेहावी [૪] नेव [૫] सयं [૬] पुढवी[૭]सत्थं [૮] समारंभेज्जा, [૯] नेवण्णेहिं [૧૦] पुढविं [૧૧] सत्थं [૧૨] समारंभावेज्जा, [૧૩] नेव[૧૪]ण्णे [૧૫] पुढविसत्थं [૧૬] समारंभंते [૧૭] समणुजाणेज्जा । [૧૮] जस्से[૧૯]ते [૨૦] पुढविकम्म[૨૧]समारंभा [૨૨] परिण्णाया [૨૩] भवंति [૨૪] से [૨૫] हु [૨૬] मुणी [૨૭] परिण्णायकम्मे [૨૮] त्ति बेमि ॥१८॥**

**શબ્દાર્થ**: :- (૧) એ પ્રમાણે (૨) જાણી (૩) કુશળ સાધક (૪) નહિ (૫) સ્વયં (૬) પૃથ્વી (૭) શસ્ત્ર (૮) આરંભ કરે, (૯) નહિ અન્ય પાસે (૧૦) પૃથ્વી (૧૧) શસ્ત્ર (૧૨) આરભ કરાવે (૧૩) નહિ (૧૪) અન્ય (૧૫) પૃથ્વી શસ્ત્ર (૧૬) આરંભ કરનારને (૧૭) ભલુ જાણે (૧૮) જેઓને (૧૯) એ (૨૦) પૃથ્વી કાયના (૨૧) કર્મ સમારંભ (૨૨) જાણ્યા વર્તે (૨૩) છે (૨૪) એ જ (૨૫) નિશ્ચયથી (૨૬) મુનિ (૨૭) જ્ઞાનવંત–વિવેકવાન–આરભત્યાગી (૨૮) એમ હુ કહુ છુ

**ભાવાર્થ** – બુદ્ધિમાન કુશળ સાધક હિંસાનાં આરભના કડવા દુઃખરૂપ પરિણામને જાણી, પોતાના આત્માની સમાધિ માટે, સુખ માટે, પોતે પ્રથ્વીકાય જીવોની હિંસા કરે નહિ, અન્ય પાસે પૃથ્વીકાય જીવોની હિંસા કરાવે નહિ અને પૃથ્વીકાય જીવોની હિંસા કરતા હોય તેને અનુમોદન આપે નહિ, એટલે ભલુ જાણે નહિ, જેણે જ્ઞ પરિજ્ઞા વડે આરભના સ્વરૂપને જાણી, પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી હિંસાનો-આરભનો ત્યાગ કરેલ છે, એજ સાચા વિવેકવાન મુનિ છે, અણુગાર છે, જ્ઞાની છે.

બીજો ઉદ્દેશો સમાપ્ત

# ત્રીજો ઉદ્દેશો

**से बेमि से जहावि अणगारे उज्जुकडे, नियायपडिवण्णे अमायकुव्वमाणे, वियाहिए, जाए सद्धाए निक्खंते तमेव अणुपालेज्जा विजहित्ता विसोत्तिय ॥ १९ ॥**

**શબ્દાર્થ** – (૧) હુ (૨) કહુ છુ (૩) જે (૪) પ્રકારે (૫) સાધુ (૬) સરળ સ્વભાવી (૭) મોક્ષમાર્ગને અંગીકાર કરનાર (૮) માયાકપટ રહિત (૯) માયા કપટ નહિ કરનાર (૧૦) કહ્યાં છે (૧૧) જેવી (૧૨) શ્રદ્ધાથી (૧૩) પ્રવજ્યા અંગીકાર કરેલ છે (૧૪) એવી જ શ્રદ્ધાથી (૧૫) સંયમઅનુપાલન કરે (૧૬) શંકાને (૧૭) દૂર કરીને

**ભાવાર્થ** – જે સાધકે ઘરનો ત્યાગ કરી, છળકપટ રૂપ સંસાર પ્રપંચો, માયાકપટ આદિ કષાયોનો ત્યાગ કરીને સરળતાથી જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ મોક્ષમાર્ગ અંગીકાર કરેલ છે, આરંભનો સર્વથા ત્યાગ કરેલ છે, તેને જ ભગવંતે સાચા અણગાર-મુનિ કહેલા છે અને જેવી રીતે ઉત્કૃષ્ટ શ્રદ્ધાએ સંયમ ગ્રહણ કરેલ છે એવી જ શ્રદ્ધાથી યાવત્ જીવન સંયમનું પાલન કરવું, એ કલ્યાણકારી છે અને કોઇપણ જાતની શંકા નહિ રાખતા ભગવંતના વચન ઉપર શ્રદ્ધા રાખી સંયમનું પાલન કરવું એ જ મોક્ષ માર્ગ છે આ માર્ગ શ્રી તીર્થંકર દેવોએ આરાધેલ છે, એમ હું કહું છું

**पणया वीरा महावीहिं । लोगं च आणाए अभिसमेच्चा अकुतोभयं ॥ २० ॥**

**શબ્દાર્થ** – (૧) પરાક્રમ કરેલ છે (૨) વીરપુરુષોએ (૩) મહાનમોક્ષમાર્ગને વિષે (૪) અપકાયમોકન વિષે (૫) ભગવંતની આજ્ઞા વડી (૬) પાલન કરે–(૭) અભયરૂપ સંયમનું

**ભાવાર્થ** :- આ મહાન મોક્ષમાર્ગમાં અનેક મહાપુરુષોએ સયમપાલનમાં પોતાના બળ પરાક્રમ ફોરવીને સંસારપરિભ્રમણરૂપ જન્મ-મરણાદિ દુ:ખોનો તથા આઠ કર્મોનો નાશ કરી શાશ્વત સુખરૂપ મોક્ષને પ્રાપ્ત કરેલ છે આ માર્ગ ભૂતકાળમાં અનેક ધીર પુરુષોથી સેવિત હોઈ શંકા રહિત છે ભગવતની આજ્ઞાથી જેમ પૃથ્વીકાયને સચેતન કહેલ છે એ જ રીતે અપકાયને સચેતન જાણી અપકાયના જીવોની યતના કરે, તેની દયા પાળે, અપકાય-જલકાયના જીવો પ્રત્યે સંપૂર્ણ સયમ રાખવો કહેલ છે જીવમાત્રને મૃત્યુનો ભય રહેલ છે, એમ જાણી દરેક જીવોને અભયદાન આપવું એ જ સંયમ આચાર છે અને આત્માને કલ્યાણકર છે, તેવી દૃઢતા રાખવી.

**से[1] बेमि[2] णेव[3] सयं[4] लोगं[5] अब्भाइक्खेज्जा, णेव[6] अत्ताणं[7] अब्भाइक्खेज्जा[8], जे[9] लोयं[10] अब्भाइक्खति[11], से[12] अत्ताणं अब्भाइक्खति[13], जे अत्ताणं[14] अब्भाइक्खति[15], से लोयं[16] अब्भाइक्खति[17] ॥ २१ ॥**

**શબ્દાર્થ** :- (૧) હુ કહુ છુ (૨) નહિ (૩) સ્વય (૪) અપકાયજીવોનો (૫) નિષેધ કરે (૬) તેમ નહિ (૭) આત્માનો (૮) નિષેધ કરે (૯) જે (૧૦) અપકાયનો (૧૧) નિષેધ કરે છે (૧૨) તે આત્માનો (૧૩) નિષેધ કરે છે (૧૪) જે આત્માનો (૧૫) નિષેધ કરે છે (૧૬) તે અપકાયજીવોનો (૧૭) નિષેધ કરે છે

**ભાવાર્થ** :- હે જબૂ! હુ એમ કહુ છુ કે સત્પુરુષોએ અપકાયિક-પાણીના જીવોમા શકાશીલ થવુ નહિ. તેમ જ પોતાના આત્મામાં પણ શકાશીલ થવુ નહિ, જેમ પૃથ્વીકાય સચેતન છે, તેમ પાણી-જલ પણ સચેતન છે જેથી તેમા જીવનો નિષેધ કરવો નહિ જે લોકો પાણીમા જીવ હોવાનો નિષેધ કરે છે, તે પોતાના આત્માનો નિષેધ કરે છે, એમ જાણો અને જેઓ પોતાના આત્માનો

નિષેધ કરે છે તે અપકાયજીવોનો નિષેધ કરે છે. આનો ભાવાર્થ એ છે કે પાણી પોતે જ જીવ છે એટલે પાણીમાં જીવ હોવા છતાં જીવ ન માનવો તે અપલાપ એટલે આળ કહેવાય અને એમ માનવાથી (એટલે કે પાણીમાં જીવ નહિ માનવાથી) પોતાના આત્મા ઉપર અભ્યાખ્યાન નામનું કર્મબંધન થાય છે અને અભ્યાખ્યાન નામનું કર્મ જીવોને વિપાકે ભોગવવું પડે છે. વળી પાણીમાં જીવ નહિ હોવાની શંકા રાખવાથી નાસ્તિક બની, સત્ય માર્ગથી ભ્રષ્ટ થઈ મિથ્યાત્વને પામી સંસાર પરિભ્રમણની વૃદ્ધિ થાય છે. માટે એકેન્દ્રિયો સર્વ (પૃથ્વી-પાણી અગ્નિ-વાયુ-વનસ્પતિ) જીવ રૂપ છે તેની દઢ શ્રદ્ધા રાખી તે જીવોની દયા પાળવી તે આત્મકલ્યાણરૂપ મોક્ષનો માર્ગ છે.

लज्जमाणा[1] पुढो[2] पास[3], अणगारा[4] मो[5] त्ति[6] एगे पवयमाणा[7], जमिणं[8] विरूवरूवेहिं[9] सत्थेहिं[10] उदयकम्मसमारंभेणं[11], उदयसत्थं[12] समारंभमाणा[13] अण्णे[14] अणेगरूवे[15] पाणे[16] विहिंसइ[17] ॥ २२ ॥

શબ્દાર્થ — (૧) આરંભથી લજ્જા પામનારા-શરમાતાને (૨) પૃથક્ (૩) દેખ (૪) સાધુ (૫) અમે (૬) એમ કેટલાએક (૭) કથન કરે છે આ (૮) અપકાય (૯) વિવિધ-પ્રકારનાં (૧૦) શસ્ત્રોથી જલકાય (૧૧) સમ્બંધી જીવોનો આરંભ (૧૨) જલકાયજીવ શસ્ત્રનો (૧૩) આરંભ કરતાં થકાં (૧૪) અન્ય (૧૫) અનેક પ્રકારથી (૧૬) પ્રાણીઓની (૧૭) હિંસા કરે છે.

ભાવાર્થ — સુસાધુઓ અપકાયની હિંસા કરતા શરમાય છે. અપકાયમાં જીવ છે તેમ તેઓ જાણે છે તેમ જ તેની હિંસાથી જીવોને અશુભ કર્મોનો બંધ થાય છે, સંસાર પરિભ્રમણ રૂપ જન્મ મરણની વૃદ્ધિ થાય છે એમ જાણી તેની હિંસા કરતા નથી, તેમ જ તે પાણીના જીવોને પરિતાપ ઉપજે થાય તેવાં કાર્યો કરતા નથી. આવા નિર્દોષ જીવન જીવનાર સાધુઓને હે શિષ્ય! તું અલગ દેખ

દેખવાનો અર્થ એ થાય છે કે આવું જાણીને અહિંસક વર્તન રાખવુ. કારણ કે કેટલાએક શાકયાદિ સાધુઓ અભિમાનથી એમ કથન કરે છે કે અમે અણગાર–સાધુ છીએ, ત્યાગી છીએ, આમ બોલતા થકાં પણ અપકાય જીવોની વિવિધ પ્રકારનાં શસ્ત્રો વડે હિંસા કરે છે, તથા અનેક પ્રકારનાં શસ્ત્રો વડે અપકાય જીવોનો આરંભ કરતાં અન્ય અનેક પ્રકારના વનસ્પતિ આદિ સ્થાવર જીવો તથા ત્રસ જીવો આદિની હિંસા કરે છે, પરંતુ તે હિંસા હિંસાના કરનારાઓને અહિતનું કારણ છે, અબોધ–મિથ્યાત્વનું કારણ છે એમ જાણી હિંસાથી નિવૃત્ત થવું તે પોતાના આત્મા માટે શ્રેયનું કારણ છે તેથી આવા અજ્ઞાનીઓનો પરિચય કરવો નહિ

**तत्थ(१) खलु(२) भगवया(३) परिण्णा(४) पवेइया(५) इमस्स(६) चेव जीवियस्स(७) परिवंदण(८)–माणण(९)–पूयणाए(१०), जाइमरणमोयणाए(११), दुक्खपडिघायहेउं(१२), से(१३) सयमेव(१४) उदयसत्थं(१५) समारंभति(१६), अण्णेहिं(१७) वा उदयसत्थं(१८) समारंभावेति(१९), अण्णे(२०) वा उदयसत्थं(२१) समारभंते(२२) समणुजाणइ(२३), तं(२४) से अहियाए(२५), तं से अबोहिए(२६) ॥ २३ ॥**

**શબ્દાર્થ :–** (૧) અપકાય બાબત (૨) નિશ્ચે (૩) ભગવંતે (૪) સમજણ–વિવેક–જ્ઞાન–બતાવેલ છે–કહેલ છે આ (૬) પ્રમાણે (૭) જીવનનિર્વાહ માટે (૮) પ્રશંસા (૯) માન (૧૦) પૂજા (૧૧) જન્મમરણથી છુટવાં (૧૨) દુઃખના નિવારણ માટે (૧૩) અસંયમીપુરૂષ (૧૪) સ્વયં (૧૫) અપકાયનો (૧૬) આરંભ કરે છે (૧૭) અન્યથી (૧૮) અપકાય (૧૯) આરંભ કરાવે છે (૨૦) અન્ય અપકાય (૨૧) આરંભ (૨૨) કરનારને (૨૩) ભલુ જાણે છે (૨૪) તે આરંભ કરનારને (૨૫) અહિતનું કારણ છે (૨૬) મિથ્યાત્વની વૃદ્ધિ કરનાર છે

**ભાવાર્થ :–** અપકાય બાબતમાં **શ્રી** ભગવંતે મનુષ્યોને તથા સાધુઓને સમજ આપેલ છે કે અજ્ઞાની અને અસંયમી મનુષ્યો

પોતાના ચપળ-અસ્થિર જીવનને ચિરકાળ-લાંબાકાળ સુધી ટકાવી રાખવા માટે, તથા વંદન, પ્રશંસા, માન, પૂજા, શ્લાઘા-કીર્તિ, યશ આદર સત્કાર પ્રાપ્ત કરવા માટે, તથા જન્મમરણથી છૂટવા માટે, તથા દુઃખનો પ્રતિકાર-નાશ કરવા માટે (આવા પ્રકારની અજ્ઞાનતાથી) પોતે અપકાયની હિંસા કરે છે અન્ય પાસે અપકાયની હિંસા કરાવે છે અને અન્ય અપકાયની હિંસા કરતાં હોય તેને અનુમોદન આપે છે એટલે ભલું માને છે; પરંતુ તે હિંસા કરનાર સર્વેને તથા કરાવનાર, તથા અનુમોદન આપનારને અહિતનું કારણ છે તથા મિથ્યાત્વ અને અજ્ઞાનની વૃદ્ધિનું કારણ છે તથા સંસાર પરિભ્રમણ રૂપ જન્મ મરણની વૃદ્ધિનું કારણ છે એમ જાણી અપકાયને સચેતન માની અપકાયની હિંસાથી નિવૃત્ત થવું; એવો શ્રી ભગવંતનો ઉપદેશ છે ગૃહસ્થાશ્રમીઓએ અલ્પારંભી થવા ઉપયોગ રાખી રહેવું —

से तं संबुज्झमाणे आयाणीयं समुट्ठाय सोचा खलु भगवओ, अणगाराणं वा अंतिए, इह मेगेसिं णायं भवइ, एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णिरए, इच्चत्थं गढिए लोए जमिणं विरूवरूवेहिं सत्थेहिं उदयकम्मसमारंभेणं, उदयसत्थं समारंभमाणा, अण्णे अणेगरूवे पाणे विहिंसइ ॥ २४ ॥

શબ્દાર્થ તથા ભાવાર્થ :- અધ્યયન નં ૧ ઉ ૨ સૂત્ર ૧૫ મુજબ સમજી લેવું ફેર એટલો છે કે અહીં પૃથ્વીકાય બદલે અપકાયની હિંસા જાણવી

से बेमि संति पाणा उदयनिस्सिया, जीवा अणेगे, इह च खलु भो ! अणगाराणं उदयजीवा वियाहिया सत्थं चेत्थ अणुवीइ, पास, पुढो सत्थं पवेइयं ॥ २५ ॥

**શબ્દાર્થ :-** (૧) હું કહું છું (૨) પ્રાણીઓ રહેલા છે (૩) જલ-આશ્રીત (૪) જીવો (૫) અનેક (૬) જૈનશાસનમાંહે (૭) સાધુઓ (૮) પાણી સ્વય જીવ કહ્યા છે (૯) માટે (૧૦) અપકાયશાસ્ત્રનો (૧૧) વિચાર કરી (૧૨) દેખ (૧૩) ભિન્નભિન્ન (૧૪) શસ્ત્ર (૧૫) કહેલ છે

**ભાવાર્થ :-** શ્રી સુધર્માસ્વામી પોતાના પ્રિય શિષ્ય જંબૂ આશ્રયી સર્વ સાધુઓને કહે છે કે જલને આશ્રયી એકેન્દ્રિયાદિથી પચેન્દ્રિય તિર્યંચ સુધીના અનેક જીવો રહેલા છે. વળી હે સાધુઓ! આ જૈન શાસનમા જલને-પાણીને સચેતન કહેલ છે જીવરૂપ કહેલ છે પાણી પોતે જ જીવરૂપ છે વળી અપકાય-પાણીનાં ભિન્ન ભિન્ન અનેક શસ્ત્રો રહેલાં છે તે વિચારીને, જાણીને અપકાયની હિંસાથી નિવૃત્ત થવા સયમ રાખી, ઉપયોગ રાખી રહેવુ આ પ્રકારનું જ્ઞાન જૈન સાધુઓને અવશ્ય હોવું જોઇએ અને તે પણ ગૃહસ્થોએ પોતાના ઉપયોગ માટે ગરમ કરેલ હોય, શસ્ત્રથી અચેત થયેલ હોય (તે પણ ગૃહસ્થ ફરીથી પાણીને ગરમ ન કરે એ રીતે વધારાનુ અગર ગૃહસ્થને સમજ આપીને) તેવા અચેત પાણીથી સાધુઓએ પોતાનો જીવન-નિર્વાહ ચલાવવો અને જિન આજ્ઞામા રહેવુ, એ સાધુનો આચાર છે

**अदुवा[1] अदिन्नादाणं[2] ॥ २६ ॥**

**શબ્દાર્થ :-** (૧) અથવા (૨) અદત્તાદાન

**ભાવાર્થ :-** અપકાયની હિંસા કરનારને અદત્તાદાન-ચોરીનો દોષ પણ લાગે છે કારણ કે અપકાયના શરીરોને ગ્રહણ કરતાં તે જીવોની આજ્ઞા લીધા વિના જ ગ્રહણ કરે છે જેથી સચેત જલ વાપરવાથી તેની હિંસારૂપ દોષ તથા અદત્તાદાન ગ્રહણનો દોષ પણ લાગે છે જેથી સાધુઓએ તથા આત્માર્થીઓએ અપકાયની દયા પાળવા સતત ઉપયોગ રાખી રહેવું તે સાધુ આચાર છે અને ગ્રહસ્થીઓએ અલ્પારભી બનવુ પાણી વાપરવાની ગૃહસ્થોએ દરરોજ મર્યાદા કરવાથી પાણીનો આરભ ઓછો થાય છે તે ઉપયોગ રાખવો

कप्पति णे कप्पति णे पाउं अदुवा विभूसाए, पुढो सत्थेहिं विउट्टंति एत्थवि तेसिं णो णिकरणाए ॥ २७ ॥

**શબ્દાર્થ** – (૧) કલ્પે છે (૨) અમોને (૩) કલ્પે છે (૪) અમોને પાણી (૫) પીવા માટે (૬) અથવા (૭) સ્નાન કરવા માટે (૮) વિવિધ પ્રકારના (૯) શસ્ત્રોથી અપકાયની (૧ ) હિંસા કરે છે (૧૧) એમોનું (૧૨) કથન (૧૩) નિશ્ચયકરવામાં સમર્થ (૧૪) નથી.

**ભાવાર્થ** – અન્ય તીર્થિઓ શાક્યાદિ સાધુઓ કહે છે કે અમારા આગમમાં જલને અચિત જીવરહિત માનેલ છે જેથી ગ્રહણ કરવાનો નિષેધ કરેલ નથી જેથી અમોને પીવા માટે તથા શરીર શાચ માટે, વિભૂષા માટે, જલનો ઉપયોગ કરવો કલ્પે છે જેથી અમો તેમાં દોષ માનતા નથી, એમ કહીને અન્યતીર્થિઓ અપકાયની વિવિધ શસ્ત્રો વડે હિંસા કરે છે પરંતુ તેઓનું આ કથન ન્યાય સંગત નથી તેના આગમો પણ નિશ્ચય કરવામાં સમર્થ નથી પાણીને સચિત નહિ માનવું તે અજ્ઞાન છે, વળી સ્નાનાદિ વિભૂષાનો ત્યાગીઓ માટે સર્વથા નિષેધ જ છે તેથી બુદ્ધિમાન સાધકોએ જલને સચિત-જીવ માની તેની હિંસાથી સર્વથા દૂર રહેવું એ સાધુ આચાર છે દરેક સાધકો તથા આત્માર્થીઓને અભ્યંતર શુદ્ધિની વિશેષ જરૂર માનવી આરંભથી છૂટવું, પરિગ્રહ મમત્વ છોડવું કષાયોથી રહિત થવું, એજ સાચી આભ્યન્તર શુદ્ધિ જાણવી.

एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति, एत्थ सत्थं असमारंभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति, तं परिण्णाय मेहावी णेव सयं उदयसत्थं समारंभेज्जा, णेवण्णेहिं उदयसत्थं समारंभावेज्जा, उदयसत्थं समारंभंतेवि अण्णे ण समणुजाणेज्जा, जस्सेते

**उदयसत्थं समारंभा परिण्णाया भवंति से हु मुणी परिण्णायकम्मे त्ति-बेमि ॥ २८ ॥**

**શબ્દાર્થ :-** (૧) અપકાય (૨) શસ્ત્રનો (૩) પ્રયોગ કરવાવાળાને (૪) પૂર્વોક્ત (૫) હિંસાદિ ક્રિયા કર્મબંધનનુ કારણ હોવાનુ (૬) જ્ઞાન (૭) હોતુ નથી (૮) અપકાય (૯) શસ્ત્ર (૧૦) પ્રયોગકરતા નથી-હિંસાકરતા નથી (૧૧) તેઓને (૧૨) હિંસાદિ ક્રિયાના (૧૩) વિપાકોનુ જ્ઞાન (૧૪) હોય છે બાકીના શબ્દાર્થ અ ૧ ઉ ૨ સૂત્ર ૧૮ મુજબ અપકાય-પાણીના જીવો

**ભાવાર્થ :-** હિંસા કરનારાં મનુષ્યોને હિંસાથી અશુભ કર્મ-બંધન થાય છે, તે જ્ઞાન તેઓને હોતુ નથી આરંભ-જીવહિંસાના વિપાકોને તેઓ જાણુતા નથી અને જે સાધકો-મનુષ્યો આરંભના સ્વરૂપને એટલે કે તેના ફળ-વિપાકોને જાણે છે તેઓ અપકાય આદિ જીવોની સ્વયં હિંસા કરતા નથી. અન્ય પાસે અપકાય આદિ જીવોની હિંસા કરાવતા નથી અને અપકાયની હિંસા કરનારાને અનુમોદન આપતા નથી-રૂડુ જાણુતા નથી જેણે અપકાયના આરંભને અહિતકર કર્મબંધનરૂપ જાણેલ છે અને જેણે અપકાયની હિંસાનો સર્વથા ત્યાગ કરેલ છે, તેને જ શ્રી ભગવતે વિવેકસંપન્ન મુનિ કહેલ છે, એમ હું કહું છું આ પ્રમાણે શ્રમણ ભગવત મહાવીર પાસેથી સાંભળ્યુ છે, તે જ પ્રમાણે, તને ( જંબૂસ્વામીને ) કહું છુ

ત્રીજો ઉદ્દેશો સમાપ્ત.

# ચોથો ઉદ્દેશો.

**से[१] बेमि णेव[२] सव्वं[३] लोगं[४] अब्भाइक्खेज्जा,[५] णेव[६] अत्ताणं[७] अब्भाइक्खेज्जा,[८] जे लोगं[९] अब्भाइक्खति[१०] से[११] अत्ताणं[१२] अब्भाइक्खति,[१३] जे अत्ताणं[१४] अब्भाइक्खति[१५] से[१६] लोगं[१७] अब्भाइक्खति[१८] ॥ २९ ॥**

**શબ્દાર્થ** – (૧) હું કહું છુ (૨) નહિ (૩) સ્વયં (૪) તેઉકાયજીવોનો (૫) અપલાપ કરવો (૬) નહિ (૭) આત્માનો (૮) અપલાપ કરવો (૯) જે તેઉકાયનો (૧૦) અપલાપ કરે છે (૧૧) તે (૧૨) આત્માનો (૧૩) અપલાપ કરે છે (૧૪) જે આત્માનો (૧૫) અપલાપ કરે છે (૧૬) તે (૧૭) તેઉકાયનો (૧૮) અપલાપ કરે છે

**ભાવાર્થ** – હે જંબૂ ! અગ્નિકાય સચેતન છે જીવરૂપ છે, તેમાં શંકા કરવી નહિ. તેમાં જીવ છે તેનો નિષેધ કરવો નહિ. તેમ જ પોતાના આત્માનો પણ નિષેધ કરવો નહિ જે કોઇ અગ્નિકાયમા જીવ હોવાનો અપલાપ–નિષેધ કરે છે, તે પોતાના આત્માનો અપલાપ કરે છે–નિષેધ કરે છે અને જે પોતાના આત્માનો અપલાપ કરે છે તે અગ્નિકાયના જીવોનો અપલાપ કરે છે જેમ પૃથ્વીકાય તથા અપકાય સચેતન છે એમ જ અગ્નિકાય પણ સચેતન છે, જેથી તેમાં શંકા કરવી નહિ જીવને અજીવ માનવો તે મિથ્યાત્વ પામવારૂપ તથા મિથ્યાત્વની વૃદ્ધિ કરવારૂપ કારણ છે તેમ જ એક જાતનું અભ્યાખ્યાન આળ છે અને જીવને અજીવ માનવાથી અશુભ કર્મનો બંધ થાય છે કારણ જે પરમાર્થથી અસત્ય છે તેમ જ અભ્યાખ્યાન નામનું કર્મ વિપાકે ભોગવવું પડે છે વળી શ્રી વીતરાગ દેવની આજ્ઞામાં શંકા રાખવી તે પણ મિથ્યાત્વ પામવાનું કારણ છે એમ હું કહું છુ તેથી અગ્નિકાયને સચેતન માની તેની દયા પાળવી જોવે શ્રી ભગવંતનો ઉપદેશ છે જીવો વિશેષે પાપના સમૂહથી અગ્નિકાયમાં ઉપન્ન થાય છે અને અગ્નિકાયમા ઉત્પન્ન થઈ પાપનો સમૂહ સેવો થવાથી અગ્નિકાયના જીવનો ઉત્પાત તિર્યંચ યોનિમાં જ થાય છે મનુષ્ય કે દેવ ગતિમાં ઉત્પન્ન થતાં નથી એમ જાણી આત્માર્થી જીવોએ તેઉકાયની હિંસાથી દૂર રહેવું તે આત્મશ્રેયનું કારણ છે

जे दीहलोगसत्थस्स खेयन्ने, से असत्थस्स खेयन्ने;
जे असत्थस्स खेयन्ने, से दीहलोगसत्थस्स खेयन्ने ॥३०॥

શબ્દાર્થ – (૧) જેઓ (૨) વનસ્પતિકાયના (૩) શસ્ત્રરૂપ અગ્નિકાયના સ્વરૂપના (૪) જાણકાર છે (૫) તે સંયમના સ્વરૂપના (૬) જાણકાર છે (૭) જે સંયમના સ્વરૂપને (૮) જાણનાર છે (૯) તે અગ્નિકાયના સ્વરૂપના (૧૦) જાણનાર છે

ભાવાર્થ :– વનસ્પતિકાયના શસ્ત્રરૂપ જે અગ્નિકાય છે તેના સ્વરૂપના જાણનાર તે સંયમના સ્વરૂપને જાણે છે, જે સંયમના સ્વરૂપને જાણે છે તે અગ્નિકાયના સ્વરૂપને જાણે છે અહીં અગ્નિ-કાયનું સ્વરૂપ શું ? તથા અગ્નિકાયના સ્થાને દીહલોગસત્થસ્સ શબ્દ શા માટે મૂકયો ? ઉત્તરમાં કહે છે કે અગ્નિકાય પોતે જીવરૂપ છે, (જેને ફકત સ્પર્શ ઇન્દ્રિય એક જ છે,) જેથી તેની હિંસા કરવાવાળા જીવો પ્રાય અગ્નિકાયમાં તથા અન્ય એકેન્દ્રિય જીવોમાં તથા તિર્યંચ પંચેન્દ્રિયમાં ઉત્પન્ન થાય છે અને ત્યાં તીવ્ર દુ:ખો ભોગવવા પડે છે વળી અગ્નિકાયજીવોના શરીરો અતિ ઉષ્ણ હોઇ જ્યાં જ્યાં અગ્નિ પ્રજ્વલિત થાય છે, ત્યાં ત્યાં ઘણા વૃક્ષાદિ વનસ્પતિના જીવોને તથા વનસ્પતિને આશ્રયી રહેલા અન્ય એકેન્દ્રિય જીવો તથા બેઇન્દ્રિયા-દિથી પંચેન્દ્રિય જીવો એટલે કે ઘણા સ્થાવર તથા ઘણા ત્રસ જીવોની હિંસા અગ્નિકાયથી થાય છે. અગ્નિકાય દશધારૂ શસ્ત્ર કહેવાય છે એટલે દશે દિશાઓમાં રહેલા જીવોની હિંસા થાય છે અને ઘણા પાપનો કર્મબંધ થાય છે, જેથી દીર્ઘકાળ સુધી અગ્નિકાય આદિ કે એકેન્દ્રિયમાં ઉત્પન્ન થઇ મૃત્યુને વારવાર પામે છે અને એવા અશુભ પાપના સમુહના બંધને કારણે મનુષ્ય દેવગતિમાં તેનો ઉત્પાત થતો નથી જ્યારે અટવીમાં-જંગલમાં દાવાનળ લાગે છે ત્યારે વૃક્ષોના નાશ સાથે તેના કોટરમાં રહેલા ઘણા સ્થાવર જીવોની સાથે કીડી, કુંથવા આદિ વિગલેન્દ્રિયો તથા સ્થળચર તથા પક્ષીઓના બચ્ચા વગેરેની ઘણા જીવોની હિંસા થાય છે જેથી અગ્નિકાયના જીવોને સંસાર પરિભ્રમણની વૃદ્ધિ થાય છે અને દીર્ઘ કાળ સુધી દુ:ખો ભોગવવા પડે છે. વનસ્પતિની અવગાહના કમળડોડા આશ્રી એક હજાર યોજનની દીર્ઘ કહેલ છે જેથી વનસ્પતિનું બીજું નામ દીહલોગ

અને તેને બાળનારું શસ્ત્ર અગ્નિકાય જેથી દીર્ઘલોગ સત્થસ્સ કહેલ છે આ પ્રકારનું અગ્નિકાયનું સ્વરૂપ જાણવું

હવે સંયમનું સ્વરૂપ એ છે કે જીવો અનાદિકાળથી મિથ્યાત્વ રૂપ અજ્ઞાનથી શુભાશુભ કર્માનુસાર નરકાદિ ચારે ગતિઓમાં વારંવાર જન્મ-મરણાદિ પરિભ્રમણ કરતાં નરક, તિર્યંચાદિ ગતિમાં છેદન, ભેદન, તાડન, તપન આદિના તીવ્ર દુઃખો ભોગવતા સંસાર પરિભ્રમણ કરી રહેલ છે તે દુઃખનો-અષ્ટકર્મનો નાશ કરી મોક્ષના શાશ્વતા સુખો પ્રાપ્ત કરવાનો ઉપાય અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ વ્રતપાલન તથા રાત્રિભોજનત્યાગ સાથે જ્ઞાન, દર્શન ચારિત્ર તથા તપના આરાધન રૂપ સંયમ છે ચારિત્ર એ સંયમનું સ્વરૂપ જાણવું જ્યાં મોહનીય કર્મની પચ્ચીસ પ્રકૃતિનો ક્ષયોપશમ હોય ત્યાં સંયમભાવ હોઈ શકે આ રીતે સંયમી સાધકે તથા આત્માર્થી જીવોએ અગ્નિકાયના જીવોની દયા પાળવા સતત ઉપયોગ રાખી રહેવું, એ આત્મકલ્યાણનું કારણ છે

वीरेहिं एयं अभिभूय दिट्ठं संजतेहिं सया जतेहिं सया अप्पमत्तेहिं ॥३१॥

શબ્દાર્થ – (૧) જીતેન્દ્રિય (૨) સદા નમ્રત (૩) સદા યત્નાવંત (૪) સંયમી મહાપુરુષો વડે (૫) આ તત્ત્વ (૬) પરીષહો જીતીને (૭) કેવળજ્ઞાનમાં દેખાયું

ભાવાર્થ – સંયમી મહાપુરુષો સદા જીતેન્દ્રિય બની સંયમમાં સદા યત્નાવંત અહિંસક ભાવથી સદા જાગૃત રહી, અપ્રમત્ત રહી, પરીષહ તથા ઉપસર્ગોને તથા કર્મરૂપ શત્રુઓને પોતાના આત્મબળથી ઉત્તીર્ણ વિજય પ્રાપ્ત કરી કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન, કેવળદર્શન પ્રાપ્ત કરી કેવળજ્ઞાન-દર્શન દ્વારા એકેન્દ્રિયાદિ જીવોને તથા કર્મના ક... ૫ન જાણી પશ્ચાત્ અનંત મોક્ષનાં સુખને પ્રાપ્ત કરાવનાર એવા આ અહિંસા વ્રત તથા સંયમરૂપ અનુપમ તત્ત્વનો ઉપદેશ આત્માર્થી

ભવ્ય જીવોના હિતાર્થે પ્રતિપાદન કરેલ છે તે જાણી આત્માર્થી જીવોએ સયમભાવમા ઉપયોગ રાખી રહેવુ સયમભાવમાં યત્નાવત અને જાગૃતદશામા રહેનાર આત્માઓ જ—કેવલજ્ઞાન દર્શનરૂપ લક્ષ્મીને પ્રાપ્ત કરી શકે છે.

**जे[1] पमत्ते[2] गुणट्ठिए[3] से[4] हु[5] दंडे[6] पवुच्चति, तं[7] परिण्णाय मेहावी[8] इयाणिं[9] णो[10] जमहं[11] पुव्वमकासी[12] पमाएणं[13] ॥३२॥**[14]

**શબ્દાર્થ** .—(૧) જે (૨) પાચ પ્રમાદ સહિત અસયત છે (૩) ઇન્દ્રિય-સુખના અભિલાષી (૪) તેઓ નિશ્ચયથી (૫) પ્રાણીઓની હિસા કરનાર (૬) જુલ્મી કહેવાય છે (૭) એમ જાણી (૮) બુદ્ધિમાન (૯) હવેથી (૧૦) નહિ-કરું (૧૧) જે (૧૨) પ્રથમ (૧૩) પાપ કર્યા (૧૪) પ્રમાદથી.

**ભાવાર્થ** :—જે અસંયમી પાચ પ્રકારના પ્રમાદ સહિત તથા પાચ ઇન્દ્રિયોના વિષય સુખનો અભિલાષી હોય તે નિશ્ચયથી પ્રાણીઓની હિસા કરી જીવોને દડ આપે છે—ત્રાસ આપે છે, તેઓ જુલ્મી તથા અન્યાયી કહેવાય છે. જેથી હિંસાના સ્વરૂપને જાણી બુદ્ધિમાન સાધક એવો નિર્ણય કરે કે મેં પૂર્વે પ્રમાદવડે સાવદ્ય અનુષ્ઠાનો—પ્રાણીઓની હિસારૂપ કાર્યો કર્યા હતા તેવા પાપકારી, અન્ય જીવોની ઘાત થાય તેવા અગર તેઓને પરિતાપ ઉત્પન્ન થાય તેવા કાર્યો હવે હુ કરીશ નહિ. આ રીતે નિર્ણય કરી અહિસક ભાવથી રહી જીવન વ્યતીત કરે તે આત્માને શ્રેયનુ કારણુ છે, માનવ-ભવનુ કર્તવ્ય છે, એ જ સાધક આચાર છે.

**लज्जमाणा पुढो पास अणगारा मो त्ति एगे पवयमाणा, जमिणं विरूवरूवेहिं सत्थेहिं अगणिकम्मसमारंभेणं अगणिसत्थं समारंभमाणे, अण्णे अणेगरूवे पाणे विहिंसइ ॥ ३३ ॥**

**શબ્દાર્થ** .—અ ૧ ઉ. ૩ સૂત્ર ૨૨ મુજબ. અહીં અગ્નિકાય આરભ જાણુવો

ભાવાર્થ :– સુસાધુઓ અગ્નિકાય જીવોની હિંસા કરતાં શરમાય છે એટલે તેઓને ઘૃણા થાય છે હિંસા છે તે આત્માનું અહિત કરનાર અને દુઃખ વધારનાર જાણી તેઓ હિંસા કરતા નથી ત્યારે કેટલાએક શાક્યાદિ સાધુઓ અભિમાનથી એમ કહે છે, કે અમે અણગાર છીએ ત્યાગી છીએ એમ કહેવા છતાં અગ્નિકાયના જીવોની વિવિધ પ્રકારનાં શસ્ત્રોવડે હિંસા કરે છે–આરંભ કરે છે અને આરંભ કરતા થકા અન્ય વનસ્પતિ આદિ એકેન્દ્રિય જીવો તથા ત્રસ જીવોની અનેક પ્રકારે હિંસા કરે છે તેઓને હે શિષ્ય! અહત જાણ આવા અન્યતીર્થિઓની સંગત કરવી નહિ. તેમ જ અગ્નિકાયની હિંસાથી દૂર રહેવું તે સાધુ આચાર છે

तत्थ खलु भगवया परिण्णा पवेइया, इमस्स चेव जीवियस्स, परिवंदणमाणणपूयणाए, जाइमरणमोयणाए, दुक्खपडिघायहेउं, से सयमेव अगणिसत्थं समारंभति, अण्णेहिं वा अगणिसत्थं समारंभावेइ, अण्णे अगणिसत्थं समारंभमाणे समणुजाणइ, तं से अहियाए, तं से अबोहिए ॥ ३४ ॥

શબ્દાર્થ તથા ભાવાર્થ :– અ. ૧ ઉ ૩ સૂત્ર ૨૪ મુજબ અહીં અગ્નિકાય આરંભ જાણવો.

से तं संबुज्झमाणे आयाणीयं समुट्ठाय, सोच्चा खलु भगवओ, अणगाराणं वा अंतिए इहमेगेसिं णायं भवति, एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णिरए, इच्चत्थं गढिए लोए जमिणं विरूवरूवेहिं सत्थेहिं अगणिकम्मसमारंभेणं अगणिसत्थं समारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसइ ॥ ३५ ॥

શબ્દાર્થ તથા ભાવાર્થ :– અ. ૧ ઉ ૨ સૂત્ર ૧૫ મુજબ અહીં અગ્નિકાય આરંભ જાણવો

से बेमि[1] संति[2] पाणा[3] पुढविणिस्सिया[4], तणणिस्सिया[5], पत्तणिस्सिया[6], कट्ठणिस्सिया[7], गोमयणिस्सिया[8], कयवर-णिस्सिया[9], संति[10] संपातिमा[11] पाणा[12] आहच्च[13] संपयंति[14] य, अगणिंच[15] खलु पुट्ठा[16], एगे[17] संघायमावज्जंति[18], जे[19] तत्थ संघायमावज्जंति ते तत्थ परियाविज्जंति[20], जे तत्थ परियाविज्जति ते तत्थ उद्दायंति[21] ॥३६॥

શબ્દાર્થ (૧) હું કહું છું (૨) છે (૩) પ્રાણીઓ (૪) પૃથ્વીને આશ્રિત (૫) તૃણને આશ્રિત (૬) પાદડાને આશ્રિત (૭) કાષ્ટને આશ્રિત (૮) છાણાને આશ્રિત (૯) કચરાને આશ્રિત (૧૦) રહેલા છે (૧૧) આવી પડનારા (૧૨) પ્રાણીઓ આવી (૧૩) અચાનક (૧૪) અગ્નિમાં પડે છે (૧૫) અગ્નિમા પડતા (૧૬) સ્પર્શ થતા (૧૭) કેટલાએક જીવોના (૧૮) અવયવોનો–સંકોચ (૧૯) થાય છે (૨૦) પશ્ચાત્ મૂર્છિત થાય છે (૨૧) પશ્ચાત્ મૃત્યુને પામે છે

**ભાવાર્થ**:– હે જંબૂ ! જ્યા અગ્નિકાયનો આરંભ થાય છે, ત્યા પૃથ્વી, તૃણ, ઘાસ, પાદડા, કાષ્ટ, છાણા તથા કચરાને આશ્રયી જીવો રહેલા હોય તે જીવો તથા કુંથુ, તીડ આદિ ઉડકણા જીવો; અચાનક આવી અગ્નિમા પડનારા જીવો તથા વાયુને આશ્રયી આવી પડનારા જીવો, અગ્નિમા પડતા જ, અગ્નિનો સ્પર્શ થતા તે જીવોના અવયવો શીઘ્રપણે સંકોચને પામે છે ત્યારબાદ શીઘ્રતાથી મૂર્છિત થાય છે ત્યારબાદ મૃત્યુને પામે છે એટલે અગ્નિકાયના આરંભ કરનારા અગ્નિકાયના જીવોની હિંસાની સાથે પૃથ્વી, પાણી, વાયુ, વનસ્પતિ તથા ત્રસ જીવો એ છએ કાયના જીવોની હિંસા કરે છે– એટલે કે છએ કાયના જીવોની હિંસા થાય છે અગ્નિકાયને શ્રી. ઉ સૂત્ર–અ ૩૫ ગાથા ૧૨ મા સર્વ દિશાથી આવી પડતા જીવોને બાળનારૂં શસ્ત્ર કહેલ છે. ( દશધારૂં શસ્ત્ર ) અગ્નિ સળગાવતાં છએ

કાયના જીવોની હિંસા થાય છે અગ્નિને બુઝાવતાં અગ્નિકાયના જીવોની હિંસા વધારે થાય છે એટલે અગ્નિ સળગાવતાં અને બુઝાવતાં બન્ને પ્રકારે જીવોની હિંસા થાય છે અગ્નિ સળગાવવા વધારે આરંભ કહેલ છે એમ જાણી આત્માર્થી જીવોએ તથા સાધકોએ અગ્નિકાયના આરંભથી દૂર રહેવું તે આત્માના કલ્યાણનું કારણ જાણવું

एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवन्ति । एत्थ सत्थं असमारंभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवन्ति ॥ ३७ ॥

શબ્દાર્થ તથા ભાવાર્થ અ ૧ ઉ ૨ સૂત્ર ૧૭ મુજબ અહીં અગ્નિકાય આરંભ જાણવો.

तं परिण्णाय मेहावी णेव सयं अगणिसत्थं समारंभेज्जा, णेवऽन्नेहिं अगणिसत्थं समारंभावेज्जा, अगणिसत्थं समारंभंते वि अण्णे ण समणुजाणेज्जा, जस्सेते अगणिकम्मसमारंभा परिण्णाया भवन्ति; से हु मुणी परिण्णायकम्मे त्ति बेमि ॥ ३८ ॥

શબ્દાર્થ તથા ભાવાર્થ – અ. ૧ ઉ ૨ સૂત્ર ૧૮ મુજબ અહીં અગ્નિકાય આરંભ જાણવો.

ચોથો ઉદ્દેશો સમાપ્ત.

## પાંચમો ઉદ્દેશો

तं णो करिस्सामि समुट्ठाए, मत्ता मतिमं, अभयं, विदित्ता, तं जे णो करए, एसोवरए, एत्थोवरए, एस अणगारेत्ति पवुच्चइ ॥ ३९ ॥

**શબ્દાર્થ** . (૧) હિંસા (૨) કરીશ નહિ (૩) દીક્ષા ગ્રહણ કરી (૪) જીવાદિ તત્ત્વોને જાણી (૫) બુદ્ધિમાન શિષ્ય (૬) સંયમને (૭) જાણી (૮) જે હિસા કરતા નથી (૯) તે હિંસાથી નિવૃત્ત થયા છે (૧૦) જૈનશાસનમાં અનુરક્ત એ જ (૧૧) અણગાર (૧૨) કહેવાય છે.

**ભાવાર્થ** :- કોઇ સાધક એવો વિચાર કરે કે હવે હું કોઇ જીવોની હિસા કરીશ નહિ, એમ નિર્ણય કરી, દીક્ષા ગ્રહણ કરી, જીવાદિ તત્ત્વોના સ્વરૂપને જાણી, બુદ્ધિમાન સાધક સયમના સ્વરૂપને જાણી અહિસક રહેવાની પ્રતિજ્ઞા ગ્રહણ કરે છે અને કોઇપણ જીવોની હિસા નહિ કરતાં હિંસાથી નિવૃત્ત થઈ જૈન શાસનમાં અનુરક્ત રહી વિષયકષાયાદિક સાંસારિક પ્રવૃત્તિથી-સાંસારિક બધનોથી જે દૂર રહે છે, તેને જ શ્રી ભગવતે સાચા અણગાર કહેલ છે, એમ જાણી સાધક મુનિએ જીવ હિંસાથી દૂર રહેવુ તે જ સાધક આચાર છે.

## जे[1] गुणे से[2] आवट्टे, जे[3] आवट्टे से[4] गुणे ॥ ४० ॥

**શબ્દાર્થ** (૧) જે ઇન્દ્રિયોના વિષયો છે (૨) તે સંસારનુ કારણ છે અને (૩) જે સસાર છે (૪) તે વિષયોના કારણ છે

**ભાવાર્થ** :- જે શબ્દાદિ પાંચ ઈન્દ્રિયોના વિષયો છે, તે જ સસાર છે, સસારનુ કારણ છે, સસાર વૃદ્ધિનું કારણ છે અને જે સંસાર છે તે ઇન્દ્રિયોના વિષયોનુ કારણ છે, જે જીવો વિષયોમાં આસકત છે, તે જ જીવો સસારમાં આસકત છે અહીં કાર્ય કારણ ભાવ જાણવો ઇન્દ્રિયના વિષયો પ્રાપ્ત કરવામાં પરિગ્રહની જરૂર પડે છે અને પરિગ્રહ એ આરંભનુ કારણ છે, (આરભ વિના પરિગ્રહ પ્રાપ્ત થતો નથી) અને આરભ છે એ જ સસાર વૃદ્ધિરૂપ જન્મ, મરણાદિ દુખોના હેતુ છે પરિગ્રહ આરભનુ કારણ છે એ જ રીતે કષાયનુ પણ કારણ છે, એમ જાણી વિષયોમાં વૈરાગ્યભાવ લાવીને આરભ પરિગ્રહ તથા વિષયોથી દૂર રહેવા ઉપયોગવત રહેવું. સસાર પરિભ્રમણરૂપ જન્મ મરણાદિ દુખોનો (આઠ કર્મોનો) નાશ આ મનુષ્યભવમા જ થઇ શકે છે મનુષ્યભવ સિવાય અન્યગતિમા થઇ

શકે તેમ નથી તેથી મનુષ્યભવ ઉપયોગી જાણી આત્મહિત સાધન કરી લેવાં તત્પર રહેવુ એ જ મનુષ્યભવનુ કર્તવ્ય તથા તેની સાર્થકતા જાણવી.

उड्ढं अहं तिरियं पाईणं पासमाणे रूवाइं पासइ, सुणमाणे सद्दाइं सुणइ, उड्ढं अहं तिरियं पाईणं मुच्छमाणे रूवेसु मुच्छति सद्देसु यावि एस लोए वियाहिए, एत्थ अगुत्ते अणाणाए पुणो पुणो गुणासाते वंकसमायारे पमत्ते अगारमावसे ॥४१॥

**શબ્દાર્થ** (૧) ઉર્ધ્વ દિશા (૨) અધોદિશા (૩) તિર્છિ દિશા (૪) પૂર્વાદિ દિશાઓમાં (૫) જોતા થકા (૬) રૂપો (૭) દેખાય છે (૮) સાંભળતા (૯) શબ્દો (૧૦) સંભળાય છે (૧૧) ઉર્ધ્વ (૧૨) અધો (૧૩) તિર્છિ (૧૪) પૂર્વાદિ દિશામાં (૧૫) આસક્ત બને છે (૧૬) રૂપોમાં (૧૭) શબ્દોમાં (૧૮) આસક્ત બને છે આસક્ત ભાવોને (૧૯) સંસાર (૨૦) કહેલ છે (૨૧) શબ્દાદિ વિષયોમાં (૨૨) રાગદ્વેષ કરવાવાળા (૨૩) ભગવતની આજ્ઞામાં નથી (૨૪) વારંવાર (૨૫) વિષયોની ઇચ્છા કરે છે (૨૬) ખરાબ આચરણ કરે છે (૨૭) વિષયમાં મૂર્છિત જીવો (૨૮) ગૃહસ્થવાસમાં રહે છે

**ભાવાર્થ** – જીવોને ઉર્ધ્વ, અધો તિરછી તથા પૂર્વાદિ દિશાઓમાં જોતા થકાં અનેક જાતના રૂપો દેખાય છે અને શબ્દો સંભળાય છે અને તે તે દિશાઓમાં રૂપો જોઇને તથા શબ્દો સાંભળીને જીવો આસક્ત બને છે મનોજ્ઞ રૂપોમાં તથા મનોજ્ઞ શબ્દોમાં જીવો આસક્ત બની રહે છે આવા આસક્ત ભાવોને સંસાર કહેલ છે આવા શબ્દાદિ વિષયોમાં આસક્ત અને રાગદ્વેષના કરવાવાળા, ખરાબ આચરણવાળા વારંવાર વિષયો ભોગવવાની ઇચ્છા કરતા થકાં વિષયોમાં મૂર્છિત બનેલાં, ભગવતની આજ્ઞા બહાર રહેલાં સંયમથી ભ્રષ્ટ થઇ ગૃહસ્થ સમાન બની રહે છે અને દ્રવ્યથી સાધુલિંગ

હોવા છતા અસયમ અનુષ્ઠાનથી ગૃહસ્થ જ ગણાય, અથવા ગૃહસ્થાશ્રમી બની જાય છે વિષયોથી વિરક્ત રહેવુ તે સયમ સાધનાનું પ્રથમ અગ છે જયાં આસક્તિ છે, ત્યાં જડતા છે, સસાર છે, ચૈતન્યનો હ્રાસ છે, સંસાર વૃદ્ધિનુ કારણ છે. એમ વિચારી વિષયોથી—આસક્ત ભાવથી દૂર રહેવા આ ઉપદેશ છે વિષયોમાં આસક્તિવાળાં તથા આરંભ પરિગ્રહમાં આસક્ત જીવોની ગતિ પ્રાય.— નરક અથવા તિર્યંચની હોય છે, એમ જાણી પોતાના આત્માની દયા લાવી આરભ તથા પરિગ્રહથી તથા વિષયોથી દૂર રહેવા—ઉપયોગવત રહેવુ અને ઇન્દ્રિયના વિષયોમા આસક્ત બનવું નહિ. એજ મનુષ્યભવનુ કર્તવ્ય તથા સાધુ આચાર જાણવો.

**लज्जमाणा पुढो पास, अणगारा मो त्ति एगे पवयामाणा, जमिणं विरूवरूवेहिं सत्थेहिं वणस्सइ कम्म-समारंभेणं, वणस्सइसत्थं समारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसइ ॥ ४२ ॥**

**શબ્દાર્થ તથા ભાવાર્થ** :— અધ્યયન ૧ ઉ ૩ સૂત્ર ૨૨ મુજબ અહીં વનસ્પતિકાય આરભ જાણવો

**तत्थ खलु भगवया परिण्णा पवेइया, इमस्स चेव जीवियस्स, परिवंदणमाणणपूयणाए, जाइमरणमोयणाए, दुक्खपडिघायहेउं, से सयमेव वणस्सइसत्थं समारंभइ, अण्णेहिं वा वणस्सइसत्थं समारंभावेइ अण्णे वा वणस्सइ-सत्थं समारंभमाणे समणुजाणइ, तं से अहियाए, तं से आबोहिए ॥ ४३ ॥**

**શબ્દાર્થ તથા ભાવાર્થ** — અધ્યયન ૧ ઉ ૩ સૂત્ર ૨૩ મુજબ અહી વનસ્પતિકાય આરભ જાણવો

से त संबुज्झमाणे आयाणीयं समुट्ठाय, सोच्चा खलु भगवओ, अणगाराणं वा अंतिए इहमेगेसिं णायं भवइ-एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णिरए, इच्चत्थं गढिए लोए जमिणं विरूवरूवेहिं सत्थेहिं वणस्सइकम्मसमारंभेणं, वणस्सइसत्थं समारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसइ ॥ ४४ ॥

શબ્દાર્થ તથા ભાવાર્થ :- અધ્યયન ૧ ઉ ૨ ૧૫ સૂત્ર મુજબ અહી વનસ્પતિકાય માટે જાણવે.

से बेमि इमंपि[1] जाइ[2]धम्मयं[3], एयंपि[4] जाइ[5]धम्मयं[6] इमंपि[7] वुड्ढि[8]धम्मयं, एयंपि वुड्ढिधम्मयं, इमंपि चित्तमंतयं[9], एयंपि चित्तमंतयं[10], इमंपि छिन्नं[11] मिलाति[12], एयंपि छिन्नं[13] मिलाति[14], इमंपि आहारगं[15], एयंपि आहारगं[16], इमंपि अणिच्चयं[17], एयंपि अणिच्चयं[18] इमंपि असासयं[19], एयंपि असासयं[20], इमंपि चओवचइयं[21], एयंपि चओवचइयं[22] इमंपि विपरिणामधम्मयं[23], एयंपि विपरिणामधम्मयं[24] ॥ ४५ ॥

શબ્દાર્થ ભાવાર્થમાં શબ્દાર્થનો સમાવેશ થતો હોવાથી લખ્યા નથી.

ભાવાર્થ – (૧) જેમ મનુષ્ય શરીર ઉત્પન્ન થાય છે, (૨) ઉત્પન્ન થવાના (૩) સ્વભાવવાળું છે (૪) એમ વનસ્પતિનું શરીર પણ (૫) ઉત્પન્ન થવાના (૬) સ્વભાવવાળું છે, (૭) જેમ મનુષ્ય શરીર વૃદ્ધિને પામે છે (૮) તેમ વનસ્પતિનું શરીર પણ વૃદ્ધિને પામે છે, (૯) જેમ મનુષ્યના શરીરમાં ચૈતન્ય છે (૧૦) તેમ વનસ્પતિના શરીરમાં પણ ચૈતન્ય છે, (૧૧) જેમ મનુષ્યનું શરીર છેદાવાથી

(૧૨) સૂકાય છે, (૧૩) તેમ વનસ્પતિનુ શરીર પણ છેદાવાથી (૧૪) સૂકાય છે, (૧૫) જેમ મનુષ્યને આહારની જરૂર છે, (૧૬) તેમ વનસ્પતિને પણ આહારની જરૂર છે, (૧૭) જેમ મનુષ્યશરીર અનિત્ય છે, (૧૮) તેમ વનસ્પતિશરીર પણ અનિત્ય છે, (૧૯) જેમ મનુષ્ય શરીર અશાશ્વત છે, (૨૦) તેમ વનસ્પતિશરીર પણ આશાશ્વત છે, (૨૧) જેમ મનુષ્યના શરીરની હાનિ વૃદ્ધિ થાય છે, (૨૨) તેમ વનસ્પતિના શરીરની પણ હાનિ વૃદ્ધિ થાય છે, (૨૩) જેમ મનુષ્ય–શરીરમાં અનેક વિકારો ઉત્પન્ન થાય છે, (૨૪) તેમ વનસ્પતિ–શરીરમાં પણ અનેક વિકારો ઉત્પન્ન થાય છે આવી રીતે વનસ્પતિ લગભગ મનુષ્યના શરીરના સ્વભાવને તુલ્ય છે જેથી વનસ્પતિ સચેતન છે–જીવરૂપ છે, છે, એમ દૃઢ શ્રદ્ધા રાખવી. અતિપાપના સંચયથી જીવો વનસ્પતિમાં ઉત્પન્ન થઈ જઘન્ય અંતર્મુહૂર્ત ઉત્કૃષ્ટ અનંતકાળ સુધી–વનસ્પતિમાં રહી જન્મ–મરણ કરતા થકા એ જ કાયમાં રહી–છેદન, ભેદન, તાપ, શીત, અગ્નિથી બળવુ, તેલ ઘીમા તળાવુ, આહારના અભાવથી–ક્ષુધા તૃષાની પીડા ભોગવવી આદિ અનેક જાતનાં દુઃખો ભોગવવાં પડે છે. તેની અવગાહના જઘન્ય આંગળના અસંખ્યાતમા ભાગની, ઉત્કૃષ્ટ એકહજાર જોજનની કમળડોડા આશ્રી કહેલ છે આયુષ્ય જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ દશહજાર વરસનુ જાણુવુ, આ કાયમાં આવાં દુઃખો રહેલાં છે એમ જાણી તેની હિંસાથી દૂર રહેવુ. તેની દયા પાળવી અન્ય જીવોને શાતા ઉપજાવવાથી પોતાના આત્માને સમાધિનુ કારણ જાણુવુ. જીવોની દયા પાળવાથી આગામીભવ સુખરૂપ બને છે. (પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ પાંચેકાયને ફકત એક સ્પર્શ ઇન્દ્રિય હોય છે રોમદ્વારા તેનો આહાર છે) એમ જાણી પોતાના આત્માની સમાધિ માટે વનસ્પતિને જીવ જાણી તેની દયા પાળવી.

**एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति, एत्थ सत्थं असमारंभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति तं परिण्णाय मेहावी णेव सयं**

वणस्सइसत्थं समारंभेज्जा, णेवण्णेहिं वणस्सइसत्थं समारंभावेज्जा, णेवण्णे वणस्सइसत्थं समारंभंते समणुजाणेज्जा, जस्सेते वणस्सइसत्थसमारंभा परिण्णाया भवंति से हु मुणी परिण्णायकम्मे त्ति बेमि ॥४६॥

શબ્દાર્થ તથા ભાવાર્થ – અ ૧ ઉ ૨ સૂત્ર ૧૭–૧૮ મુજબ વિશેષમાં અહીં વનસ્પતિનો આરંભ જાણવો.

પાંચમો ઉદ્દેશો સમાપ્ત

## છઠ્ઠો ઉદ્દેશો

से बेमि–संतिमे तसा पाणा, तंजहा–अंडया पोयया, जराउया, रसया, संसेयया, समुच्छिमा, उब्भियया, उववाइया, एस संसारेत्ति पवुच्चइ मंदस्स अवियाणओ ॥ ॥४७॥

શબ્દાર્થ – (૧) હું કહું છું (૨) છે (૩) ત્રસ પ્રાણીઓ (૪) આ પ્રકારે (૫) ઇંડાથી ઉત્પન્ન બનારા પક્ષી આદિ (૬) થેલીથી ઉત્પન્ન બનારા હાથી આદિ (૭) જરાયુથી ઉત્પન્ન બનારા ગાય ભેંસ–બકરી ઇત્યાદી (૮) રસોમાં ઉત્પન્ન બનારા નાના નાના કીડા વગેરે (૯) પસીનામાંથી ઉત્પન્ન બનારા જૂ માંકડ વગેરે (૧૦) સ્વયં ઉત્પન્ન બનારા પતંગીયા વગેરે (૧૧) પૃથ્વીમાં ઉત્પન્ન બનારા તીડ વગેરે (૧૨) ઉપપાતથી ઉત્પન્ન બનારા દેવતા તથા નારકી (૧૩) આવા પ્રકારના પ્રાણીના સમુહને (૧૪) સંસાર (૧૫) કહેલ છે (૧૬) અજ્ઞાની (૧૭) હિતાહિતના વિચારથી રહિત–અજાણ છે

ભાવાર્થ :– હે આયુષ્યવંત શિષ્ય! હવે ત્રસ જીવોનું વર્ણન કરું છું, જે હાલીચાલી શકે તથા તડકામાંથી છાયામાં જાય અગર ત્રાસ પામે તે ત્રસ જીવો કહેવાય છે તેના સહજ આઠ ભેદો કહેલા છે (૧) ઇંડાથી ઉત્પન્ન થાય તે પક્ષી વગેરે (૨) થેલીથી ઉત્પન્ન થાય તે હાથી વગેરે (૩) જરાયુથી ઉત્પન્ન થાય તે ગાય ભેંસ

મનુષ્ય વગેરે, (૪) રસોમાં ઉત્પન્ન થાય તે નાના નાના કીડા વગેરે, (૫) પરસેવાથી ઉત્પન્ન થાય તે જૂ-માકડ વગેરે (૬) સ્વયં ઉત્પન્ન થાય તે પતંગીયા કૂદાં વગેરે, (૭) જમીનમાંથી ઉત્પન્ન થાય તે તીડો, ઉદ્ધઇ વગેરે (૮) ઉપપાતથી ઉત્પન્ન થનારા તે દેવો તથા નારકી (દેવો શય્યામા ઉત્પન્ન થાય છે, નારકો કુંભીમા ઉત્પન્ન થાય છે) આ આઠ ભેદોમાં સંસારના સર્વ ત્રસજીવોનો સમાવેશ જાણવો. પ્રાણી જીવનો સમુદાય તે સંસાર કહેવાય છે, હિતાહિતના વિચારથી શૂન્ય એવા અજ્ઞાની જીવો વારવાર આ સંસારમાં જન્મમરણાદિરૂપ સંસાર પરિભ્રમણ કરે છે આરંભ તથા પરિગ્રહ મમત્વથી થતા કષાયોના ઉદયે કરી જીવો નવાનવા ભવો ઉત્પન્ન કરી, સંસાર વૃદ્ધિ કરી, અનંતાનંતકાળ સંસારમાં જન્મ મરણાદિના દુઃખો ભોગવતો થકો પરિભ્રમણ કરે છે પાચે ઇન્દ્રિયોના વિષયોની આસકિતના કારણે પરિગ્રહ મેળવવા આરંભમા જોડાય છે અને સંસારભાવને સ્થિર કરે છે એમ જાણી વિષયવાસનાનો ત્યાગ કરી, આરંભ પરિગ્રહનો ત્યાગ કરી, જગતના જીવો સાથે મૈત્રીભાવ વધારી અનાસકતભાવે રહેવુ એ જ મનુષ્ય ભવનુ કર્તવ્ય જાણવું (ત્રસજીવોમા બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરેન્દ્રિય, અને પંચેન્દ્રિયજીવોનો સમાવેશ થાય છે.

**णिज्झाइत्ता[1], पडिलेहित्ता[2], पत्तेयं[3] परिणिव्वाणं[4] सव्वेसिं[5] पाणाणं[6], सव्वेसिं[7] भूयाण, सव्वेसिं[8] जीवाणं[9], सव्वेसिं[10] सत्ताणं[11], असायं[12] अपरिणिव्वाणं[13] महब्भयं[14] दुक्खं[15] त्ति बेमि[16] ॥ ॥४८॥**

**શબ્દાર્થ :** (૧) વિચાર કરી (૨) દેખી-જોઇ (૩) પ્રત્યેક પ્રાણીને (૪) સુખ પ્રિય છે (૫) સર્વવિકલેન્દ્રિયો (૬) સર્વ (૭) વનસ્પતિ (૮) સર્વ (૯) પંચેન્દ્રિય જીવો (૧૦) સર્વ (૧૧) એકેન્દ્રિય જીવો (૧૨) અસાતા રૂપ દુ.ખ તથા (૧૩) દુ ખ દેવાવાળા (૧૪) મહાનભય તથા (૧૫) દુ ખરૂપ છે (૧૬) એમ હુ કહુ છુ

**ભાવાર્થ** – હે જમ્બૂ! જગતના દરેક નાનાથી મોટા સર્વ જીવોને દુ ખ અપ્રિય છે એ બાબતમા વિચાર કરી જાણી કહું છું કે

જગતમાં રહેલાં સર્વ પ્રાણીઓ, (બે ઇન્દ્રિય, ત્રણ ઇન્દ્રિય, ચોઇ
સર્વ ભૂતો, (વનસ્પતિના જીવો) સર્વ જીવો, (નારકી તિર્યંચ
અને દેવ) અને સર્વ સત્વો (પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુ
જીવો) એ ચારે પ્રકારનાં સર્વ જીવોને સુખપ્રિય છે સુખના અભિ
છે અને દુઃખ સર્વને અપ્રિય છે અસાતારૂપ છે, પીડારૂપ છે,
અને મનને પીડારૂપ છે, (જેને મન રૂપ સાધન હોય તને
દુઃખના દેવાવાળાને તથા દુઃખને મહાન ભય રૂપ માને છે
જાણી સાધકોએ તથા આત્માર્થી સર્વે જીવોએ કોઇપણ જીવોને
ઉત્પન્ન થાય, લાગણી દુભાય અથવા પોતાના કામથી મરણને
થાય, તેવાં કાર્યોથી દૂર રહેવું ઉપયોગ રાખી સર્વ જીવોની
પાળવી. અભયદાન દેવું 'આત્મવત્ સર્વ ભૂતેષુ" માની ઉપયોગ
રહેવું તે પોતાના જ આત્માને શ્રેયસ્કર જાણવું સાધક આચાર
એમ જ છે

८

तसंति पाणा पदिसो दिसासु य । तत्थ तत्थ
पास, आतुरा परितावेंति, संति पाणा पुढो सिया॥ ॥६

શબ્દાર્થ – (૧) ત્રાસ પામી રહેલ (૨) પ્રાણીઓ (૩) દિશા
(૪) વિદિશાઓમાં (૫) ભિન્ન ભિન્ન કાર્યો માટે (૬) ત્રસજીવોને (૭) આ
જીવો પી (૮) આપી રહ્યા છે (૯) તેને દેખ (૧ ) છે (૧૧) પ્રા
(૧૨) ભિન્ન ભિન્ન (૧૩) પૃથ્વીઆદિ આશ્રિત.

ભાવાર્થ – દિશા અને વિદિશાઓમા સર્વ સ્થળે
પ્રાણીઓ ત્રાસ પામી રહ્યા છે ભય પામી રહ્યા છે ઉદ્વેગ
રહ્યા છે હે શિષ્ય! તને હું એ વિષય અને કષાયથી આતુર
આસન્ન જીવો પોતાના સ્વાર્થ માટે, ભિન્ન ભિન્ન કાર્યો માટે, વિ
પ્રકારથી ત્રસાદિ જીવોને પીડા ઉપજાવી રહેલા છે, તેમ જ ત્ર
જીવો પૃથ્વી આદિને આશ્રિત સર્વ સ્થળોમાં રહેલા છે તેઓ
પ્રત્યેક આરંભથી પીડા થાય છે-પામે છે આસક્ત જીવો પોત

વિષયોને પૂર્ણ કરવા ત્રસ અને સ્થાવર જીવોને દુઃખ આપી રહેલ હોવાથી જીવો શંકાશીલ બની મરણના ભયથી ઉદ્વેગ પામી રહેલા છે એમ જાણી પ્રાણીઓની દયા પાળવી તે મનુષ્યની ફરજ છે, ધર્મ છે, કર્તવ્ય છે અન્ય જીવોને અભય કરવા તે પોતાના આત્માને જ અભય કરવા સમાન જાણો. અન્ય જીવોને અભય આપનાર જીવ નિર્ભય બને છે. અન્ય જીવોને પીડા ઉત્પન્ન થાય તેવા કાર્યોથી જીવોને તે તે જીવો સાથે વૈર બંધન થાય છે અને વૈર બધનના કારણે નવા નવા જન્મો ધારણ કરવા પડે છે, જ્યાં જન્મ છે, ત્યાં જરા, રોગ, મૃત્યુ આદિ દુખો રહેલાં છે વૈર બધનના કારણે જીવોને દુંખોના સયોગો પ્રાપ્ત થાય છે, એમ જાણી જીવોની દયા પાળી વૈર બંધનથી દૂર રહેવા ઉપયોગ રાખવો તે સુખનુ કારણ છે.

**लज्जमाणा पुढो, पास, अणगारा मो त्ति एगे पवयमाणा, जमिणं विरूवरूवेहिं सत्थेहिं तसकायसमारंभेणं तसकायसत्थं समारंभमाणा अण्णे अणेगरूवे पाणे विहिंसइ ॥ ॥ ५० ॥**

**શબ્દાર્થ** તથા **ભાવાર્થ** :– અ ૧ ઉ. ૩ સૂત્ર ૨૨ મુજબ વિશેષમા અહીં ત્રસકાયનો આરભ જાણવો.

**तत्थ खलु भगवया परिण्णा पवेइया, इमस्स चेव जीवियस्स, परिवंदणमाणणपूयणाए, जाइमरणमोयणाए, दुक्खपडिघायहेउं, सेसयमेव तसकायसत्थं समारंभति, अण्णेहिं वा तसकायसत्थं समारंभावेइ, अण्णे वा तसकायसत्थं समारंभमाणे समणुजाणइ त से अहियाए, तं से अबोहिए ॥ ॥ ५१ ॥**

**શબ્દાર્થ** તથા **ભાવાર્થ** – અ ૧ ઉ. ૩ સૂત્ર ૨૩ મુજબ. વિશેષમા ત્રસકાયનો આરભ જાણવો

से त सबुज्झमाणे आयाणीय समुट्ठाय, सोचा खलु भगवओ, अणगाराण वा अंतिए इहमेगेसिं णाय भवति, एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णिरए । इच्चत्थं गढिए लोए जमिणं विरूवरूवेहिं सत्थेहिं तसकायसमारंभेण, तसकायसत्थं समारंभमाणे अन्ने अणेगरूवे पाणे विहिंसइ ॥ ॥ ५२ ॥

શબ્દાર્થ તથા ભાવાર्थ – અ. ૧ ઉ ૨ સૂત્ર ૧૫ મુજબ વિશેષમાં ત્રસકાયનો આરંભ જાણવો.

से बेमि[1] अप्पेगे[2] अच्चाए[3] हणंति[4], अप्पेगे[5] अजिणाए[6] वहंति[7] अप्पेगे[8] मंसाए[9] वहंति[10], अप्पेगे[11] सोणियाए[12] वहंति[13] एवं[14] हिययाए[15], पित्ताए[16], वसाए[17], पिच्छाए[18], पुच्छाए[19], वालाए[20], सिंगाए[21], विसाणाए[22], दंताए[23], दाढाए[24], णहाए[25], ण्हारुणीए[26], अट्ठीए[27], अट्ठिमिंजाए[28], अट्ठाए[29], अणट्ठाए[30], अप्पेगे[31] हिंसिंसु[32] मेत्ति[33] वा वहंति[34], अप्पेगे[35] हिंसंति[36] मेत्ति[37] वा वहंति[38], अप्पेगे[39] हिंसिस्संति[40] मेत्ति[41] वा वहंति[42] ॥ ५३ ॥

શબ્દાર્થ – (૧) હું કહું છું (૨) કોઈ કોઈ જીવો (૩) પોતાની પૂજન માટે (૪) ત્રસજીવોને મારે છે (૫) કોઈ (૬) ચામડાના માટે (૭) મારે છે (૮) કોઈ (૯) માંસને માટે (૧૦) મારે છે (૧૧) કોઈ (૧૨) લોહી માટે (૧૩) મારે છે (૧૪) એવી જ રીતે (૧૫) હૃદયને માટે (૧૬) પિત્તને માટે (૧૭) ચરબીને માટે (૧૮) મોરપિચ્છ માટે (૧૯) પૂછ માટે (૨૦) વાળ માટે (૨૧) શીંગ માટે (૨૨) વિષાણ માટે (૨૩) દાંત માટે (૨૪) દાઢ માટે (૨૫) નખ માટે (૨૬) નસો માટે (૨૭) હાડકા માટે (૨૮) હાડકાની મિંજ માટે (૨૯) પ્રયોજનથી (૩૦) વિનાપ્રયોજન—અમનને માટે (૩૧) કોઈ (૩૨) મને

મારેલ (૩૩) જોયી (૩૪) હિંસા કરે છે (૩૫) મને (૩૬) મારે છે (૩૭) જાણી (૩૮) હિંસા કરે છે (૩૯) એ (૪૦) મારશે જાણી (૪૧) મને (૪૨) હિંસા કરે છે

**ભાવાર્થ** – કોઇ કોઇ અજ્ઞાની જીવો દેવ–દેવીને ભોગ આપવા માટે ત્રસ જીવોની હિંસા કરે છે, કોઈ વાઘ આદિના ચર્મ માટે, કોઇ સુઅર આદિના માસ માટે, કોઇ લોહી માટે, કોઈ મત્ર સાધક પશુઓના હૃદય માટે, કોઇ પિત્ત માટે, કોઇ ચરબી માટે પિછા માટે મોર આદિને, પુચ્છ માટે રોઝ આદિને, વાળ માટે ચમરી ગાયને, શીગડા માટે મૃગાદિને, તથા ગેડાને, દાતને માટે સુઅર તથા હાથીને, દાઢાને માટે વરાહને, નખ માટે વાઘને, નસો માટે ગાય તથા બળદને હડ્ડી-હાડકા માટે હડ્ડીમીજા માટે તિર્યંચ પચેન્દ્રિયો ભેસો, વરાહ વગેરેને, તથા માસ લોલુપીઓ, જળચર સ્થળચર પક્ષી વગેરેને, પ્રયોજનથી, વિનાપ્રયોજને, ગમ્મતને ખાતર, મનોવિનોદ માટે, આવાં આવા કાર્યો માટે ત્રસજીવોની ઘાત કરે છે ત્રાસ આપે છે, હણે છે, મારે છે એમણે મને ભુતકાળમા માર્યો હતો વર્તમાને મને મારે છે, ભવિષ્યકાળમા મને મારશે તથા મારા સ્વજનોને પણ એ રીતે મારે છે તેમ માનીને તેઓ ત્રસ–જીવોને મારે છે સકલ્પથી પણ ત્રસ જીવોની હિંસાને ઇચ્છે છે આવી રીતે-ત્રસજીવો પીડા પામી રહેલા છે અધશ્રદ્ધાથી પોતાના ક્ષુદ્ર સ્વાર્થને માટે પ્રાણીઓના મૂલ્યવાન જીવનની કિંમત નહિ સમજનારા પચેન્દ્રિય જીવોની હિંસા કરતા અચકાતા નથી આવા અજ્ઞાનીઓ સ્વાર્થમય ભાવનાવાળા આરભના સ્વરૂપને નહિ જાણનારા તથા હિસાના કટુ વિપાકોને નહિ જાણનારા જીવોની હિસા કરીને નરકાદિગતિમા ઉત્પન્ન થઇ જન્મ મરણાદિના દુખો ભોગવતા થકા અનતાનત કાળ સુધી સસાર પરિભ્રમણ કર્યા કરે છે એમ જાણી હિસાથી નિવૃત્ત થઇ આત્મ-કલ્યાણ માટે અહિસક જીવન જીવવા ઉપયોગી બની રહેવુ તે માનવભવનુ કર્તવ્ય જાણવુ તેમ જ પોતાના આત્માને સમાધિનુ કારણ જાણવુ

एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति । एत्थ सत्थं असमारंभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति ॥ ५४ ॥ तं परिण्णाय मेहावी णेव सयं तसकायसत्थं समारंभेज्जा, णेवण्णेहिं तसकायसत्थं समारंभावेज्जा, णेवण्णे तसकायसत्थं समारंभंते समणुजाणेज्जा, जस्सेते तसकायसत्थसमारंभा परिण्णाया भवंति से हु मुणी परिणायकम्मे त्ति बेमि ॥ ५५ ॥

શબ્દાર્થ તથા ભાવાર્થ :- અ ૧ ઉ ૨ સૂત્ર ૧૭ ૧૮ મુજબ વિશેષમાં ત્રસકાયનો આરંભ જાણવો

છઠ્ઠો ઉદ્દેશો સમાપ્ત.

## સાતમો ઉદ્દેશો

[1] पहू [2] एजस्स [3] दुगुंछणाए [4] आयंकदंसी [5] अहियं [6] ति [7] णच्चा, [8] जे [9] अज्झत्थं [10] जाणइ [11] से [12] बहिया जाणइ, [13] जे [14] बहिया जाणइ [15] से [16] अज्झत्थं [17] जाणइ, [18] एयं तुलमन्नेसि, [19] इह [20] संतिगया [21] दविया [22] णावकंखंति [23] जीविउं ॥ ५६ ॥

શબ્દાર્થ – (૧) સમર્થ (૨) વાયુકાય (૩) હિંસાથી નિવૃત્ત (૪) દુઃખોના જાણનાર (૫) અહિત કરનાર (૬) એમ (૭) જાણીને (૮) જે આત્માને (૯) જાણે છે (૧૦) તે (૧૧) અન્યના (૧૨) જાણે છે (૧૩) જે અન્યના (૧૪) જાણનાર તે (૧૫) આત્માને (૧૬) જાણનાર (૧૭) સ્વ અને પરનાં (૧૮) સમભાવે જાણે (૧૯) જૈનશાસનમાં (૨૦) સમાધિમાં રક્ત સંયમી (૨૧) પુરુષ (૨૨) અસંયમી જીવનની (૨૩) ઈચ્છા કરે નહિ.

ભાવાર્થ :– જે કોઈ સ્વ અને પરના શારીરિક તથા માનસિક દુઃખોને સારી રીત જાણે છે તેમ જ આરંભ છે તે આત્માનું અહિત કરનાર અને સંસાર પરિભ્રમણનું કારણ છે એમ જે બરાબર સમજે છે, એવા મહાન પુરુષો વાયુકાય જીવોની હિંસાથી નિવૃત્ત થવા

સમર્થ છે. જેમ પોતાના આત્માને સુખ પ્રિય છે ને દુ.ખ અપ્રિય છે એમ જે બરાબર સમજે છે, ને ઉપયોગવ ત છે, તેઓ અન્ય જીવોના સુખદુઃખને બરાબર સમજી શકે છે અને જે અન્ય જીવોના સુખ-દુઃખોને સમજી શકે છે, તે પોતાના આત્માના સુખદુ ખોને તથા તેનાં કારણોને સમજી શકે છે આ રીતે જાણીને "આત્મવત્ સર્વભૂતેષુ." પર અને પોતાને સમાનભાવથી જુઓ અને એ પ્રમાણે વર્તનમાં મૂકો આ પ્રકારની સમજ લાવી ઇન્દ્રિયોનાં ક્ષણિક અને કલ્પિત સુખો માટે અન્ય જીવોને પરિતાપ આપવો નહિ સમાધિના અભિલાષી સયમી સાધકો અસયમી જીવનને ઇચ્છતા નથી. આત્માર્થી જીવોએ અન્ય જીવોને દુ ખી કરીને પરિતાપ આપી તેના સુખને લૂટીને પોતાનુ સુખ ઉત્પન્ન કરવાની ભાવના રાખવી નહિ તેમ જ આત્માર્થી જીવોએ એમ સમજવુ કે અન્યાયથી ઉત્પન્ન કરેલ, એકત્ર કરેલ દ્રવ્ય તે સુખનાં સાધનો નથી પરતુ નરક અને તિર્યંચ ગતિમાં ઉત્પન્ન થવાના દ્વાર સમજવા, ભવિષ્યકાળમાં તેના કડવા વિપાકો જીવોને ભોગવવા પડશે એમ જાણી સમાધિમગ્ન જીવોએ પોતાના સુખ માટે અન્ય જીવોને પરિતાપ ઉપજે તેવાં કાર્યોથી દૂર રહેવુ. પરને દુ.ખ આપવુ તે પરમાર્થથી પોતાને જ ભવિષ્યમા દુ ખ ઉત્પન્ન થવાના કારણ સમજી અહિંસકભાવે જીવન વ્યવહાર ચલાવવા સાધકે ગૃહસ્થોએ ઉપયોગી બની રહેવું તે માનવભવનુ તથા સાધુજીવનનું કર્તવ્ય જાણવુ તથા આત્મહિતનું પણ કારણ સમજવું.

**लज्जमाणा पुढो पास, अणगारा मो त्ति एगे पवयमाणा जमिणं विरूवरूवेहिं सत्थेहिं वाउकम्मसमारंभेणं, वाउसत्थंसमारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसइ ॥ ॥५७॥**

**શબ્દાર્થ તથા ભાવાર્થ**:– અ ૧ ઉ ૩ સૂત્ર ૨૨ મુજબ વિશેષમા વાયુકાયજીવનો આરભ જાણવો

**तत्थ खलु भगवया परिण्णा पवेइया । इमस्स चेव जीवियस्स, परिवंदणमाणणपूयणाए जाइमरणमोयणाए,**

दुपसपडिघायहेउ, से सयमेव वाउसत्थ समारंभति, अण्णेहिं वा वाउसत्थ समारंभावेइ, अण्णे वा वाउसत्थ समारंभते समणुजाणइ तं से अहियाए, त से अबोहिए ॥ ॥५८॥

શબ્દાર્થ તથા ભાવાર્થ :– અ ૧ ઉ ૩ સૂત્ર ૨૩ મુજબ વિશેષમાં વાયુકાય જીવનો આરંભ જાણવો.

से तं संबुज्झमाणे आयाणीयं समुट्ठाय, सोचा खलु भगवओ, अणगाराणं वा अंतिए इहमेगेसिं णायं भवति– एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु निरए, इच्चत्थं गढिए लोए जमिणं विरूवरूवेहिं सत्थेहिं वाउकम्मसमारंभेणं, वाउसत्थं समारभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसइ ॥ ॥५९॥

શબ્દાર્થ તથા ભાવાર્થ – અ ૧ ઉ ૨ સૂત્ર ૧૫ મુજબ વિશેષમાં વાયુકાયના જીવનો આરંભ જાણવો.

से बेमि[1] संति[2] संपाइमा[3] पाणा[4] आहच्च[5] संपयंति[6] य फरिसं[7] च खलु[8] पुट्ठा[9] एगे[10] संघायमावज्जंति[11], [12] जे तत्थ संघायमावज्जंति[13], से[14] तत्थ परियावज्जंति[15], जे तत्थ परियावज्जंति[16], से तत्थ उद्दायंति[17] ॥६०॥

શબ્દાર્થ – (૧) ડુ કહુ છુ (૨) હોય છે (૩) ઉડનારા (૪) પ્રાણીઓ (૫) ક્યારેક આવી (૬) પડતા હોય છે (૭) સ્પર્શ (૮) નિશ્ચયથી (૯) સ્પર્શ થતાં (૧૦) કેટલાએક (૧૧) સંકુચિતપણાને (૧૨) પ્રાપ્ત થાય છે (૧૩) સંકોચ (૧૪) પામતા (૧૫) મૂર્છિત થાય છે (૧૬) મૂર્છિત થઈ (૧૭) મૃત્યુ પામે છે

ભાવાર્થ :– વાયુ જ્યારે વિશેષ વાતો હોય ત્યારે વાયુ કાયની સાથે કેટલાએક ઉડકમાં પતંગીયા આદિ જીવો વાયુના

સ્પર્શથી એકત્રિત થઈ વાયુની જ્યાં ત્યાં વૃક્ષાદિ કે પૃથ્વી આદિ સાથે પટકાઇ પડે છે પડતાની સાથે પીડા પ્રાપ્ત થવાથી તેનાં અવયવો સકોચાય છે, સકોચ પામ્યા પછી મૂર્છિત થાય છે અને મૃત્યુને પામે છે આવી રીતે પ્રચડ વાયુના ઝઝાપાતથી ત્રસજીવોનું મૃત્યુ થાય છે વાયુકાયથી ઘણા જીવોને પીડા ઉત્પન્ન થાય છે અને મૃત્યુને પામે છે એ કારણે વાયુકાયના જીવોને તીવ્ર અશુભકર્મોના બધન થાય છે જેથી વાયુકાયના જીવોની ઉત્પત્તિ [ મૃત્યુ પછીનો જન્મ] મનુષ્ય તથા દેવોમા થતી નથી તિર્યંચ ગતિમાં જ ઉત્પત્તિ થાય છે અને ત્યા સ્વકાયમાં અગર અન્ય એકેન્દ્રિયમા ઉત્કૃષ્ટ અસખ્યાતકાળ સુધી જન્મ–મરણ રૂપ ભ્રમણ કરે છે, આ ઉપદેશ માથી સાર એ લેવાનો છે કે વાયુકાયની હિસાથી, હિંસાના કરનારાઓ મૃત્યુ પામી પ્રાય વાયુકાયમાં ઉત્પન્ન થઇ ત્યા તે કાયમા ઘણા પાપોનો જથ્થો એકત્ર કરી તે જીવ એકેન્દ્રિયાદિક યોનિમા ઘણા કાળ સુધી પરિભ્રમણ કરી દુઃખોને ભોગવે છે. એ જ રીતે અગ્નિ કાયના જીવોની હિસા સબધમા જાણવુ એમ જાણી વાયુકાયની હિંસાથી દૂર રહી તેની દયા પાળવા ઉપયોગવત રહેવુ તે શ્રેય છે એકેન્દ્રિય જીવોની અતિ પ્રમાણમા ઘાત કરનારા જીવો એકેન્દ્રિયમાં ઉત્પન્ન થઈ વારવાર ત્યા અસખ્યકાળ અથવા અનતકાળ સુધી જન્મ મરણ કરતા થકા છેદન ભેદન આદિ દુખોને ભોગવતા થકાં રહે છે જુઓ શ્રી સૂત્રકૃતાગ અ ૭ ગાથા ૨–૩જી એમ જાણી તે જીવોની દયા પાળવી તે પોતાના આત્માને માટે સુખનુ કારણ છે એમ સમજવુ

**एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति । एत्थ सत्थं असमारंभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति ॥ ६१ ॥**

**तं परिण्णाय मेहावी णेव सयं वाउसत्थं समारंभेज्जा, णेवण्णेहिं वाउसत्थं समारंभावेज्जा, णेवण्णे वाउसत्थं समा-**

रंभंते समणुजाणेज्जा, जस्सेते वाउसत्थसमारंभा परिण्णाया भवंति से हु मुणी परिण्णायकम्मे त्ति बेमि ॥ ६२ ॥

શબ્દાર્થ તથા ભાવાર્થ – અ. ૧ ઉ ૨ સૂત્ર ૧૭–૧૮ મુજબ, વિશેષમાં વાયુકાયજીવનો આરંભ જાણવો [સૂત્ર. ૬૧–૬૨ના]

एत्थ वि जाणे उवादीयमाणा जे आयारे न रमंति, आरंभमाणा विणयं वयंति, छंदोवणीया, अज्झोववण्णा, आरंभसत्ता पकरेंति संगं ॥ ६३ ॥

શબ્દાર્થ – (૧) વાયુકાય અથવા છકાયમાં આરંભ કરનાર કર્મોથી (૨) બંધાયેલા (૩) હે શિષ્ય ! (૪) જાણ જે સંયમમાં (૫) રમણ કરતા નથી તે (૬) આરંભ કરતા થકા પોતાને (૭) સંયમી (૮) માને છે (૯) સ્વચ્છંદાચારી (૧૦) વિષયમાં મૂઢ, (૧૧) હિંસામાં આસક્ત (૧૨) વારંવાર કર્મ બંધન કરે છે

ભાવાર્થ – હે શિષ્ય ! જે જે છકાય જીવ પૈકી એક કાયનો આરંભ કરે છે તેને છએ જીવ કાયનો આરંભી સમજવો અને આરંભ કરનાર તે આઠે કર્મનો બંધ કરે છે આઠે કર્મથી બંધાય છે તેઓ સંયમભાવમાં આચરણ કરી શકતા નથી અને આરંભ કરીને અમે સંયમી છીએ, તેમ બોલે છે આવા અસત્યના બોલનાર સ્વચ્છંદાચારી અને વિષય કષાયમાં આસક્ત હોવાથી આરંભમાં લીન બનેલાં જીવો વારંવાર કર્મબંધન કરતા થકાં સંસારની પરંપરા વધારી સંસારમાં પરિભ્રમણ કરે છે એમ જાણી સાધકે તથા આત્માર્થી જીવોએ આરંભથી દૂર રહેવા ઉપયોગવંત થઈને રહેવું

से वसुमं सव्वसमण्णागयपण्णाणेणं, अप्पाणेणं अकरणिज्जं पावकम्मं णो अण्णेसिं ॥ ६४ ॥

શબ્દાર્થ – (૧) સંયમીસાધક સર્વપ્રકારથી (૨) સાવધાન જ્ઞાનયુક્ત (૩) આત્મા (૪) નહિ કરવા યોગ્ય (૫) પાપ કર્મો (૬) કરે નહિ

**ભાવાર્થ** :- આરંભ – હિંસાના કટુ વિપાકો, દુષ્પરિણામો જાણીને બુદ્ધિમાન, વિવેકી, સંયમી સાધક આરંભના સ્વરૂપને જ્ઞ-પરિજ્ઞાથી જાણી, પ્રત્યખ્યાન પરિજ્ઞાથી હિંસાનો ત્યાગ કરી સ્વયં હિંસા કરે નહિ, અન્ય પાસે હિંસા કરાવે નહિ, હિંસાના કરનારાને અનુમોદન આપે નહિ અને નહિ કરવા યોગ્ય પાપકર્મ કરે નહિ. આરંભથી આત્માનું પતન છે. એમ સમજી આરંભથી દૂર રહેવું. જ્યાં જ્ઞાન અને ક્રિયા રહેલાં છે ને ઉપયોગપૂર્વક વર્તન છે, ત્યાં જ સંયમ છે એટલે જ્ઞાન–ક્રિયાથી જ મોક્ષ પ્રાપ્તિ થઇ શકે છે, એમ દૃઢ નિશ્ચય રાખવો જરૂરી છે.

**तं परिण्णाय मेहावी णेव सयं छज्जीवनिकायसत्थं समारंभेज्जा, णेवण्णेहिं छज्जीवनिकायसत्थं समारंभावेज्जा, णेवण्णे छज्जीवनिकायसत्थं समारंभंते समणुजाणेज्जा। जस्सेते छज्जीवनिकाय सत्थंसमारंभा परिण्णाया भवंति से हु मुणी परिण्णायकम्मे त्ति बेमि ॥ ६५ ॥**

**શબ્દાર્થ તથા ભાવાર્થ** :- અ ૧ ઉ ૨ સૂત્ર ૧૮ મુજબ વિશેષમાં છ જીવનિકાયનો આરંભ જાણવો

પ્રથમ અધ્યયન સમાપ્ત

## લોકવિજય નામનું બીજું અધ્યયન.

# પ્રથમ ઉદ્દેશો.

**जे गुणे[१] से मूलट्ठाणे[२], जे मूलट्ठाणे[३] से गुणे[४], इति से गुणट्ठी[५] महता[६] परियावेणं[७] वसे[१०] पमत्ते[९], तंजहा–माया[११] मे, पिया[१२] मे, भाया[१३] मे, भइणी[१४] मे, भज्जा[१५] मे, पुत्ता[१६] मे, धुया[१७] मे, सुण्हा[१८] मे, सहि[१९] सयण[२०] संगंथ[२१] संथुया[२२] मे,**

२३ २४ २५ २६ २७ २८ २९
**विवित्तोवगरण परियट्टण भोयणच्छायण मे, इच्चत्थं गढिए**
३० ३१ ३२
**लोए वसे पमत्ते ॥ ॥ ६६ ॥**

**શબ્દાર્થ** – (૧) જે શબ્દાદિક વિષયો છે (૨) તે સંસારનું મૂળ કારણ છે (૩) જે સંસારનાં મૂળ કારણ છે (૪) તે શબ્દાદિક વિષયો છે (૮) એ અપેક્ષાએ (૫) વિષયોના અભિલાષી જીવો (૬) મહાન (૭) દુઃખોને ભોગવતા થકાં (૯) પ્રમાદી બની (૧ ) ગૃહવાસમાં રહે છે અને મમત્વથી (૧૧) મારી માતા (૧૨) મારા પિતા (૧૩) મારા ભાઈ (૧૪) મારી બહેન (૧૫) મારી પત્ની, (૧૬) મારો પુત્ર (૧૭) મારી પુત્રી, (૧૮) મારી પુત્રવધૂ (૧૯) મારા મિત્ર, (૨ ) મારા સ્વજન, (૨૧) મારા સ્વજનનાં સ્વજન, (૨૨) મારા પરિચિત (૨૩) સુંદર હાથી ઘોડા આદિ સાધન સામગ્રી અમારી અનર્ગળ (૨૪) સંપત્તિ, (૨૫) ખાનપાન (૨૬) વસ્ત્ર (૨૭) મારા (૨૮) આ પ્રકારે (૨૯) આસક્ત અનેક (૩ ) જીવો (૩૧) પ્રમાદી બની (૩૨) ગૃહસ્થવાસમાં જીવન વ્યતીત કરે છે

**ભાવાર્થ** – જે શબ્દાદિ વિષયો છે એ જ સંસારનું મૂળભૂત કારણ છે અને સંસાર છે તે જ શબ્દાદિ વિષયો છે અને જે વિષયોના અર્થી છે તેઓ પ્રમાદી બની વિષયોને પ્રાપ્ત કરવાના અધ્યવસાયોમાં શારીરિક અને માનસિક દુઃખોથી સદા પરિતપ્ત રહી મહાન દુઃખોનો અનુભવ કરતાં થકા રહે છે વળી આસક્તજીવ મમત્વભાવથી માતા પિતા, ભાઈ ભગિની પત્ની, પુત્ર, પુત્રી, પુત્રવધૂ, મિત્ર સ્વજન, સ્વજનોના સંબંધી અને પરિચિત સંબંધવાળા તથા હાથી ઘોડા, રથ આદિ સાધનો તથા વિશિષ્ટ પ્રકારની પ્રચુર સંપત્તિ, ભોજન પાન વસ્ત્ર મકાનો એ સર્વેમાં મારાપણાનું મમત્વ રાખી એ બધા મારા અને હું એમનો આવા પ્રકારનો આસક્તભાવ રાખી એ બધામાં રક્ત બની અનેક પ્રપંચોમાં ફસાઈ યાવત જીવન પ્રમાદભાવથી ગૃહસ્થવાસમાં રહી અશુભકર્મોનાં બંધન કરતો થકો જીવન વીતાવે છે અને અમૂલ્ય માનવભવ ગુમાવી સંસાર પરિભ્રમણ વધારે છે વિષયો પ્રાપ્ત કરવામાં પરિગ્રહની જરૂર પડે છે, પરિગ્રહ

મેળવતાં હિંસા, કષાય, વેરબંધન થાય છે અને એ દોષો બધા દુઃખના ઉત્પાદક સંસાર પરિભ્રમણરૂપ જન્મ મરણનાં વધારનાર, અશુભગતિમાં લઇ જનારને દારૂણ દુઃખનાં પ્રાપ્ત કરાવનાર છે. એમ જાણી વિષયોમાંથી આસક્તિ ઘટાડી આરંભ પરિગ્રહ તથા કષાયથી દૂર રહેવા જાગૃત બની રહેવું

**अहो य राओय परितप्पमाणे, कालाकालसमुट्ठाई, संजोगट्ठी, अट्ठालोभी, आलुंपे सहसाकारे विणिविट्ठचित्ते एत्थ सत्थे पुणो पुणो ॥ ६७ ॥**

**શબ્દાર્થ :–** (૧) રાત્રિ દિવસ (૨) પરિતાપ પામતો (૩) કાળ અકાળનો વિચાર નહિ કરનાર (૪) સાવધાનપણે કુટુમ્બ અને ધન (૫) સંપત્તિમાં–લુબ્ધ બનેલ (૬) ધનનો લાલચુ ન્યાય–અન્યાય નહિ જોતા (૭) લુંટ કરી ધન સંગ્રહ કરવામા રક્ત, (૮) સાહસ કરનાર, વિચાર રહિત (૯) વિષયોમા ચિત્તની એકાગ્રતાવાળો (૧૦) પૃથ્વીકાય આદિ જીવોમા (૧૧) શસ્ત્રનો (૧૨) વારંવાર પ્રયોગ કરે છે.

**ભાવાર્થ :–** સ્વજનો અને ધનાદિમાં આસક્ત પુરુષ પોતાના માટે તથા સ્વજનો માટે ધન કમાવા તથા તેનુ રક્ષણ કરવા અહોરાત્રિ ચિંતા કરતો થકો કાળ અકાળને નહિ જોતા કુટુમ્બ અને સંપત્તિમા લુબ્ધ બનેલ, ધનનો લાલચુ, વિષયોમા એકાગ્ર ચિત્તવાળો, કર્તવ્ય અકર્તવ્યના વિચાર રહિત, નિર્ભયપણાથી લૂટ ચલાવનાર, ભોળાજનોને છેતરતો પૃથ્વીકાયાદિ અનેક જીવોની વારવાર હિંસા કરતો થકો રહે છે અને વારવાર શસ્ત્રનો પ્રયોગ કરતો થકો, ધનસંપત્તિનો સંગ્રહ કરવામા રક્ત, જીવોને પરિતાપ આપતો થકો રહે છે, આવા પ્રકારે જીવન વ્યતીત કરી અમૂલ્ય માનવભવને વૃથા ગુમાવે છે, જ્યા પરિગ્રહ વૃદ્ધિ પામે ત્યા પ્રેમ, પ્રમોદભાવ, મૈત્રીભાવ, માધ્યસ્થવૃત્તિ આદિ સાત્વિક ગુણોનો પ્રાય નાશ થાય છે અને માયા પ્રપંચ, છળ, કપટ,

સ્વાર્થ ઠગાઈ આદિ અવગુણોની વૃદ્ધિ થતી રહે છે કર્તવ્ય અકર્તવ્યનો વિવેક ભૂલી ભયકર પાપો કરતાં જીવો સંકોચ પામતા નથી, અન્યને ખાડામાં ઉતારવા, ચોરી કરવી, વગેરે પાપો નિશંકપણે કરતાં રહે છે લોભને વશીભૂત જીવો સંસારને પરમાર્થથી નરક સમાન બનાવી રહે છે અને ભવિષ્યકાળનો આગામી ભવ [જન્મ] દુઃખદાયી ઉત્પન્ન કરે છે એમ જાણી વિવેકી આત્માએ અનાસક્ત ભાવો કેળવી વર્તમાન તથા ભવિષ્યકાળ સુખરૂપ બનાવવા, સમાધિ પ્રાપ્ત કરવા અહિંસક ભાવથી, ન્યાયથી, સત્યથી અપરિગ્રહથી જીવન વ્યવહાર ચલાવવા સતત જાગૃત રહેવુ એ આત્માને શ્રેયનું કારણ છે

**अप्पं च खलु आउयं इहमेगेसिं माणवाणं, तंजहा-सोयपरिण्णाणेहिं परिहायमाणेहिं, चक्खुपरिण्णाणेहिं परिहायमाणेहिं घाणपरिण्णाणेहिं, परिहायमाणेहिं, रसणपरिण्णाणेहिं परिहायमाणेहिं, फासपरिण्णाणेहिं परिहायमाणेहिं। अभिक्कंतं च खलु वयं संपेहाए, तओ से एगया मूढभावं जणयति ॥६८॥**

શબ્દાર્થ (૧) અલ્પ (૨) આયુષ્યવાળા (૩) આ મનુષ્યભવમાં (૪) કેટલાએક (૫) મનુષ્યોના (૬) આવા પ્રકારથી (૭) શ્રોતેન્દ્રિયનું (૮) જ્ઞાન ઓછુ (૯) થાય છે ચક્ષુઇન્દ્રિયનું જ્ઞાન (૧૦) ઓછુ થાય છે (૧૧) નાસિકાનું જ્ઞાન (૧૨) ઓછુ થાય છે (૧૩) જીભનું જ્ઞાન (૧૪) ઓછુ થાય છે (૧૫) સ્પર્શેન્દ્રિયનું જ્ઞાન (૧૬) ઓછુ થાય છે (૧૭) જરા તથા મૃત્યુથી ઘેરાયેલ (૧૮) અવસ્થા (૧૯) દેખીને (૨૦) તે સમયે (૨૧) તે જીવ (૨૨) એવા વૃદ્ધાવસ્થામાં (૨૩) કિંકર્તવ્યમૂઢતાને (૨૪) પામે છે

ભાવાર્થ – આ સંસારમાં કેટલાએક મનુષ્યોના આયુષ્ય પ્રાય [દેવોની અપેક્ષાએ] બહુ જ અલ્પ હોય છે વળી તે આયુષ્ય

ચંચળ-અસ્થિર રહેલાં છે, તેમ જ કોઇ ઉપક્રમ લાગવાથી આયુષ્ય ઘટે છે, અધવચમાંથી પણ તૂટવા સંભવ છે. તેમા વળી થોડો કાળ બાળભાવમાં રમતગમતમાં જાય છે, અમુક કાળ નિદ્રા અવસ્થામાં જાય છે, વળી વૃદ્ધાવસ્થા થવાથી શ્રોતેન્દ્રિય આદિ પાંચે ઇન્દ્રિયોની જ્ઞાનશકિત ઘટી જાય છે, યુવાન માફક કાર્યો થઇ શકતાં નથી, તેમ જ ભોગો ભોગવવાનું સામર્થ્ય પણ રહેતુ નથી જ્ઞાનશકિત ઘટવાથી વૃદ્ધાવસ્થા તથા મૃત્યુથી ઘેરાયેલ અવસ્થાને દેખી આસકત જીવો એકદા કર્તવ્ય મૂઢતાને પામે છે, એમ જાણી આત્માર્થી જીવોએ આ મનુષ્યભવની એક એક ક્ષણ અમૂલ્ય જાણી અનંત કાળે પ્રાપ્ત થયેલ અમૂલ્ય માનવભવની મહત્તાને સમજી વિચારવું જે જન્મ, જરા, મરણ રૂપી સંસાર પરિભ્રમણમા રહેલા દુઃખોનો (જન્મમરણરૂપ સંસાર પરિભ્રમણ) ક્ષય આ અમૂલ્ય માનવભવમાં જ કરી શકાય છે અને શાશ્વતા મોક્ષનાં સુખો પણ માનવભવથી જ પ્રાપ્ત કરી શકાય છે. એમ વિચારી માનવભવને સફળ બનાવવા અપ્રમાદી બની જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપરૂપ ધર્મ આરાધના કરી લેવા ઉપયોગવંત રહેવું એ જ માનવભવનુ કર્તવ્ય છે.

**जेहिं[1] वा सद्धिं[2] संवसति[3] ते वि णं[4] एगया[5] नियगा पुव्वं[6] परिवयंति[7] । सो[8] वा ते[9] नियगे[10] पच्छा[11] परिवएज्जा । नालं[15] ते[14] तव[12] ताणाए[13] वा, सरणाए वा । तुमंपि[16] तेसिं[17] नालं[18] ताणाए[19] वा सरणाए[20] वा । से[25] ण[21] हासाए, ण कीड्डाए[22], ण रतीए[23] ण विभूसाए[24] ॥६९॥**

શબ્દાર્થ : (૧) જેઓની (૨) સાથે (૩) રહેતા હોય (૪) કોઇ સમયે વૃદ્ધાવસ્થામા (૫) કુટુમ્બીજનોને (૬) પૂર્વે સહાયક થયા હોય તેઓનુ પાલન પોષણ કર્યું હોય એ જ સ્વજનો માતાપિતા આદિની વૃદ્ધાવસ્થામા

(૭) નિંદા કરે છે (૮) વૃદ્ધજનો (૯) સ્વજનોની (૧૦) પશ્ચાત્ (૧૧) નિંદા કરે છે વળી રોગાદિ પ્રાપ્ત થયે (૧૨) ત્રાણ (૧૩) શરણ (૧૪) સ્વજનો (૧૫) થતાં નથી (૧૬) સ્વજનો (૧૭) સ્વજનોને (૧૮) થતાં નથી (૧૯) ત્રાણ (૨૦) શરણ (૨૧) વળી સ્વજનો હાસ્ય, (૨૨) ક્રીડા (૨૩) આનંદ, (૨૪) વિભૂષાને યોગ્ય (૨૫) રહેતાં નથી.

ભાવાર્થ – વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયેલ વ્યક્તિ જે પોતાનાં સ્વજનો સાથે રહે છે, તે પોતાની યુવાન વયમાં સ્વજનોનું ભરણ પોષણ કરી એમને સહાયક થયેલ હોય છે એ જ સ્વજનો માતાપિતા આદિ વડિલો વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયેલાં હોય ત્યારે તેમના ઉપકારને ભૂલી તેમની નિંદા કરે છે અને સેવા કરવામાં પ્રમાદ કરે છે તેથી વૃદ્ધજનો પોતાના સ્વજનોની નિંદા કરે છે આ રીતે પરસ્પર એક બીજાની નિંદા કરે છે કારણ કે જે વ્યક્તિઓ ધર્મ પામેલ ન હોય, કર્તવ્ય અકર્તવ્યનું જ્ઞાન ન હોય. આત્મા તરફનું લક્ષ્ય ન હોય, સાધુ સંતોનો સમાગમ કર્યો ન હોય તેવા વૃદ્ધજનો પોતાનું ધાર્યું ન થતાં, સ્વજનોની નિંદા કરે છે આવા પ્રકારની સંસારી જીવોની સ્વાર્થમય સ્થિતિ રહેલી છે, એમ નિશ્ચયથી જાણો. તેમ જ દ્રવ્ય ઉપાર્જન કરતાં તથા સ્વજનોનું પાલન પોષણ કરતા આરંભથી ઉપાર્જન કરેલ કર્મોના વિપાકરૂપ–દુઃખરૂપ ભોગવટામાં વર્તમાન ભવમાં કે ભવિષ્યના ભવોમાં અથવા રોગાદિ સમયે કે મૃત્યુ સમયે રક્ષણ કરવાં કે શરણ થવાં કોઈ સ્વજનો સમર્થ થાય તેમ નથી એ જ રીતે વૃદ્ધજનો પણ સ્વજનોને રોગાદિ સમયે કે મૃત્યુ સમયે ત્રાણ શરણ થવા સમર્થ થઇ શકે તેમ નથી. વળી વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયેલ જીવો હાસ્યને, ક્રીડાને, આનંદને કે વિભૂષાને યોગ્ય રહેતા નથી એમ જાણી આત્માર્થી જીવોએ યુવાનવયમાં ધર્મ આરાધન કરી ભવિષ્યકાળ સુખરૂપ બનાવવા શુભગતિ પ્રાપ્ત કરવા જાગૃત રહેવું તે માનવભવનું કર્તવ્ય છે, સાર્થકતા છે કારણ કે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થયે શરીર નિબળ થવાથી ધર્મ ક્રિયા થવી મુશ્કેલ બને છે અને પોતે છગ–

પ્રપંચ કરી સ્વજનો માટે, મમત્વભાવથી બાંધેલ કર્મોનાં ફળ પોતાને એકલાને જ ભોગવવાં પડે છે તેમાં કોઇ સ્વજનો ભાગ લેવા સમર્થ થશે નહીં પરંતુ તેં ઉપાર્જન કરેલ ધન સંપત્તિનો ઉપયોગ સ્વજનો અગર અન્ય કોઇ કરશે. વૃદ્ધાવસ્થામાં મન ઉપર કાબૂ રહે નહીં. (પ્રથમથી અભ્યાસ ન હોય તો) શરીર કામ આપે નહિ, બોલવા કે સાંભળવાની શક્તિ રહે નહિ, તેવા સમયે વૃદ્ધોને પશ્ચાત્તાપ થાય છે એમ જાણીને પોતાના જ સુખને માટે ધર્મ આરાધન કરી લેવા ઉપયોગથી રહેવુ કદાચ કોઇ સ્વજનો માતાપિતાની વૃદ્ધાવસ્થામાં સેવા કરનારા હોય તો પણ તેઓ રોગાદિ સમયે, કે મૃત્યુ સમયે કે ભવાન્તરમા કોઇ કોઇને ત્રાણ શરણ થવા સમર્થ થાય તેમ નથી આવો શ્રી ભગવતનો ઉપદેશ છે; તે ધારણ કરી આત્મસાધન રૂપ ધર્મ આરાધન કરવામાં પ્રમાદ કરવો નહિ એ જ માનવભવનુ કર્તવ્ય છે.

**इच्चेवं[1] समुट्ठिए[3] अहोविहाराए[2] अन्तरं[4] च खलु इमं संपेहाए[5] धीरो[6] मुहुत्तमवि[7] णो[9] पमायए[8] । वओ[10] अच्चेति[11] जोव्वणं[12] च ॥ ७० ॥**

**શબ્દાર્થ** (૧) આ પ્રકારે (૨) સંયમગ્રહણ માટે (૩) તૈયાર થયેલ (૪) અવસરનો (૫) વિચાર કરી (૬) ધીર પુરુષ (૭) મુહૂર્ત માત્ર (૮) પ્રમાદ (૯) ન કરે (૧૦) અવસ્થા (૧૧) વ્યતીત થઈ રહેલ છે (૧૨) યૌવન ચાલ્યું જાય છે.

**ભાવાર્થ** :– સંયમમા સાવધાન થઇ બુદ્ધિમાન સાધકે પ્રાપ્ત થયેલ માનવરૂપી અવસર, સુકુળમા જન્મ, આર્યક્ષેત્ર, પાંચેઈન્દ્રિયોની સંપૂર્ણતા તથા મનનો વિકાસ, નિરોગી શરીર, ધર્મશ્રવણનો યોગ, સંયમ ભાવનો યોગ ઈત્યાદિ અવસરનો વિચાર કરી, તેમ જ આયુષ્ય તથા યૌવન ક્ષણે ક્ષણે વ્યતીત થઇ રહેલ છે, તથા આયુષ્ય અને યૌવનની અસ્થિરતા જાણી ધર્મ આરાધન–સંયમ આરાધન કરવામાં ધીર પુરુષોએ મુહૂર્ત માત્રનો પ્રમાદ કરવો નહિ મનુષ્યગતિ સિવાય

અન્ય ગતિમાં સંયમ આરાધન થઇ શકે તેમ નથી. તેથી જ મનુષ્યભવની મહત્તા જ્ઞાનીજનોએ બતાવેલ છે, એમ જાણી પ્રાપ્ત અવસરને સાર્થક બનાવવા, આત્મકલ્યાણ કરવા ઉપયોગવંત રહેવું એવો શ્રી ભગવંતનો ઉપદેશ છે

**जीविए[1] इह[2] जे पमत्ता[3], से हंता[7], छेत्ता[8], भेत्ता[9], लुंपित्ता[10], विलुंपित्ता[11] उद्दवेत्ता[12], उत्तासइत्ता[13], अकडं[4] करिस्सामिति[5] मण्णमाणे[6] ॥ ७१ ॥**

શબ્દાર્થ (૧) જીવનમાં (૨) અસંયમી (૩) જે પ્રમાદી બને છે તે એમ માને છે જે (૪) કોઇએ નહિ કરેલ એવું (૫) કામ કરીશ, (૬) એમ માની (૭) જીવોને મારે છે (૮) અવયવોને છેદે છે (૯) ભેદન કરે છે (૧૦) ગામ કાપી લૂંટ કરે છે (૧૧) મોટી લૂંટો કરે છે (૧૨) જીવોને પ્રાણરહિત કરે છે (૧૩) જીવોને ત્રાસ આપે છે

ભાવાર્થ — જે અસંયમી જીવો છે તે એમ માને છે કે કોઇએ ન કરેલ હોય તેવાં કામને હું કરીશ, એમ માની, અભિમાનથી પ્રમાદી બની, પ્રાણીઓને મારે છે અવયવોનાં છેદન ભેદન કરે છે, ગામો કાપી લૂંટો કરે છે, મોટી મોટી લૂંટો ચલાવે છે અને જીવોને પ્રાણરહિત કરે છે આ પ્રમાણે ઘણા જીવોને ત્રાસ આપતા થકાં પોતાનો જીવનવ્યવહાર ચલાવે છે યૌવન તથા આયુષ્યની ચંચળતા—અસ્થિરતાને નહિ જાણનાર અજ્ઞાનીઓ, જીવોની હિંસા કરી, પાપકર્મનો સંચય કરી સંસારની વૃદ્ધિ કરતા થકાં અનંતકાળ સુધી સંસાર પરિભ્રમણરૂપ જન્મ મરણનાં દુઃખો ભોગવતા થકાં સંસારચક્રમાં પરિભ્રમણ કરે છે, એમ જાણી આત્માર્થી જીવોએ પોતાના આત્માની દયા લાવી આરંભ પરિગ્રહથી દૂર રહેવા ઉપયોગવંત રહેવું તે આત્માને હિતકારક છે અહિંસા એ જ સુખની સરિતા છે

**[१]जेहिं वा [२]सद्धिं [३]संवसइ [४]ते वा [५]णं एगया [६]नियगा तं [७]पुव्विं [८]पोसंति, [९]सो वा ते [१०]नियगे [११]पच्छा [१२]पोसेज्जा, [१६]नालं [१३]ते तव [१४]ताणाए वा, [१५]सरणाए वा, [१७]तुमंपि [१८]तेसिं [१९]नालं [२०]ताणाए वा [२१]सरणाए वा ॥ ७२ ॥**

**શબ્દાર્થ :** (૧) જેઓની (૨) સાથે (૩) વસે છે (૪) તેઓ (૫) એકદા (૬) સ્વજનો (૭) તારું પ્રથમ (૮) પોષણ કરે છે, (૧૦) અને સ્વજનોનુ (૧૧) પાછળથી (૯) તુ (૧૨) પોષણ કરે છે, (૧૩) તે સ્વજનો (૧૪) ત્રાણ (૧૫) શરણ થવા (૧૬) સમર્થ નથી (૧૭) તું પણ (૧૮) સ્વજનોને (૧૯) સમર્થ નથી (૨૦) ત્રાણ (૨૧) શરણ થવા

**ભાવાર્થ :–** આ સ્વાર્થમય સસારમા એક એક જીવો જેઓની સાથે વસે છે, એ રીતે વસતાં થકાં મદ-ભાગ્યને લઈ જીવન-નિર્વાહ માટે વ્યાપાર કરતા થકાં ધનની પ્રાપ્તિ નહિ થતા તે વડિલો પોતાના કુટુમ્બી–સ્વજનોથી પોષાય છે, એટલે કે સ્વજનો તરફથી તેમને મદદ મળે છે આ રીતે વ્યવહાર ચલાવતા કાળાંતરે ભાગ્યયોગે વ્યાપાર કરતા ધનની સારી પ્રાપ્તિ થતા પોતે-વડિલો તે સ્વજનોનુ પોષણ કરે છે, આવા પ્રકારનો સસાર વ્યવહાર અરસપરસ એક બીજાના શુભાશુભ કર્માનુસાર પાલન પોષણ કરે છે, પરતુ જ્યારે અશુભ કર્મોના ઉદયે રોગાદિનો ઉપદ્રવ થાય અથવા મૃત્યુ સમય પ્રાપ્ત થયે સ્વજનો વડિલોનુ રક્ષણ કરવા સમર્થ થતા નથી, તેમ જ દુખમા ભાગ લઇ શકતા નથી કે મૃત્યુથી બચાવી શકતા નથી. એ જ પ્રમાણે વડિલો પણ સ્વજનોનુ રક્ષણ કરવા સમર્થ થઈ શકતાં નથી કરેલા કર્મોના વિપાકો સૌ સૌને પોતાને જ ભોગવવા પડે છે એમ જાણી આત્માર્થી જીવોએ સાવદ્ય અનુષ્ઠાનોથી નિવૃત્ત થવા અપ્રમાદી બની અમૂલ્ય માનવભવને સાર્થક બનાવવા આત્મ કલ્યાણ સાધી લેવા જાગૃત રહેવુ, એ જ માનવભવનુ કર્તવ્ય છે

**उवादियसेसेण वा सनिहिसंनिचयो किज्जइ, इहमेगेसिं असंजयाणं भोयणाए, तओ से एगया रोगसमुप्पाया समुप्पज्जंति ॥७६॥**

**શબ્દાર્થ** (૧) ઉપભોગ કરતા (૨) વધેલ દ્રવ્યનો (૩) સંગ્રહ (૪) કરે છે (૫) આ સંસારમાં (૬) કેટલાએક (૭) અસંયતિઓ (૮) ઉપભોગ માટે (૯) કાળાંતરે (૧ ) તેઓને (૧૧) કદાચિત (૧૨) રોગ ઉપદ્રવ (૧૩) ઉત્પન્ન થાય છે

**ભાવાર્થ** – આ સંસારમાં પ્રાય સૌ કોઈ જીવોને પરિગ્રહ સંચયની ભાવના હોય છે ભવિષ્યકાળમા પોતાને તથા પોતાના પુત્રાદિ સ્વજનોને ઉપયોગમાં આવશે, આવી ભાવનાથી શરીરની પણ દરકાર નહિ રાખતાં ક્ષુધા, તૃષા, ઠંડી, તાપ આદિનાં દુઃખો સહન કરી ધન ઉપાર્જન કરવામાં એકાગ્રચિત્ત બની ધન ઉપાર્જન કરે છે તે ધનનો ભોજન આદિ જીવન નિર્વાહમાં ઉપભોગ કરતાં કરતાં વધારાના દ્રવ્યનો સંગ્રહ કરે છે આવી રીતે સમાધિમાં નહિ રહેતાં ઉપાધિ પૂર્વક ધન પ્રાપ્ત કરવામા જ તલ્લીન બની રહેલાને કાળાંતરે કદાચિત રોગનો ઉપદ્રવ થાય છે અને પોતે ઉપાર્જન કરેલ અપાર ધનનો ભોગવટો કર્યા સિવાય સંગ્રહ કરેલાં ધનાદિ તથા સ્વજનો વગેરેને છોડી પોતાના શરીરને પણ છોડી ખાલી હાથે પરલોકમા જવું પડે છે તે સમયે તે વ્યક્તિને ઘણો જ પશ્ચાત્તાપ થાય છે વળી ધન સંચય કરતા કરેલાં પાપોના વિપાકો-ફળો પોતાને એકલાને જ ભોગવવાં પડે છે અને છોડી ગયેલ સંપત્તિનો ઉપભોગ સ્વજનો અગર કોઈ અન્યપણ કરે છે એમ જાણી આત્માર્થી મનુષ્યોએ ઓછા આરંભથી ન્યાયનીતિથી જીવનનિર્વાહ પૂરતુ પોતાના સ્વજનો વગેરેના ઉપયોગ પૂરતુ દ્રવ્ય મેળવી જીવનનિર્વાહ કરવા ઉપયોગવંત રહેવું અસત્યથી ધન ઉપાર્જન કરી અશુભ કર્મોનો સંચય નહિ કરવા સતત ઉપયોગ રાખી રહેવું એ જ આત્માર્થીનું માનવભવનું કર્તવ્ય છે

**जेहिं वा सद्धिं संवसइ ते वा णं एगया नियगा तं पुव्विं परिहरंति सो वा ते नियगे पच्छा परिहरेज्जा, नालं ते तव ताणाए वा, सरणाए वा, तुमंपि तेसिं नालं ताणाए वा, सरणाए वा ॥ ७४ ॥**

**શબ્દાર્થ :** (૧) જેઓની (૨) સાથે (૩) વસે છે (૪) તેઓ (૫) એકદા (૬) સ્વજનો (૭) તે (૮) પ્રથમ (૯) વૃદ્ધોને ત્યજી દે છે (૧૦) વૃદ્ધજનો (૧૧) સ્વજનોને (૧૨) પશ્ચાત્ (૧૩) છોડી દે છે (૧૪) સમર્થ થતા નથી (૧૫) સ્વજનો (૧૬) વૃદ્ધોને (૧૭) ત્રાણ (૧૮) શરણ થવા (૧૯) વૃદ્ધો (૨૦) સ્વજનોને (૨૧) સમર્થ થતાં નથી (૨૨) ત્રાણ (૨૩) શરણ થવા

**ભાવાર્થ** :– આ સંસારમાં સૌ કોઇ જીવો પ્રાયઃ પોતાના કુટુમ્બીઓ સાથે રહે છે જે કુટુમ્બીઓ–સ્વજનો માટે વડિલોએ અથાગ પરિશ્રમ લઇ ( સૂત્ર ૭૩માં કહેવા મુજબ ) ધન એકત્ર કરેલ હોય છે અથવા તો ધન એકત્ર કરે છે, પરંતુ જ્યારે તે વૃદ્ધજનોને–વડિલોને ( સ્વજનોનુ પાલન પોષણ કરનાર વ્યક્તિને ) કુષ્ટ અગર ક્ષય આદિ ચેપીરોગો ઉત્પન્ન થાય છે અને દુઃખી થાય છે ત્યારે કોઇ કોઇ સ્વજનો, પ્રાય ઘણા સ્વજનો વૃદ્ધોના ચેપી રોગનો કુટુમ્બમાં ચેપ લાગશે એ ભયથી અગર શુશ્રૂષા કરવી પડશે, પૈસાનો વ્યય કરવો પડશે, વગેરે કારણોથી વૃદ્ધજનોને ( રોગી જનોને ) છોડી દે છે એવા જ પ્રકારે સ્વજનોમા કોઇ વ્યક્તિને ચેપીરોગનો ઉપદ્રવ થયો હોય તો વડિલો પણ ઉપરના કારણે તે રોગી સ્વજનોને છોડી દે છે, અગર તો પોતાના વસવાટથી દૂર મકાનમા એકાંતમા રાખે છે, આવા પ્રકારનો સાંસારિક સ્વાર્થમય સંબંધ રહેલો છે એટલે મૃત્યુ સમયે કે રોગાદિ સમયે અરસપરસ કોઇ કોઇને ત્રાણ શરણ થવા સમર્થ થતા નથી. પોતાના કરેલા–કર્મોના ફળ દુઃખ વિપાકો પોતાને સૌ સૌને ભોગવવા પડે છે. એમ જાણી આત્માર્થી

જીવોએ પોતાનો વ્યવહાર પ્રામાણિક, ન્યાયથી, અપરિગ્રહથી (મમત્વ વગર) ચલાવવા લક્ષ રાખવું જેથી અશુભ કર્મોના બંધ ઓછા થાય, વર્તમાનભવમાં સમાધિ રહે અને ભવિષ્યના આગામી ભવમાં સુગતિ તથા સમાધિ પ્રાપ્ત થાય. જીવોને સુખ દુઃખ અનુકૂળતા પ્રતિકૂળતા વગેરે શુભાશુભ કર્માનુસાર પ્રાપ્ત થાય છે એમ જાણી ધર્મનું આરાધન કરવા સતત ઉપયોગથી રહેવું, એ જ માનવભવની સફળતા છે, કર્તવ્ય છે

एवं जाणित्तु दुक्खं पत्तेयं सायं अणभिक्कंतं च खलु वयं संपेहाए खणं जाणाहि पंडिए ॥ ७५ ॥

શબ્દાર્થ (૧) જાણી (૨) દુઃખ (૩) પ્રત્યેક પ્રાણીને (૪) સુખ (૫) બાકી રહેલ (૬) આયુષ્ય (૭) જોઈ (૮) અવસરને (૯) જાણે (૧૦) પંડિત.

ભાવાર્થ – પ્રત્યેક પ્રાણી–જીવ પોતાના સુખ અગર દુઃખનો કર્તા પોતે જ છે, ભોક્તા પણ પોતે જ છે, અન્ય વ્યક્તિ તો નિમિત્ત માત્ર છે એમ જાણી બુદ્ધિમાન સાધક બાકી રહેલ આયુષ્યને જોઈ વિચારી તથા મનુષ્ય ભવરૂપી અવસરને દુર્લભ જાણી, જ્યાં સુધી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ નથી ઇન્દ્રિયોનું બળ હાનિ પામેલ નથી, જરા અને મૃત્યુનો હુમલો આવેલ નથી, ત્યાં સુધીમાં પંડિત પુરુષોએ–આત્માર્થી ઓએ ધર્મ આરાધન કરી પરભવનો–ભવિષ્યકાળનો આગામી ભવ તથા વર્તમાનભવ સુખ સમાધિરૂપ બનાવવા સતત ઉપયોગ રાખવો. આત્મસ્વરૂપ પ્રગટ કરવા તથા જન્મ, મરણ પ્રતિકૂળતા, પરવશપણા આદિનાં દુઃખોનો નાશ કરવાનો પુરુષાર્થ ફક્ત મનુષ્ય ભવમાં જ થઇ શકે છે અહિંસકભાવ સત્યવ્રત, અચૌર્યવ્રત, બ્રહ્મચર્યવ્રત, અપરિગ્રહવ્રત [ નિર્મમત્વપણુ ] સ્વ સ્વરૂપનું જ્ઞાન, જ્ઞાન–દર્શન–ચારિત્ર–તપ રૂપ ધર્મઆરાધન સંસાર પરિભ્રમણરૂપ દુઃખોનો ક્ષય કરવામા એ સર્વેને ઉપયોગી સાધન જાણી વર્તનમાં લાવીને અમૂલ્ય

માનવભવરૂપી અવસરને સફળ બનાવવા ઉદ્યમવત બની રહેવા ભગવંતશ્રી મહાવીરનો ઉપદેશ છે.

**[1]जाव [2]सोयपरिण्णाणा [3]अपरिहीणा, [4]नेत्तपरिण्णाणा [5]अपरिहीणा, [6]घाणपरिण्णाणा [7]अपरिहीणा, [8]जीहपरिण्णाणा [9]अपरिहीणा, [10]फरिसपरिण्णाणा [11]अपरिहीणा, [12]इच्चेतेहिं विरूवरूवेहिं [13] [14]पण्णाणेहिं [15]अपरिहीणेहिं [16]आयट्ठं [17]संमं [18]समणुवासिज्जासि [19]त्ति बेमि ॥ ७६ ॥**

**શબ્દાર્થ :** (૧) જ્યાંસુધી (૨) શ્રોતેન્દ્રિયના વિષય ગ્રહણ કરવાની શક્તિ (૩) મદ થઈ નથી (૪) ચક્ષુઇન્દ્રિયની શક્તિ (૫) મદ થઇ નથી (૬) નાસિકા ઇન્દ્રિયની શક્તિ (૭) મદ થઈ નથી (૮) જીભની શક્તિ (૯) મદ થઇ નથી (૧૦) સ્પર્શેન્દ્રિયની (૧૧) શક્તિ મદ થઇ નથી (૧૨) આ પ્રકારે (૧૩) અનેક પ્રકારની (૧૪) જ્ઞાનની શક્તિ (૧૫) મદ થઈ નથી ત્યા સુધી આત્માના (૧૬) મોક્ષરૂપી અર્થ માટે (૧૭) સમ્યક્પ્રકારે (૧૮) પ્રયત્ન કરવો (૧૯) એમ હું કહું છુ.

**ભાવાર્થ :–** જ્યાં સુધી શ્રોતેન્દ્રિય, ચક્ષુઇન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, રસેન્દ્રિય, સ્પર્શેન્દ્રિય આદિ તથા વિવિધ પ્રકારનાં જ્ઞાનોની શક્તિમંદ થયેલ નથી, શકિતઓ હાનિ પામેલ નથી, તે પહેલા આત્મકલ્યાણનુ સાધન સમ્યક્ પ્રકારે કરી લેવું. એ આત્માને હિતકારી છે, એમ જાણો. વળી સ્વજન, ધન, વિવિધ પ્રકારની સપત્તિ એ બધા પરપદાર્થો અશાશ્વત, અસ્થિર અને ક્ષણિક છે. તેમ જ અશાશ્વત એવા ઇન્દ્રિયજન્ય વિષયસુખોમા તૃપ્તિ છે જ નહિ, સુખ પણ નથી, સુખાભાસ છે, જે સુખની પાછળ દુ:ખ ઉત્પન્ન થાય તેને સુખ કેમ કહી શકાય ? ન જ કહી શકાય. માટે મમત્વભાવ છોડી વિષયજન્ય

સુખની આસક્તિને દૂર કરી આત્મ–સાધનરૂપ ધર્મ આરાધન કરી લેવા માટે ભગવત શ્રી મહાવીરનો આ ઉપદેશ છે

પ્રથમ ઉદ્દેશો સમાપ્ત.

## બીજો ઉદ્દેશો

**अरइ आउट्टे से मेहावी, खणसि मुक्के ॥ ७७ ॥**

**શબ્દાર્થ** (૧) સંયમભાવ પ્રત્યેની અરુચિ (૨) દૂર કરે તો (૩) બુદ્ધિમાન (૪) અલ્પકાળમાં (૫) મોક્ષ પ્રાપ્ત કરી શકે છે

**ભાવાર્થ** – જે આત્મા સંયમ ગ્રહણ કરી પાંચ ઇન્દ્રિયના સુખોમાં લોભાવો નથી, કષાયથી પીડિત થતો નથી, એવા સંયમી સાધકને કદાચિત્ સંયમમાં પૂર્વનાં કામભોગો યાદ આવતાં અરતિ ઉત્પન્ન થાય તો તે સંયમી મુનિ વિષયાદિનાં અશાશ્વત અને ક્ષણિક સુખો કડવા વિપાક દેનારાં છે તે પણ લાંબા કાળના વળી જન્મ, જરા, મરણરૂપ દુઃખોનાં ઉત્પાદક તથા ભવોની પરંપરા વધારનારાં સંસારવૃદ્ધિના કરાવનાર છે એમ જાણી અરતિને તરત દૂર કરે તો તે બુદ્ધિમાન મુનિ અલ્પકાળમા મોક્ષનાં સુખોને પ્રાપ્ત કરી શકે છે નરક અને તિર્યંચગતિનાં તથા મનુષ્યની તુચ્છ જાતિનાં દુઃખોની તુલનાએ સંયમની કઠિનતા કોઈ હિસાબમા નથી, એમ જાણી મેધાવી મુનિ સંયમભાવમાં સ્થિરતા અરતિને સ્થાન આપે નહીં પરંતુ અચૂત રહી સંયમનુ પાલન કરે.

**अणाणाए पुट्ठावि एगे नियट्टति मंदा मोहेण पाउडा ॥ ७८ ॥**

**શબ્દાર્થ :** (૧) વીતરાગ દેવની આજ્ઞાથીવિપરીત વર્તન કરનારા (૨) પરીસહ ઉત્પન્ન થતાં (૩) કેટલાએક સાધક સયમથી (૪) પતિત થાય છે (૫) અજ્ઞાની (૬) મોહથી (૭) ઘેરાયેલા છે

**ભાવાર્થ** – મોહના ઉદયથી મૂઢ બનેલાં, કર્તવ્યઅકર્તવ્યના વિવેકથી રહિત કેટલાએક અજ્ઞાની જીવો સયમમાં પરીષહ–ઉપસર્ગ પ્રાપ્ત થતાં વીતરાગ દેવની આજ્ઞાથી વિપરીત આચરણ કરી, સયમથી ભ્રષ્ટ થાય છે સાધકે વિચારવું કે પરીષહ–ઉપસર્ગ તો સાધક જીવનની કસોટી અને સયમનુ માપયત્ર છે માટે મેધાવી સાધકે પરીષહ–ઉપમર્ગ ઉત્પન્ન થતા દ્દઢતા ધારણ કરી સયમનું પાલન ઉપયોગ રાખી કરવુ

**अपरिग्गहा[१] भविस्सामो[२] समुट्ठाय[३] लद्धे[४] कामे[५] अभिगाहइ[६], अणाणाए[७] मुणिणो[८] पडिलेहन्ति[९], इत्थ[१०] मोहे[११] पुणो[१२] पुणो[१३] सन्ना नो हव्वाए[१४] नो पाराए[१५] ॥ ७९ ॥**

**શબ્દાર્થ :** (૧) પરિગ્રહ (૨) રહિત બનીશુ (૩) દીક્ષા ગ્રહણકરી (૪) પ્રાપ્ત થતા (૫) કામભોગોને (૬) ગ્રહણ કરે છે (૭) શ્રી વીતરાગ દેવની આજ્ઞાથી વિપરીત આચરણ કરી (૮) મુનિવેશને કલકિત કરનારા કામભોગો પ્રાપ્ત કરવાના ઉપાયોને (૯) ગવેષે છે (૧૦) આવા (૧૧) મોહના કારણે (૧૨) વારવાર (૧૩) આસક્ત બની, નથી રહેતા મુનિભાવમા કે નથી રહેતા ગૃહસ્થભાવમાં (૧૪) ન તો આ પાર કે (૧૫) ન તો પેલે પાર (આ લોકના અને પરલોકના સુખથી વચિત થાય છે)

**ભાવાર્થ :**– કેટલાએક સાધક અમે અપરિગ્રહી થઇશુ એમ બોલી–વિચારી દીક્ષા ગ્રહણ કરે છે પશ્ચાત્ પ્રાપ્ત થતા કામભોગોને ગ્રહણ કરી સેવન કરે છે અને વીતરાગ દેવની આજ્ઞાથી વિરૂદ્ધ આચરણ કરી મુનિવેશને કલકિત કરે છે અને વિશેષ કામભોગોના સાધનો મેળવવાના ઉપાયને શોધતા થકા મોહથી મૂર્છિત બનેલા

વારવાર વિષયોમાં ગૃદ્ધ બની રહે છે તે નથી રહેતા સાધુભા
કે નથી રહેતા ગૃહસ્થપણામા. બન્નેથી ભ્રષ્ટ બની આ લોક
પરલોકનાં સુખોથી વંચિત રહી સંસારપરિભ્રમણની વૃદ્ધિ કરતા
જન્મ મરણના ચક્રમાં ફસાઈ પરિભ્રમણ કરતા રહે છે એમ •
સંયમી સાધકે વિષયવાસનાથી દૂર રહી અનાસક્ત ભાવ વા
સંયમનું પાલન કરવા સતત ઉપયોગ રાખવો એ જ સાધક કર્તવ્ય

विमुत्ता हु ते जणा जे जणा पारगामिणो, लो
लोभेण दुगुंछमाणे लध्धे कामे नाभिगाहइ । विणावि लो
निक्खम्म एस अकम्मे जाणति पासति । पडिले
णावकखति एस अणगारे त्ति पवुच्चइ ॥ ८० ॥

શબ્દાર્થ (૧) મુક્ત (૨) મનુષ્ય (૩) જે વ્યક્તિ (૪) જ્ઞાન દ
ચારિત્રમાં પારગત લોભ પ્રસંગમાં (૫) નિર્લોભીપણુ રાખે (૬) ત્યાગ કરે
પ્રાપ્ત થયેલાં (૮) કામભોગો (૯) ગ્રહણ ન કરે (૧ ) કોઈ પ્રકારના લોભ
(૧૧) લોભનો ત્યાગ કરી (૧૨) પ્રવ્રજ્યા ગ્રહણ કરે છે (૧૩) એ મુનિ
(૧૩) કર્મરહિત બની (૧૫) સર્વજ્ઞ (૧૬) સર્વદર્શી બને છે (૧૭) એમ વિ
(૧૮) વિષયોની ઇચ્છા ન કરે (૧૯) આવા આચારવાળાને (૨ ) સાધ્યા
(૨૧) કહેલાં છે

ભાવાર્થ – જે કોઈ સાધક જ્ઞાન, દર્શન, ચારિ
પારગામી છે એવા પુરુષો–સાધકો જ મુક્ત સમાન કહેવાય છે
જે સાધક સતત ઉપયોગસહિત સંયમનુ પાલન કરે છે અને નિ
વૃત્તિથી લોભને છતીને પ્રાપ્ત થયેલા કામભોગોનુ સેવન કરતો
અને જે સાધક પ્રથમથી જ લોભનો ત્યાગ કરીને પ્રવ્રજ્યા ગ્
કરે છે એ જ મુનિ કર્મ રહિત બની સર્વજ્ઞ સર્વદર્શી બને
એમ વિચારી સાધક કોઈ પ્રકારના લોભની [વિષયોની] ઇચ્છા ક
નહિ એવા મુનિને સાધ્યા અણગાર કહ્યા છે

**अहो य राओ परितप्पमाणे, कालाकालसमुट्ठाइ, संजोगट्ठी, अट्ठालोभी, आलुंपे, सहसाकारे विणिविट्ठचित्ते एत्थ सत्थं पुणो पुणो ॥ ८१ ॥**

**શબ્દાર્થ ભાવાર્થ** :– અ. ૨. ઉ ૧ સૂત્ર ૬૭ મુજબ.

**से आयबले[1], से नाइबले[2] से सयणबले[3], से मित्तबले[4], से पिच्चबले[5], से देवबले[6], से रायबले[7], से चोरबले[8], से अतिहिबले[9], से किविणबले[10], से समणबले[11] इच्चेहिं[12] विरूवरूवेहिं[13] कज्जेहिं[14] दंडसमायाणं[15] संपेहाए[16] भया[17] कज्जइ[18], पावमुक्खुत्ति[19] मन्नमाणे[20], अदुवा आसंसाए[21] ॥ ८२ ॥**

**શબ્દાર્થ** : (૧) શરીર પુષ્ટ બનાવવા (૨) જ્ઞાતિબળ, (૩) સ્વજનબળ, (૪) મિત્રબળ, (૫) પરલોકબળ, (૬) દેવબળ, (૭) રાજ્યબળ, (૮) ચોરબળ, (૯) અતિથિબળ, (૧૦) ભિક્ષુબળ, (૧૧) શ્રમણુબળ, (૧૨) આવા (૧૩) વિવિધ પ્રકારના (બળો પ્રાપ્ત કરવા) (૧૪) કાર્ય દ્વારા (૧૫) જીવોની હિંસા કરે છે (૧૬) વિચાર કરી (૧૭) ભયથી પણ (૧૮) હિંસા કરે છે (૧૯) પાપથી છૂટવા (૨૦) માનતા અથવા કોઇ પણ (૨૧) આશાએ

**ભાવાર્થ** :– અજ્ઞાની અસયમી જીવો પોતાના શરીરને પુષ્ટ બનાવવા અથવા કોઇ સમયે મુશ્કેલી આવે તો તે સમયે તે મુશ્કેલી નિવારણુ માટે સહાય પ્રાપ્ત કરવાની ભાવનાથી, જ્ઞાતિબળ પ્રાપ્ત કરવા તથા સ્વજનબળ, મિત્રબળ, પરલોકબળ, દેવબળ, રાજ્યબળ, ચોરબળ, અતિથિબળ, ભિક્ષુકબળ, શ્રમણુબળ આદિ મેળવવા માટે વિવિધ પ્રકારના કાર્યોદ્વારા જીવોની ઘાત કરે છે, અથવા રાજ્યના ભયથી રાજાની સેવા કરવા અથવા પાપથી છૂટવારૂપ અધ માન્યતાથી યજ્ઞાદિ વગેરે કાર્યોવડે જીવોની હિંસા કરે છે. અથવા હિંસારૂપ

યજ્ઞાદિ કાર્યોથી વર્તમાનભવમા તથા પરભવમા સુખ પ્રાપ્ત થાય એ ભાવનાથી અથવા તો સાંસારિક કોઇ પ્રકારનો લાભ પ્રાપ્ત કરવાની ભાવનાથી સાવદ્ય અનુષ્ઠાનો કરે છે આવા જીવઘાતરૂપ સાવદ્ય અનુષ્ઠાનો બધાં હિંસા કરવાવાળાને જ અહિતકર થાય છે અને અશુભ કર્મોનો સચય કરી સંસાર પરિભ્રમણ વધારતો થકો નરકાદિ અધમગતિમા વારવાર ઉત્પન્ન થઇ જન્મ-મરણાદિના પરવશપણા આદિના તીવ્ર દુઃખોને ભોગવતો થકો સંસાર પરિભ્રમણ કરે છે એમ વિચારી આત્માર્થી જીવોએ આવી અજ્ઞાનરૂપ ભ્રમણાને છોડીને હિંસાથી દૂર રહી અહિંસક ભાવ વધારી, પરિગ્રહ મમત્વ દૂર કરી, અલ્પારંભી અલ્પપરિગ્રહી, સાદુ જીવન વ્યતીત કરવા ઉપયોગી બની રહેવું જેથી વર્તમાનભવ તથા ભવિષ્યનો ભવ સુખસમાધિરૂપ બની રહે

त परिण्णाय मेहावी नेव सय एएहिं कज्जेहिं दंडं समारंभिज्जा, नेव अन्नं एएहिं कज्जेहिं दंडं समारंभाविज्जा, एएहिं कज्जेहिं दंडं समारंभतेवि अन्नं न समणुजाणिज्जा, एस मग्गे आरिएहिं पवेइए, जहेत्थ कुसले नोवलिंपिज्जासि त्ति बेमि ॥ ८૬ ॥

શબ્દાર્થ -(૧) એમ જાણી (૨) બુદ્ધિમાન (૩) નહિ (૪) સ્વય (૫) એવા (૬) કાર્યો માટે (૭) હિંસા (૮) કરે (૯) નહિ (૧ ) અન્ય પાસે (૧૧) એવા (૧૨) કાર્યો માટે (૧૩) હિંસા (૧૪) કરાવે (૧૫) એવા (૧૬) કાર્યો માટે (૧૭) હિંસા (૧૮) કરતા હોય (૧૯) અન્યને (૨ ) નહિ (૨૧) અનુ જાણે (૨૨) આ (૨૩) માર્ગ (૨૪) શ્રી તીર્થ કર દેવોએ (૨૫) પ્રતિપાદન કરેલ છે (૨૬) જેથી (૨૭) બુદ્ધિમાન [ આવા ઉપર મુ ળ સૂત્ર ૮૨ માં કહ્યા મુજબના કાર્યોથી] અ શુભ કર્મોના લેપથી પોતાના આત્માને (૨૮) લિપ્ત કરે નહીં

ભાવાર્થ – પૂર્વોકત સૂત્ર ૮૨મા કહ્યા મુજબ પોતાના સ્વાર્થે અન્ય તરફથી સહાય મેળવવા માટે થતી હિંસા પોતાના આત્માને અહિતકર્તા જાણી બુદ્ધિમાન સાધક સાંસારિક કાર્યો માટે, વિવિધ પ્રકારના કાર્યો માટે, સ્વયં હિંસા કરે નહિ, અન્ય પાસે હિંસા કરાવે નહિ, તેમ જ એવા કાર્યો માટે અન્ય કોઇ હિંસા કરતા હોય તેને અનુમોદન આપે નહીં. આવા પ્રકારનો હિંસાના ત્યાગરૂપ અહિંસક માર્ગ શ્રી તીર્થંકર દેવોએ પ્રતિપાદન કરેલ છે, તેને બરાબર સમજી વિવિધ કાર્યો માટે કરાતી હિંસાનો ત્યાગ કરી, પોતાના આત્માને હિંસાદિ પાપકર્મોથી લિપ્ત કરે નહિ અને અહિંસક વર્તન રાખી ઉપયોગપૂર્વક યાવત્ જીવન સયમપાલન કરવું એ જ સાધક આચાર અને આત્મકલ્યાણનો માર્ગ છે એ જ માનવ-ભવનુ કર્તવ્ય છે.

બીજો ઉદ્દેશો સમાપ્ત.

# ત્રીજો ઉદ્દેશો.

**से[1] असइं[2] उच्चागोए[3], असइं[4] नीआगोए[5], नो हीणे[6], नो[8] अइरित्ते[7], नोऽपीहए[9] इय[10] संखाय[12] को गोयावाई[11] ? को माणावादी[13] ? कंसि[14] वा[15] एगे गिज्झे[16] ? ॥ ८४ ॥**

શબ્દાર્થ . (૧) આ જીવ (૨) અનેક વાર (૩) ઉચ્ચગોત્રમા ઉત્પન્ન થયો (૪) અનેકવાર (૫) નીચગોત્રમા ઉત્પન્ન થયો, (૬) હીન થયો નથી (૭) વિશેષ થયો નથી (૮) એકની પણ (૯) ઇચ્છા ન કરે (૧૦) એમ જાણી (૧૧) ગોત્રનુ અભિમાન કરે ? (૧૨) કોણ કોના (૧૩) અભિમાન કરે ? (૧૪) કોનામા (૧૫) કોઇએ (૧૬) આસક્તિ રાખવી

**ભાવાર્થ** – આ જીવ અનેકવાર ઉચ્ચગોત્રમાં ઉત્પન્ન થયો, અનેકવાર નીચગોત્રમા ઉત્પન્ન થયો, તેમાં વિશેષતા કે હીનતા થઈ નથી કારણ ભવભ્રમણ તથા કર્મવર્ગણા બન્નેમાં પ્રાય સમાન હોય છે એમ જાણી બુદ્ધિમાન આત્માએ ઉંચાગોત્રમાં અભિમાન કરવું નહિ અને નીચાગોત્રમા હીનતા લાવવી નહિ અને કોઇ પણ મહસ્થાનોની ઇચ્છા કરવી નહિ, તેમ જ ગોત્રના ગર્વ–અભિમાન કરવા નહિ, બન્નેમાંથી શેમા આસક્તિ કરવા યોગ્ય છે એટલે કે આસક્તિ કરવા યોગ્ય નથી આઠ મદ પૈકી કોઇ પણ મદનું અભિમાન કરે તે જીવ ભવિષ્યના ભવમા હીનતાને પામે છે એટલે જે ઉચ્ચગોત્રનું અભિમાન કરે તો ભવિષ્યના ભવમાં તે જીવ નીચગોત્રમાં ઉત્પન્ન થાય છે એ પ્રકારે આઠે મદ સબધમાં જાણવું એમ રહેંટ માળ કામાં બેઠેલ વ્યક્તિ ઉંચે જઇ નીચે આવે છે, એમ જુલાની માફક જીવો કર્માનુસાર ઉચ્ચ નીચગોત્રમાં વારવાર ઉત્પન્ન થાય છે વળી નીચગોત્રનો ઉદય અનતકાળ સુધી તિર્યચગતિમા [ વનસ્પતિ આશ્રી અનતકાળ ] હોય છે તિર્યચગતિમાં ઉચ્ચગોત્રનો ઉદય હોતો જ નથી. આમ વિચારી ગોત્રના કે કોઇ પણ મદસ્થાનોના અભિમાન કરવા નહિ, ગમે તેવી સ્થિતિમાં સમભાવે રહેવું એ જ સાચુ જ્ઞાન છે આવા સુદર જાણપણાના ખુલાસા શ્રી જૈનધર્મમાં શ્રી વીતરાગ દેવે અનુકપાભાવે જીવોના હિતના માટે કરેલા છે

तम्हा पंडिए नो हरिसे नो कुप्पे, भूएहिं जाण पडिलेहि सातं, समिते एयाणुपस्सी तंजहा–अंधत्तं, बहिरत्तं, मूयत्तं, काणत्तं, कुंटत्तं, खुज्जत्तं, वडभत्तं, सामत्तं, सबलत्तं, सह पमाएणं अणेगरूवाओ जोणीओ संधाति, विरूवरूवे फासे पडिसंवेदेइ ॥ ८५ ॥

**શબ્દાર્થ** : (૧) તેથી (૨) બુદ્ધિમાન (૩) ન (૪) હર્ષ કરે (૫) ન (૬) ક્રોધકરે (૭) જીવોને (૮) જાણો (૯) વિચારો (૧૦) સુખની ઇચ્છા (૧૧) સમિતિયુક્ત (૧૨) દેખવાવાળા (૧૩) અંધપણું (૧૪) બહેરાપણું (૧૫) મૂગાપણું (૧૬) કાણાપણુ (૧૭) ઠુંઠાપણુ (૧૮) વામનપણું (૧૯) કુબડાપણું (૨૦) કાળાપણું (૨૧) કાબરચીતરાપણું (૨૨) સરોગીપણું (૨૩) પોતાના જ પ્રમાદથી (૨૪) અનેક પ્રકારની (૨૫) યોનિસ્થાનોમા (૨૬) જન્મ ધારણ કરે છે (૨૭) અનેક પ્રકારના (૨૮) દુઃખો (૨૯) ભોગવવા પડે છે

**ભાવાર્થ** :– ઉપરના સૂત્ર ૮૪ માં લખેલ વિધિને જાણી બુદ્ધિમાન પુરુષ ઉચ્ચગોત્ર પામવાથી હર્ષ ન કરે, નીચગોત્ર પામવાથી ખેદ ન કરે, હીનતાને ધારણ ન કરે. ક્રોધ ન કરે પ્રાણીમાત્રને સુખપ્રિય છે, દુઃખ અપ્રિય છે તે સમ્યક્–પ્રકારથી જાણી વિચારી, સમિતિયુક્ત દરેક પ્રાણી સાથે વિવેકપૂર્વક સમ્યગ્ભાવથી વર્તન રાખવુ જોઇએ. વળી એમ જાણવું કે અંધપણુ, બહેરાપણું, ગૂંગાપણું, કાણાપણું, ઠુંઠાપણું, વામનપણું, કુબડાપણુ, કાળાપણું, કાબરચીતરાપણુ, સરોગીપણું પામવુ તથા અનેક યોનિસ્થાનોમાં જન્મ ધારણ કરવા અને ત્યા અનેક પ્રકારનાં દુઃખો ભોગવવાં એ સર્વ પ્રતિકૂળતા અને દુઃખો પોતાના જ પ્રમાદના કારણથી હોય છે એક જ ભવમા પણ ઉંચી નીચી સ્થિતિઓ, શ્રીમંતાઇ, ગરીબીપણું, રોગના ઉપદ્રવો, નિર્ધનતા, પરવશપણું વગેરે સ્થિતિઓના બદલા થતા રહે છે. તે બધા ફેરફારો પોતાના પૂર્વના અવિવેકથી આરંભથી, પ્રમાદથી, આસક્ત ભાવોથી, અન્યને દુઃખો ઉપજાવ્યા હોય, અસત્ય આચરણ કર્યા હોય, અન્યની સંપત્તિઓ લૂંટી હોય, છેતરપીંડી કરેલ હોય વગેરે પૂર્વના બાંધેલાં અશુભ કર્મોનાં ઉદયથી જ પ્રાપ્ત થાય છે. એમ વિચારી આત્માર્થી જીવોએ પોતાનો વ્યવહાર ન્યાયી, સત્ય, અહિંસક, પ્રામાણિકપણાથી રાખી વર્તમાનકાળ તથા ભવિષ્યકાળ સુખરૂપ બનાવવા ઉપયોગ રાખી રહેવુ જોઇએ એને જ સાચો વિવેક, સાચુ જ્ઞાન સમજવુ અને સદા સમભાવે રહેવા ઉપયોગ રાખવો એ જ માનવભવનુ કર્તવ્ય છે.

**से अबुज्झमाणे हओवहए जाइमरणं अणुपरियट्टमाणे ॥८६॥**

**શબ્દાર્થ** (૧) અજ્ઞાની જીવો (૨) રોગાદિથી (૩) પીડિત (૪) જન્મમરણ (૫) પરિભ્રમણ કરે છે

**ભાવાર્થ :–** અજ્ઞાની જીવો કર્મોના સ્વરૂપને નહિ જાણનાર, ઉચ્ચગોત્રાદિનું અભિમાન કરી અને જીવોની હિંસા કરી અપ્રત્યાદિ પ્રતિકૂળતાને પામે છે તેમજ અશુભ કર્મોના સંચયોવડે અનેક પ્રકારની શારીરિક તથા માનસિક વ્યાધિઓથી પીડિત રહે છે, અને અપયશથી કલંકિત બની [ પૂર્વભવોમાં કરેલા માયાકપટ, અસત્યવર્તન, હિંસા, છેતરપીંડી, અભિમાનથી જીવોને ત્રાસ આપ્યા હોય આળ ચઢાવ્યા હોય, માર માર્યો હોય વિ. અશુભ કર્મોના ફળના ઉદયથી ] જન્મ, મરણરૂપ–સંસાર પરિભ્રમણ ચક્રમાં વારંવાર દુઃખો ભોગવતા થકા ભ્રમણ કરતા થકા રહે છે એમ જાણી વર્તમાનભવમાં સર્વ જીવોની સાથે મૈત્રીભાવ વધારી અહિંસક ભાવે [ વર્તમાન તથા ભવિષ્યકાળ સુખરૂપ બનાવવા માટે ] સમ્યક્ ભાવે વર્તન રાખી રહેવું જોઈએ, એને જ માનવભવનું સાચું કર્તવ્ય જાણો

**जीवियं पुढो पियं इहमेगेसिं माणवाणं खित्तवत्थु ममायमाणाणं ॥८७॥**

**શબ્દાર્થ** (૧) અસંયમી જીવન (૨) પૃથક્ પૃથક્ (૩) પ્રિય (૪) આ સંસારમાં (૫) કેટલાએક (૬) મનુષ્યોને ક્ષેત્ર (૭) મકાનમાં (૮) મમત્વ રાખવાવાળાને.

**ભાવાર્થ :–** આ સંસારમાં ક્ષેત્ર, મકાનો, સંપત્તિ આદિ પરિગ્રહમાં મમત્વ રાખવાવાળા પ્રત્યેક જીવોને અસંયમી જીવન જીવવું પ્રિય છે છતાં મરણ તો આવે છે તોપણ અજ્ઞાની જીવોને મમત્વ છૂટતું

નથી અને જીવનપર્યંત કામભોગો ભોગવવામાં તથા ધનપ્રાપ્તિ કરવામાં રક્ત રહી અમૂલ્ય માનવભવરૂપી અવસરને નિરર્થક બનાવી રહેલા છે.

**आरत्तं[1], विरत्तं[2], मणिकुण्डलं[3], सहहिरण्णेण[4] इत्थियाओ[5] परिगिज्झ[6] तत्थेव[7] रता[8] 'ण इत्थ[9] तवो[10] वा दमो[11] वा नियमो[12] वा दिस्सइ[13]' संपुण्णं[14] बाले[15] जीविउ[16]कामे[17] लालप्पमाणे[18] मूढे[19] विप्परियासमुवेइ[20] ॥८८॥**

**શબ્દાર્થ :** (૧) રંગેલા વસ્ત્રો (૨) વિવિધરંગનાં વસ્ત્રો (૩) રત્નઆભુષણ (૪) સુવર્ણ (૫) સ્ત્રીઓ (૬) ગ્રહણકરી (૭) તે સર્વમાં (૮) આસક્ત બને છે (૯) નથી ત્યાં (૧૦) તપ (૧૧) ઇન્દ્રિય મન (૧૨) અહિંસા આદિ વ્રતો (૧૩) ફળવાન દેખાતા (૧૪) એકાંત (૧૫) અજ્ઞાની અસંયમી (૧૬) જીવનની (૧૭) ઇચ્છાવાળા (૧૮) અસત્ય બોલનાર (૧૯) મૂઢ બની વિપરીત (૨૦) આચરણ કરે છે

**ભાવાર્થ** :– અજ્ઞાની મનુષ્યને કદાચિત્ રંગબેરંગી વસ્ત્રો, મણિ, કુંડળ, સોના, ચાંદી આદિ સંપત્તિ તથા સ્ત્રીઓ વગેરે ભોગોપભોગના સાધનો પ્રાપ્ત થતાં, તેમાં આસકત બનીને રહે છે. અને કર્તવ્યના જ્ઞાનથી રહિત બની એકાંત અજ્ઞાની મૂઢ બની. મનુષ્યપણાને ન શોભે તેવા વિપરીત આચરણ કરતો થકો અસંયમી જીવનની ઇચ્છાવાળો બકવાદ કરતો કહે છે કે સંસારમાં અનશનાદિ-તપ, ઇન્દ્રિયદમન, અહિંસાદિવ્રત–નિયમો આદિ ક્રિયાઓથી કોઈ લાભ દેખાતો નથી એમ મોહની પ્રબળતાથી વિવેકશૂન્ય થઇ ધર્મક્રિયાનો નિષેધ કરે છે પ્રત્યક્ષ ભોગોને સુખદાયક માની તેમાં જ રકત રહી સંસારપરિભ્રમણની વૃદ્ધિ કરતો રહે છે અજ્ઞાની જીવો આવી ભ્રમણામાં સંસાર સાગરમાં અનંતકાળ સુધી નરક તથા તિર્યંચ ગતિમાં વારંવાર ઉત્પન્ન થઇ જન્મ મરણાદિના દુઃખોને ભોગવતા થકા સંસારભ્રમણ કરે છે

इणमेव नावकंखंति जे जणा धुवचारिणो, जाईमरणं परिन्नाय चरे संकमणे दढे ॥८९॥

**શબ્દાર્થ** (૧) જે મનુષ્યો (૨) શાશ્વત સુખની ઇચ્છાવાળા (૩) અસંયમી જીવનને (૪) ઇચ્છતા નથી (૫) જન્મ મરણના સ્વરૂપને (૬) જાણી (૭) વિચરે છે (૮) દૃઢ બની (૯) ચારિત્રમાં.

**ભાવાર્થ**:- જે જીવો શાશ્વત સુખના અભિલાષી છે; તેઓ અસંયમી જીવનની ઇચ્છા રાખતા નથી તેમજ જન્મ અને મરણના ઉત્પાદક એવા કામભોગોના સ્વરૂપને જાણી અસંયમી જીવન (વિષયાસક્તભાવ)થી દૂર રહી સંયમ અનુષ્ઠાનમાં શંકા નહિ રાખતા દૃઢતાથી સંયમ પાલન કરતા વિચરે છે

नत्थि कालस्स णागमो, सव्वे पाणा पियाउया, सुहसाया, दुक्खपडिकूला, अप्पियवहा, पियजीविणो जीविउकामा । सव्वेसिं जीवियं पियं ॥९०॥

**શબ્દાર્થ** (૧) નથી (૨) મૃત્યુનું (૩) અનાગમ (૪) સર્વ (૫) પ્રાણીઓને (૬) જીવન પ્રિય છે (૭) સુખના ઇચ્છુક છે (૮) દુઃખપ્રતિકૂળ છે (૯) મરણ અપ્રિય છે (૧૦) જીવન પ્રિય છે (૧૧) જીવનની અભિલાષા છે (૧૨) સર્વ જીવોને (૧૩) જીવતર (૧૪) પ્રિય છે

**ભાવાર્થ** – જ્યાં જન્મ છે ત્યાં અવશ્ય મરણ છે તેથી મૃત્યુ નથી તેમ નથી [આવવાનું જ છે] સર્વ જીવોને પોતાનું આયુષ્ય પ્રિય છે સર્વ જીવો સુખની ઇચ્છાવાળા છે; દુઃખ સર્વ જીવોને પ્રતિકૂળ, અનિષ્ટ છે મરણ સૌને અપ્રિય છે; જીવન સૌને પ્રિય છે સર્વ જીવો જીવનની અભિલાષા રાખે છે, જીવતા રહેવું તે સર્વ જીવોને પ્રિય છે આવા પ્રકારે જાણી અન્ય કોઇપણ નાના

કે મોટા જીવોના સુખને તથા તેના પ્રાણો લૂટી અન્યના સુખોને ધક્કો પહોંચાડી, પોતાનાં સુખો પ્રાપ્ત કરવાની ભાવના રાખવી નહિ સર્વ જીવોને પોતાના આત્મા સમાન જોવા ઉપયોગી બની રહેવું, એ જ પોતાના આત્માને સુખ પ્રાપ્ત કરવાનો ઉપાય છે, આવો શ્રી ભગવંતનો ઉપદેશ છે.

**तं[1] परिगिज्झ[2] दुपयं[3] चउप्पयं[4] अभिजुंजियाणं[5] संसिचियाणं[6] तिविहेणं[7] जावि[8] से तत्थ[11] मत्ता[9] भवइ, अप्पा वा बहुया[10] वा से[12] तत्थ गड्ढिए[13] चिट्ठइ[15] भोयणाए[14] ॥९१॥**

**શબ્દાર્થ :** (૧) અસંયમી સુખી જીવનનો (૨) આશ્રય લઈ (૩) બે પગવાળાં દાસ દાસી, (૪) ચાર પગવાળા બળદ ઘોડા આદિને (૫) કાર્યમા જોડી (૬) ધન એકત્ર કરી (૭) ત્રણ કરણ ત્રણ યોગે (૮) સમુહ થયેલ ધનની માત્રા (૯) અલ્પ હોય (૧૦) બહુ હોય (૧૧) તે એકત્ર થયેલ સપત્તિમા (૧૨) જીવો (૧૩) ગૃદ્ધબની (૧૪) ઉપભોગ કરવામા જ (૧૫) લીન બની રહે છે

**ભાવાર્થ** – અસયમી જીવનવાળા જીવો પોતાના જીવનને સુખી બનાવવા માટે બે પગવાળા દાસ દાસી નોકર વગેરે તથા ચાર પગવાળા બળદ ઘોડા આદિને ગ્રહણ કરી તેઓને પોતાના વ્યાપારમાં નિયુક્ત કરીને વેપાર કરતા ધનની માત્રાનો સચય કરે છે ધનની માત્રા અલ્પ હોય કે વિશેષ ભેગી થયેલ હોય તે સપત્તિમા તથા ભોગોપભોગના સાધનોના ત્રણ કરણ ત્રણ યોગે તેમા આસક્ત બની તેનો ઉપભોગ કરવામા જ લીન બની રહે છે આરભ અને પરિગ્રહ સચય [મમત્વ] ના વર્તમાન કાર્યના પરિણામનો, ભવિષ્યકાળમાં કટુ વિપાકોનો વિચાર નહિ કરતા, વર્તમાન અશાશ્વત, ક્ષણિક વિષયસુખમાં લીન બની ભવિષ્યકાળના ભવને દુખ રૂપ બનાવી, અમૂલ્ય અને દીર્ઘકાળે પ્રાપ્ત થયેલ એવા આ અમૂલ્ય માનભવને નિરર્થક બનાવી સસાર પરિભ્રમણ વધારે છે, એમ જાણી આત્માર્થી જીવોએ અસંયમી

જીવનની ઇચ્છા કરવી નહિ જીવનને સંયમી બનાવી, માનવભવને સફળ બનાવવા સતત ઉપયોગ રાખી રહેવું એ જ માનવભવનું કર્તવ્ય છે તથા આત્માને મોક્ષનું કારણ છે

तओ से एगया विविहं परिसिट्ठं संभूयं महोवगरणं भवइ। तंपि से एगया दायादा विभयंति, अदत्तहारो वा से अवहरन्ति, रायाणो वा से विलुंपंति, णस्सति वा से, विणस्सति वा से, अगारदाहेण वा से डज्झइ ॥ ॥९१॥

શબ્દાર્થ (૧) પશ્ચાત્ (૨) અસંયમી જીવ પાસે (૩) કોઈ સમયે (૪) વિવિધ પ્રકારના (૫) ઉપભોગ કરતાં વધેલા (૬) પ્રચુર માત્રામાં (૭) દ્રવ્ય ભેગા થયેલ (૮) હોય (૯) તે (૧૦) દ્રવ્ય તથા ઉપકરણોમાં (૧૧) કોઈ સમયે (૧૨) સ્વજનો (૧૩) ભાગ થઈ જાય છે (૧૪) ચોર લોકો (૧૫) ચોરી જાય છે (૧૬) રાજા (૧૭) છીનવી લે છે (૧૮) વ્યાપાર આદિમાં (૧૯) નાશ થાય છે (૨૦) અગ્નિ લાગવાથી (૨૧) બળી જાય છે

ભાવાર્થ — ત્યાર બાદ અસંયમી સંસારી જીવો પાસે કદાચિત્ લાભાન્તરાય કર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલ સંપત્તિનો ઉપભોગ કરતા બચેલ દ્રવ્ય ઉપકરણો વિવિધ પ્રકારના પ્રચુર માત્રામાં એકઠા થયેલ દ્રવ્ય તથા ભોગોપભોગનાં સાધનોમાંથી સ્વજનો ભાગ પડાવે છે; અથવા ચોરલોકો તે સંપત્તિને લૂંટી જાય છે; અથવા રાજા છીનવી લે છે અથવા વ્યાપાર દ્વારા નુકસાન લાગતાં નષ્ટ થાય છે અથવા ઘર મકાનોમાં અગ્નિનો ઉપદ્રવ થતા સર્વ સંપત્તિ તથા ઉપકરણો બળી જઈ નષ્ટ થાય છે ઘણા પ્રયત્ને ક્ષુધા તૃષા વેઠીને કાળઅકાળની પરવા કર્યા વિના અહોરાત્રિ ઉપાર્જી મેળવી સંગ્રહ કરેલ દ્રવ્ય તથા ઉપકરણોનો નાશ થતા, તે અસંયમીજીવ મહાન દુઃખને અનુભવે છે, પસ્તાવો કરે છે ઝુરણા કરે છે આવા

પ્રકારની અસયમીજીવોની સ્થિતિને દેખી આત્માર્થી જીવોએ જાગૃત રહી અનાસક્ત ભાવ વધારી આરભ ઘટાડી [છૂટે તો સર્વથા છોડી] તથા અલ્પ પરિગ્રહી બની [શકિત અનુકૂળતા હોય તો સર્વથા પરિગ્રહને છોડી] વર્તમાનકાળ સુધારી ન્યાયી તથા પ્રામાણિકપણાથી જીવન વ્યવહાર–જીવન નિર્વાહ ચલાવી વર્તમાનકાળ તથા ભવિષ્યકાળના આગામી ભવને સુખરૂપ બનાવવાને તથા સસાર પરિભ્રમણ ઘટાડવા ઉપયોગવંત બની રહેવું, એ જ માનવભવની સાર્થકતા છે

**इति[1] से[2] परस्सट्टाए[3] कूराइं[4] कम्माइं[5] बाले[6] पकुव्वमाणे[7] तेण[8] दुक्खेण[9] मूढे[10] विप्परियास[11]मुवेइ[12] ॥९३॥**

**શબ્દાર્થ :** (૧) એ પ્રકારે (૨) લુબ્ધ જીવ (૩) અન્યને માટે (૪) હિંસક (૫) કર્મો (૬) અજ્ઞાની (૭) કરતા થકા (૮) તે કર્મોના (૯) વિપાકથી (૧૦) મૂઢ બની (૧૧) વિપરીત આચરણ (૧૨) કરે છે

**ભાવાર્થ** – એ પ્રકારે પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં લુબ્ધ અસંયમી અજ્ઞાનીજીવોને કર્મના સ્વરુપનું જ્ઞાન નહિ હોવાથી, પોતાના સ્વજન, સબંધી આદિ પરને માટે તથા પોતાના દ્રવ્ય સચય મમત્વથી, હિસાદિ ક્રૂર કર્મો કરતા થકા તથા પૂર્વે કરેલા હિંસાદિ કાર્યોના ફળસ્વરૂપવિપાકરૂપ અશુભ ઉદયથી સચય કરેલાં ધનાદિક સપંત્તિનો [સૂત્ર ૯૨ મા કહેવા મુજબ] નાશ થતા મૂઢતાને– વિપરિતપણાને પામે છે કર્તવ્ય અકર્તવ્યના ભાન રહિત બની જન્મ મરણરૂપ–સસાર પરિભ્રમણને વધારતો રહે છે, એમ જાણી સુમુક્ષુ જીવોએ વિષયોની લોલુપતાને છોડી આરભ પરિગ્રહને ઘટાડી અનાસક્ત ભાવો વધારી સમભાવથી પોતાનો જીવનવ્યવહાર ચલાવવા ઉપયોગથી રહેવુ, જેથી વર્તમાનભવ તથા ભવિષ્યકાલ બને સુખરૂપ બને તેજ આત્મકલ્યાણનુ કારણ તથા માનવભવનુ કર્તવ્ય છે.

मुणिणा हु एय पवेइय अणोहंतरा एए ण य ओह तरित्तए, अतीरंगमा एते ण य तीरं गमित्तए । अपारंगमा एए, ण य पारं गमित्तए ॥९४॥

શબ્દાર્થ (૧) શ્રી તીર્થંકરદેવે (૨) નિશ્ચયથી (૩) આ હકીકત (૪) પ્રતિપાદન કરેલ છે (૫) અસયમી સંસારના પ્રવાહને તરી શકતો નથી (૬) સંસાર પ્રવાહને તરવા સમર્થ નથી (૭) તીર પર પહોંચી શકતો નહિ (૮) તીર પર પહોંચવા સમર્થ નથી (૯) પારને પામતો નથી. (૧૦) પારને પામવા સમર્થ નથી.

ભાવાર્થ – સર્વજ્ઞાની શ્રી તીર્થંકરદેવ શ્રી મહાવીર સ્વામીએ પોતાના અનુભવથી કેવળજ્ઞાન કેવળદર્શન પ્રાપ્ત કર્યા પછી આ ઉપદેશ પ્રતિપાદન કરેલ છે જે અસંયમી સ્વચ્છંદાચારી જીવો છે તે સંસારના પ્રવાહને તરી શકતા નથી સંસાર પ્રવાહ તરવામાં સમર્થ નથી સંસાર સમુદ્રના તીરને પ્રાપ્ત કરી શકતા નથી તીરને પ્રાપ્ત કરવા સમર્થ નથી. સંસાર સમુદ્રના પારને પામી શકતા નથી પારને પામવા સમર્થ નથી. આ પ્રમાણે શ્રી ભગવતનો ઉપદેશ છે છતા અજ્ઞાની જીવોનું લક્ષ ભગવતના ઉપદેશ તરફ ઘણું ઓછું છે, અગર લક્ષ નથી એમ પણ કહી શકાય. આત્માર્થી જીવોએ ભગવતના ઉપદેશ તરફ પૂર્ણ શ્રદ્ધા રાખી ધર્મનું આરાધન કરવા સતત જાગૃત રહેવું એ પોતાના આત્માને માટે શ્રેયસ્કર છે

आयाणिज्जं च आयाय, तंमि ठाणे ण चिट्ठइ, वितभ पप्प ऽखेयन्ने तंमि ठाणम्मि चिट्ठइ ॥९५॥

શબ્દાર્થ (૧) સયમ (૨) ગ્રહણ કરી (૩) સયમ (૪) સ્થાનમાં (૫) રહેતા (૬) નથી (૭) વિપરીત ઉપદેશને (૮) ગ્રહણ કરી (૯) અજ્ઞાની (૧૦) અસયમ (૧૧) સ્થાનમાં (૧૨) રહે છે

**ભાવાર્થ** :- કેટલાએક અજ્ઞાની જીવો સયમ ગ્રહણ કરી સંયમ સ્થાનમાં સ્થિર રહી શકતા નથી. વિપરીત ઉપદેશ સાંભળી અસંયમ સ્થાનમાં આસકત રહે છે. કેટલાએક શરીર ઉપરના મમત્વના કારણે તથા માન પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાની ભાવનાએ સયમસ્થાનમાં ટકી શકતાં નથી કારણ જ્ઞાનની ખામી હોય છે શરીર મમત્વ છૂટયા વિના સંયમનુ પાલન દુષ્કર લાગે છે. વિશેષે શરીર શુશ્રુષા તથા માન-પ્રતિષ્ઠાના લોભથી સયમથી પતિત થઈ આત્માનુ અહિત કરે છે. તેથી સાધક આત્માએ સતત ઉપયોગ રાખી સાધુ સમાચારી મુજબ સંયમ પાલન કરવા જાગૃત રહેવું.

**उद्देसो[1] पासगस्स[2] नत्थि[3], बाले[4] पुण[5] निहे[6] कामसमणुन्ने[7], असमितदुक्खे[8] दुक्खी[9] दुक्खाणमेव[10] आवट्टं[11] अणुपरियट्टइ[12] त्ति बेमि ॥९६॥**

**શબ્દાર્થ** : (૧) ઉપદેશ (૨) તત્ત્વના જાણકાર માટે (૩) નથી (૪) અજ્ઞાની (૫) પુન. (૬) રાગબંધનમાં પડેલા (૭) વિષયોમા આસકત બનેલા અતૃપ્તિથી (૮) અસમિત દુ:ખે કરી (૯) દુઃખી રહેલા (૧૦) દુ ખોના (૧૧) ચક્રમા (૧૨) પરિભ્રમણ કરે છે એમ હુ કહુ છું

**ભાવાર્થ** :- તત્ત્વના જાણકાર તત્ત્વજ્ઞાનીને ઉપદેશની જરૂર નથી. કારણ કે તે જ્ઞાની હોવાથી સમ્યકમાર્ગ ઉપર જ ચાલે છે. પરંતુ અજ્ઞાનીઓ રાગબંધનથી ઘેરાયેલા, વિષયોમા આસકત બનેલાં વિષયસુખોની અતૃપ્તિના દુ ખથી દુઃખી બનેલાં દુ ખોનો અનુભવ કરતા થકા [વિષયાદિ સુખોમા તૃપ્તિનો અભાવ છે] દુ ખોના ચક્રમા જ પરિભ્રમણ કરતા થકા રહે છે કામભોગો ભોગવવાથી [અગ્નિમા ઘી હોમવાથી અગ્નિ વધારે પ્રજવલિત થાય છે તેની માફક] ભોગેચ્છા દિનપ્રતિદિન વધતી રહે છે અને ચિત્તની અશાતિ રહ્યા જ કરે છે એમ જાણીને આત્માર્થી જીવોએ ઇન્દ્રિયવિષયોમા વૈરાગ્યભાવ લાવી

ભોગોમાં મર્યાદિત અને ઉદાસીન રહેવું અને સાધકે ભોગોનો સર્વથા ત્યાગ કરવો બન્ને વર્ગોએ ભોગોના કડવા વિપાકોને સમજી આત્મકલ્યાણ માટે ધર્મ આરાધન તરફ પ્રયત્નવત બની રહેવું, એ જ આત્મ કલ્યાણનો માર્ગ શ્રી ભગવતે બતાવેલ છે

ત્રીજો ઉદ્દેશો સમાપ્ત.

# ચોથો ઉદ્દેશો

१ २ ३ ४ ५
**तओ से एगया रोगसमुप्पाया समुप्पज्जंति ॥९७॥**

શબ્દાર્થ (૧) કામભોગોથી (૨) ભોગી જીવોને (૩) એક (૪) રોગનો ઉપદ્રવ (૫) ઉત્પન્ન થાય છે

ભાવાર્થ :- કામભોગોમા આસક્ત ભોગી જીવોને ભોગોના ભોગવટાના વિપાકરૂપે અથવા તો પૂર્વ કર્મોના વિપાકરૂપ અસાતાવેદનીયના ઉદયથી ક્વચિત્ રોગો ઉત્પન્ન થાય છે કામભોગો રોગોના ઉત્પાદક છે એમ જાણી સાધક આત્માએ તથા આત્માર્થી ગૃહસ્થોએ ભોગોની આસક્તિ છોડી અનાસક્ત ભાવે રહેવું તે આત્મકલ્યાણનો હેતુ છે. ભોગોમાં અનાસક્ત રહેવાથી શારીરિક તથા માનસિક શક્તિની તથા જ્ઞાનની વૃદ્ધિ થાય છે ભોગોના ભોગવટાથી વીર્યશક્તિ ઘટે છે, જ્ઞાનની મદતા થાય છે આદ શક્તિ ઘટે છે તેમ જ રોગોના હુમલા થવા સભવ છે વળી ભોગોની આસક્તિથી ચિત્તમા સતાપ આદિ થયા કરે છે વિવેક બુદ્ધિ ઘટે છે અને નરક તથા તિર્યચની ગતિના બધ પડે છે ભોગોપભોગની આસક્તિથી થતા નુકસાનને વિચારી વિવેકી આત્માઓએ ભોગોપભોગની આસક્તિને છોડી અનાસક્ત ભાવથી રહેવા ઉપયોગવત રહેવુ, એ જ સાચુ માનવભવનું કર્તવ્ય જાણવુ તથા સાચી સમજણ જાણવી.

**जेहिं वा सद्धिं संवसइ ते वा णं एगया नियगा पुव्विं परिवयंति, सो वा ते नियगे पच्छा परिवइज्जा, नालं ते तव ताणाए वा सरणाए वा, तुमंपि तेसिं नालं ताणाए वा सरणाए वा, जाणित्तु दुक्खं पत्तेयं सायं ॥९८॥**

**શબ્દાર્થ** (૧) જેઓની (૨) સાથે (૩) વસે છે (૪) તેઓ (૫) એકદા (૬) સ્વજનો (૭) પહેલા (૮) નિંદા કરે છે (૯) વૃદ્ધજનો (૧૦) સ્વજનો (૧૧) પાછળ (૧૨) નિંદા કરે છે (૧૩) સમર્થ નથી (૧૪) સ્વજનો (૧૫) તને [વૃદ્ધોને] (૧૬) ત્રાણ (૧૭) શરણ થવા (૧૮) તું પણ [વૃદ્ધજનો] (૧૯) સ્વજનોને (૨૦) સમર્થ નથી (૨૧) ત્રાણ (૨૨) શરણ થવા (૨૩) જાણ (૨૪) દુખ (૨૫) પ્રત્યેક જીવને (૨૬) સુખ

**ભાવાર્થ** :– ગૃહસ્થાવાસમાં રહેતા કુટુમ્બીજન પૈકી કોઈ વ્યકિતને (સૂત્ર ૯૭ મા લખવા મુજબ) રોગ ઉત્પન્ન થતા દીર્ઘકાળ સુધી માંદગી–બીમારી રહેવાથી કુટુમ્બ સ્નેહ મંદ થાય છે અને રોગીની ચિકિત્સા તથા સેવા કરવામા કુટુમ્બીઓમાં શિથિલતા આવે છે અને રોગી જનની નિંદા કરે છે સેવા કરવામાં ખામી આવતા તે રોગી જન સ્વજનોની નિંદા કરે છે. આવા પ્રકારની સંસારી જીવોની સ્વાર્થમય સ્થિતિ રહેલ છે તેમ જ સ્વજનો રોગીને રોગથી કે મૃત્યુથી કે રોગથી ભોગવાતા દુખથી મુકત કરવા સમર્થ નથી રક્ષણ કરવા–શરણભૂત થવા સમર્થ નથી. કદાચ કોઇ સ્વજનો રોગીજનની સેવા શુશ્રૂષા જીવન પર્યંત કરે, પરંતુ દુખથી કે મૃત્યુથી મુકત કરવા તે સમર્થ નથી. એવી જ રીતે વૃદ્ધજનો પણ સ્વજનોને રોગથી કે રોગથી ભોગવતા દુખથી કે મૃત્યુથી શરણભુત થવા–રક્ષણ કરવા સમર્થ નથી આ વર્તમાન ભવમા અરસપરસ એક બીજાને શરણભુત થવા કે રક્ષણ કરવા સમર્થ નથી. તો પરભવમાં કયાથી સહાયક થઇ શકે? ન જ થાય, પ્રત્યેક જીવને સ્વકૃત શુભાશુભ

कर्मानुसार सुख अगर दुःख प्राप्त थाय छे अने ते सौ सौने पोताने ज भोगववा पडे छे एम जाणी ममत्वभाव दूर करी, समभावथी रही, अनासक्त भाव वधारी, आरंभ अने परिग्रह अनर्थना मूळ छे, संसार परिभ्रमणना हेतु छे, जन्म, जरा मरण, नरक तथा तिर्यंचगतिनां दुःखना उत्पादक छे एम विचारी गृहस्थोए अल्पारंभी अल्पपरिग्रही थवा [शक्ति होय तो अणगारथी अपरिग्रही थवा] उद्यमवंत बनी अमूल्य मानवभवने सफळ बनाववा व्यमत रहेवुं ए ज मानवभवनुं कर्तव्य छे एज साचुं ज्ञान जाणवुं

मोगामेव अणुसोयंति इहमेगेसिं माणवाणं तिविहेण, जावि से तत्थ मत्ता भवइ, अप्पा वा बहुगा वा से तत्थ गढिए चिट्ठइ भोयणाए ॥७९॥

**शब्दार्थ** (१) भोगोनी (२) अभिलाषा राखनार (३) संसारमां (४) केटलाक (५) मनुष्यो (६) मनवचन कायाथी (७) क्षेत्र वगेरे धन (८) अल्प (९) बहु (१०) तेमां (११) आसक्त जीवो (१२) उपभोग करवामां (१३) लीन (१४) बनी रहे छ

**भावार्थ** – आ संसारमां केटलाक मनुष्यो जीवनना अंत सुधी कामभोगोमां आसक्त रही कामभोगो भोगववानी अभिलाषा राखे छे वळी अल्प अथवा विशेष प्रमाणमां धन संपत्ति तथा भोगोनां साधनो प्राप्त थयेल होय तेनो उपभोग करवामां मन वचन कायाथी अत्यंत आसक्त बनी रहे छे अने अनंतकाळे प्राप्त थयेल अमूल्य मानवभवने तुच्छ अने कडवा विपाको देनारा विषयोनी खातर निरर्थक बनावी अमूल्य मानवभवने हारी जाय छे अने संसार परिभ्रमणने स्थिर करे छे भोगोना कडवा विपाकोने नहि जाणनारा संसारमां ज रखडे छे एम जाणी आत्मार्थी जीवोए विषयोथी दूर रहेवुं ए ज श्रेयनुं कारण छे

ततो से एगया विप्परिसिट्ठं संभूयं महोवगरणं भवति। तंपि से एगया दायाया विभयन्ति, अदत्ताहारो वा से अवहरन्ति, रायाणो वा से विलुंपंति, णस्सइ वासे विणस्सइ वा से, अगारदाहेण वा से डज्झति ॥१००॥

**શબ્દાર્થ તથા ભાવાર્થ** :- અધ્યન ૨ ઉદ્દેશક: ત્રીજો સૂત્ર ૯૨ મુજબ.

इति से परस्सअट्ठाए कूराणि कम्माणि बाले पकुव्वमाणे तेण दुक्खेण मूढे विप्परियासमुवेइ ॥१०१॥

**શબ્દાર્થ તથા ભાવાર્થ** – અધ્યન ૨ ઉદ્દેશો ત્રીજાના સૂત્ર ૯૩ મુજબ.

आसं[1] च छंदं[2] च विगिंच[3] धीरे[4]। तुमं[5] चेव तं[6] सल्लमाहट्टु[7] ॥१०२॥

**શબ્દાર્થ :** (૧) આશા (૨) સંકલ્પો (૩) ત્યાગ (૪) ધીરપુરુષ (૫) સ્વયં (૬) શલ્યરૂપ કાંટાને રાખી (૭) દુ:ખી બનો છો

**ભાવાર્થ** હે ધીર પુરુષો! તમારે વિષયોની આશા તથા સંકલ્પોથી દૂર રહેવું તમે સ્વયં વિષયરૂપી શલ્યકાંટો હૃદયમાં રાખી જાતે કરી દુ:ખી બનો છો. આશા તથા સંકલ્પો જગતના જીવોને લોભાવનારા અને મોહક છે એ જ વિષયોની આશા—તૃષ્ણાથી જ જીવો અનંતકાળ સુધી સંસારમાં પરિભ્રમણ કરી દુઃખોને ભોગવે છે. વિષયસુખની તૃપ્તિ થતી જ નથી અને એ અતૃપ્તિના કારણે જ જીવો દુઃખી થાય છે એમ જાણી ધીરપુરુષોએ કામભોગોથી દૂર રહેવું, એ આત્માહિતનું કર્તવ્ય છે

**जेण सिया, तेण णो सिया । इणमेव नावबुज्झंति जे जणा मोहपाउडा ॥१०३॥**

**શબ્દાર્થ** (૧) જે ધનાદિકથી (૨) ભોગો ભોગવી શકાય છે (૩) એ જ ધનાદિકથી (૪) કદાચ ભોગો ભોગવી (૫) શકાતા નથી (૬) મનુષ્યો (૭) આ તત્ત્વને (૮) સમજી શકતા નથી (૯) અજ્ઞાનથી આચ્છન્ન તે.

**ભાવાર્થ**—જે ધનાદિ સામગ્રીથી ભોગોપભોગ ભોગવી શકાય છે એ જ ધનાદિકથી કદાચ ભોગોપભોગ નથી પણ ભોગવી શકાતા, કારણ એ છે કે કેટલાએક જીવો અતિ સંગ્રહવૃત્તિના લોભના કારણે પ્રાપ્ત થયેલ ધનાદિનો તથા ભોગોપભોગના સાધનોનો ભોગોપભોગમાં ઉપયોગ કરી શકતા નથી ફક્ત દ્રવ્ય સંચય કરવામાં જ તલ્લીન હોય છે તથા કોઈ રોગના ઉપદ્રવથી ભોગો ભોગવવાની લાલસા હોવા છતાં ભોગો ભોગવી શકતા નથી રોગોના કારણે સારું ભોજન પણ ખાઈ શકતાં નથી ગાડી ઘોડા મોટર આદિ સાધનો હોવા છતાં બીમારીના કારણે તેનો ઉપયોગ પણ કરી શકતા નથી જીવો મોહની આંધીથી અંધ બનેલાં વિવેક રહિત થઈ સીધી સરળ હકીકતને પણ સમજી શકતા નથી આવા પ્રકારે સંગ્રહવૃત્તિ મમત્વથી સાધન હોવા છતાં તેનો ઉપયોગ કરી શકતા નથી પશ્ચાત્ કાંતો ભોગોપભોગની સામગ્રી તથા દ્રવ્યનો નાશ થાય છે અગર તો તે પોતે જ તે દ્રવ્ય તથા ભોગોના સાધનોને છોડી પરલોકમાં ચાલ્યો જાય છે એટલે મૃત્યુ પામે છે અને કરેલા કર્મોનો ભોગવટો પરલોકમાં પોતાને એકલાને જ ભોગવવો પડે છે [વર્તમાન ભવમાં કે ભવિષ્યના ભવમાં] એમ જાણી સંગ્રહ વૃત્તિ મમત્વને ઘટાડી સમજદાર આત્માએ પ્રાપ્ત થયેલ સંપત્તિનો તથા સાધનોનો સદુપયોગ કરતાં થકાં આસક્તભાવ દૂર કરી ધર્મનું આરાધન કરવું અને પ્રાપ્ત થયેલ અમૂલ્ય માનવભવને સફળ બનાવી કૃતાર્થ થવું એ જ મનુષ્યભવનું કર્તવ્ય જાણવું

**थीभि लोए पव्वहिए, ते भो ! वयंति एयाइं आययणाइं, से दुक्खाए, मोहाए, माराए, नरगाए, नरगतिरिक्खाए ॥ ॥१०४॥**

**શબ્દાર્થ :** (૧) સંસારી જીવો (૨) સ્ત્રીઓના હાવભાવથી (૩) દુ:ખી થાય છે (૪) કામી પુરુષ (૫) કહે છે (૬) હે મનુષ્યો ! (૭) સ્ત્રીઓ જ (૮) ઉપભોગનુ સાધન છે (૯) એ કથન (૧૦) દુ ખને માટે (૧૧) અજ્ઞાન માટે (૧૨) મરણ માટે (૧૩) નરકગતિ માટે (૧૪) તિર્યંચગતિને માટે જાણવુ.

**ભાવાર્થ** – આ સસારમા મોહથી ઘેરાયેલ મોહાન્ધ જીવો સ્ત્રીઓના હાવભાવો તથા ચેષ્ટાથી સ્ત્રીઓને વશ થઇ અત્યત દુ:ખી થાય છે છતા કામીજીવો કામભોગોમા આસકત થયેલાં એમ બોલે છે કે સ્ત્રીઓ જ ભોગોપભોગનુ તથા સુખનુ સાધન છે આ તેમનુ કથન ભ્રમપૂર્ણ અજ્ઞાનતાથી ભરેલુ છે, તથા દુ:ખનુ, મોહનુ, અજ્ઞાનવૃદ્ધિનું, મરણનું, નરક અને તિર્યંચગતિમા ઉત્પન્ન થવાના હેતુરૂપ છે તથા સસાર પરિભ્રમણની વૃદ્ધિ કરાવનાર છે એમ જાણી આવા મોહાન્ધ જીવોના સગથી દૂર રહેવુ, એજ આત્મશ્રેયનુ કારણ છે

**सययं मूढे धम्मं नाभिजाणइ, उदाहु वीरे, अप्पमाओ महामोहे, अलं कुसलस्स पमाएण, संति मरण संपेहाए, भेउरधम्मं संपेहाए, नालं पास अल ते एएहिं एवं परस मुणी ! महब्भयं ॥१०५॥**

**શબ્દાર્થ :** (૧) નિરન્તર (૨) મૂઢ બનેલ જીવ (૩) ધર્મને (૪) જાણતો નથી (૫) વીર પ્રભુએ (૬) દઢતાપૂર્વક કહેલ છે (૭) મોહના પ્રધાન નિમિત્તોમા (૮) પ્રમાદ ન કરવો (૯) અપ્રમાદથી મોક્ષરૂપ સમાધિ (૧૦) પ્રમાદથી મરણ (૧૧) વિચાર કરી (૧૨) શરીરની ક્ષણભગુરતા (૧૩) જાણી (૧૪) બુદ્ધિમાને (૧૫) પ્રમાદ

(૧૬) ન કરવો (૧૭) હે શિષ્ય ! તું દેખ કે (૧૮) તેથી ભોગોમાં (૧૯) આસક્તિ ન કરવી ! (૨૦) ભોગોને (૨૧) મહાન ભયરૂપ (૨૨) સમજે (૨૩) હે મુની (૨૪) તે ભોગથી તૃપ્તિ નથી.

ભાવાર્થ – ભોગોમાં આસક્ત બનેલા જીવો વિવિધ યોનિસ્થાનોમા ઉત્પન્ન થઇ દુઃખોને ભોગવે છે છતાં પણ સદા મૂઢ બનેલા જીવો ધર્મના વાસ્તવિક સ્વરૂપને જાણતા નથી. તેમ જ એ તરફ લક્ષ પણ રાખતા નથી. એમ શ્રી વીર પ્રભુએ દૃઢતાપૂર્વક ફરમાવેલ છે કંચન–સોનુ રૂપુ આદિ તથા સ્ત્રીઓ એ બધા મહામોહનાં નિમિત્તો છે તેથી તેનો ત્યાગ કરવામા પ્રમાદ કરવો નહિ. અપ્રમાદભાવથી મોક્ષના શાશ્વતાં સુખો પ્રાપ્ત થાય છે અને પ્રમાદથી (વિષય વાસનાથી) મૃત્યુ સંસાર, જન્મ મરણને વિચારી તથા શરીરની ક્ષણભંગુરતાને લક્ષમા રાખી બુદ્ધિમાન સાધકે પ્રમાદ કરવો નહિ (આત્મહિતરૂપ ધર્મારાધન–સંયમપાલનમા) હે શિષ્ય ! તું જાણ કે ભોગોમાં ક્યારેય તૃપ્તિનું સુખ છે જ નહિ. (ભોગોમાં તૃપ્તિ છે જ નહિ) પરંતુ ભોગો ભોગવવાથી લાલસા–અતૃપ્તિ દોષની વૃદ્ધિ થાય છે તેથી હે મુનિ ! ભોગોમાં આસક્તિ રાખવી નહિ. તેમ જ ભોગોને તમે (શિષ્ય–મુનિઓ) મહાન ભયરૂપ સમજો. ભોગો જ સંસાર પરિભ્રમણ રૂપ જન્મ મરણના હેતુ રહેલા છે તેથી અનાસક્ત ભાવથી શુદ્ધ સંયમનું પાલન કરવું એ જ સાધકનું તથા માનવભવનું કર્તવ્ય છે.

णातिवाएज्ज कंचण, एस वीरे पसंसिए जे ण णिव्विज्जति आदाणाए ॥१०६॥

શબ્દાર્થ (૧) કોઇપ્રાણીની (૨) હિંસા કરે નહિ (૩) વીરપુરુષ (૪) પ્રશંસિત બને છે (૫) જે વ્યક્તિ (૬) સંયમમાં (૭) ખેદ કરતા નથી (૮) તે.

ભાવાર્થ – જે સંયમી સાધક કોઇપણ જીવની હિંસા કરે નહિ, ત્રાસ આપે નહિ. સંયમપાલનમા કોઇ પ્રકારનો ખેદ કરવા

નથી એવા પરાક્રમી મુનિઓ ઇન્દ્રાદિ દ્વારા પ્રશંસનીય બને છે. જ્યાં ભોગોની નિવૃત્તિ ત્યાં જ અહિંસક ભાવ હોઇ શકે છે. તથા સંયમનું શુદ્ધ પાલન થઇ શકે છે. એમ વિચારી સાધકોએ તથા આત્માર્થી મુમુક્ષુ જીવોએ ભોગોથી દૂર રહેવા ઉપયોગવંત રહેવું, એ આત્મહિતનુ કર્તવ્ય છે

**ण मे देत्ति ण कुप्पेज्जा, थोवं लद्धुं ण खिंसए, पडिसेहिओ परिणमिज्जा पडिलाभिओ परिणमिज्जा एयं मोणं समणुवासिज्जासि त्ति बेमि ॥१०७॥**

**શબ્દાર્થ** · (૧) આહારિદિ ન આપે (૨) ન (૩) ક્રોધ કરે (૪) ઓછું (૫) પ્રાપ્ત (૬) ન કરે (૭) નિંદા (૮) નિષેધ કરે (૯) પાછો વળે (૧૦) પ્રતિલાભે (૧૧) પાછો વળે (૧૨) આ પ્રમાણે (૧૩) સંયમ (૧૪) આચાર પાલન કરે

**ભાવાર્થ** ·– સંયમી સાધક પોતાના સયમ નિર્વાહ માટે ઉપયોગી અને નિર્દોષ આહારાદિ સાધન લેવા ગૃહસ્થના ઘેર યાચના કરવા જતાં આહારાદિ વસ્તુઓ આપવા ગૃહસ્થ નિષેધ કરે, તો તેના ઉપર ક્રોધ કરે નહિ તેમ જ જરૂરિયાત પૂરતા આહારાદિ ન મળે અથવા ઓછા મળે તો ગૃહસ્થની નિંદા ન કરે, પરંતુ તરત ત્યાંથી પાછો વળે અને ગૃહસ્થ તરફથી આહારાદિ મળે તો પણ લઇ તરત પાછો વળે આ પ્રમાણે સયમના આચારનુ પાલન કરવા શ્રી ભગવતે ફરમાવેલ છે. સંયમીને સયમ પાલનમાં આહારાદિ વસ્તુઓની જરૂર હોય છે પરતુ તેમાં અનાસક્ત ભાવ રાખી આહારાદિનો ઉપયોગ કરે તો તે સંયમ સાધન ગણાય પરંતુ તેમાં જો આસકત ભાવ રહે તો તે ભોગ ગણાય અને વસ્ત્રપાત્રમા મમત્વ રહે તો તે ઉપકરણ નહિ પરંતુ પરિગ્રહ ગણાય પરિગ્રહ સચયનો

મમત્વ એ સંયમમાં દૂષણરૂપ છે. સંયમથી પતિત કરાવનાર છે એમ સમજી સંયમી મુનિએ ઉપકરણ આદિ વસ્તુઓમાં આસક્ત ભાવ રાખવો નહિ. તેમ જ દાતાની પ્રશંસા કરવી નહિ એ પ્રમાણે સંયમનું આરાધન સાધુ સમાચારીપૂર્વક ઉપયોગથી કરવું તે સંયમીનું સાચું કર્તવ્ય છે.

ચોથો ઉદ્દેશો સમાપ્ત

# પાંચમો ઉદ્દેશો

जमिणं¹ विरूवरूवेहिं² सत्थेहिं³ लोगस्स⁴ कम्मसमारंभा⁵ कज्जंति⁶, तंजहा⁷ अप्पणो⁸ से पुत्ताणं⁹, धूयाणं¹⁰, सुण्हाणं¹¹, नाईणं¹², धाईणं¹³, राईणं¹⁴ दासाणं¹⁵, दासीणं¹⁶, कम्मकराणं¹⁷, कम्मकरीणं¹⁸, आएसाए¹⁹ पुढो²⁰ पहेणाए²¹ सामासाए²², पायरासाए²³, संनिहिसंनिचओ²⁴ कज्जइ²⁵, इहमेगेसिं²⁶ माणवाणं²⁷ भोयणाए²⁸ ॥ ॥१०८॥

શબ્દાર્થ (૧) અકસ્માત (૨) અનેક પ્રકારનાં (૩) શસ્ત્રો દ્વારા (૪) પોતાના શરીરને માટે, ભોજન આદિ (૫) કાર્યોના (૬) સમારંભ કરે છે (૭) તે જેમકે (૮) પોતાના (૯) પુત્રો માટે (૧૦) પુત્રીઓ (૧૧) પુત્રવધૂ (૧૨) જ્ઞાતિજન, (૧૩) ધાત્રી (૧૪) રાજા, (૧૫) દાસ, (૧૬) દાસી, (૧૭) નોકર (૧૮) નોકરાણી (૧૯) મહેમાનો (૨૦) પૃથક્ પૃથક્ (૨૧) પુત્રાદિના લાગો (૨૨) સાંજના ભોજન (૨૩) સવારનાં ભોજન એ સવ માટે (૨૪) સંગ્રહ (૨૫) કરે છે (૨૬) આ લોકમાં (૨૭) કેટલાએક (૨૮) મનુષ્યો (૨૯) ભાજ્યા ભોજન કરાવવા માટે

**ભાવાર્થ** :– હે જમ્બૂ! ગૃહસ્થો પોતાના શરીરને માટે, તથા પોતાના પુત્રો, પુત્રીઓ, પુત્રવધૂઓ, જ્ઞાતિજનો, ધાત્રીઓ, રાજાઓ, દાસો, દાસીઓ, નોકરો, નોકરાણીઓ, મહેમાનો તથા પુત્રાદિકના અલગ અલગ ભાગો માટે, સાંજના ભોજન માટે, સવારના ભોજન માટે, કેટલાંએક મનુષ્યોને ભોજન કરાવવા એ બધાને માટે આ સંસારમાં કેટલાંએક મનુષ્યો વિવિધ પ્રકારનાં શસ્ત્રો દ્વારા પચન પાચન આદિ (આહારાદિના) કર્મ સમારંભો ભોજન આદિ ઉપભોગ માટે તથા વિવિધ પ્રકારનાં પ્રયોજન માટે કરે છે અને સંગ્રહ કરવા સમારંભો કરી સંચય કરે છે, આવો સંસારી જીવોનો સંસાર વ્યવહાર આરંભ અને પરિગ્રહમય છે તે બધા સમારંભો અને પરિગ્રહ સંચય સંસારવૃદ્ધિના હેતુઓ છે. એમ જાણીને સાધકોએ આરંભ પરિગ્રહથી તથા સંસારીઓના સંગથી દૂર રહેવું, તે હિતકારક જાણવું.

**समुट्ठिए[1] अणगारे[7] आरिये[2] आरियपन्ने[3] आरियदंसी[4] अयं[5] संधिति[6] अदक्खु, से[8] नाईए[9] नाइयावए[10] नादियंतं[11] समणुजाणइ, सव्वामगंधं[12] परिन्नाय[13] निरामगंधो[14] परिव्वए[15] ॥ ॥१०९॥**

**શબ્દાર્થ** (૧) સંયમમાં ઉદ્યમવંત (૨) આર્ય (૩) પવિત્ર બુદ્ધિવાળા (૪) ન્યાયદર્શી (૫) આ ભવ ટાણું છે (૬) એમ પરમાર્થના જાણનાર (૭) સાધુ દોષિત આહાર (૮) ગ્રહણ ન કરે (૯) અન્યને ગ્રહણ કરાવે નહિ દોષિત આહાર ગ્રહણ કરનારને (૧૦) ભલું (૧૧) ન જાણે (૧૨) આધાકર્મી દોષોને (૧૩) જાણી (૧૪) નિર્દોષપણાથી (૧૫) સંયમનું પાલન કરે

**ભાવાર્થ** :– સંયમમાં ઉદ્યમવંત આર્ય પવિત્ર બુદ્ધિવાળા, ન્યાયદર્શી, આ મનુષ્યભવ મોક્ષની સંધિ છે એમ પરમાર્થના જાણનાર સાધુ–અણગાર દોષવાળા આહારને ગ્રહણ કરે નહિ, અન્યને ગ્રહણ

કરાવે નહિ, દોષિતઆહાર ગ્રહણ કરનારને અનુમોદન આપે નહિ. સર્વ પ્રકારના અશુદ્ધ આધાકર્માદિ દૂષણોને જાણી તે સર્વ દોષોને ત્યાગી નિર્દોષપણે સંયમનું પાલન કરવું એવો શ્રી ભગવતનો ઉપદેશ છે

अदिस्समाणे कयविक्कएसु, से ण किणे ण किणावए, किणंतं न समणुजाणइ ॥११०॥

શબ્દાર્થ (૧) ખરીદ અને વેચાણની ક્રિયામાં અલિપ્ત (૨) રહે (૩) સાધુ (૪) ખરીદ ન કરે (૫) ખરીદ કરાવે નહિ (૬) ખરીદ કરનારને (૭) અનુમોદન ન આપે

ભાવાર્થ :– મુનિ કોઈપણ વસ્તુ વેચાણ લેવાની કે વેચવાની ક્રિયાથી અલગ રહે સાધુ કોઈ વસ્તુ વેચાતી લે નહિ, કોઇ વસ્તુ વેચે નહિ તેમ જ અન્ય પાસે ખરીદ અગર વેચાણ કરાવે નહિ. ખરીદ કરનાર કે વેચાણ કરનારને અનુમોદન આપે નહિ ક્રયવિક્રય કરનાર ગૃહસ્થની કોટિમાં ગણાય છે પોતાના સંયમના ઉપકરણો પણ વેચાણ ન લે તેમ જ વેચાણ ન કરે. સાધુ અકિંચન ભાવમાં જ હોય આવો સાધુનો આચાર જાણી ખરીદ કે વેચાણની ક્રિયાથી મુનિ દૂર રહે

से भिक्खू कालन्ने बलन्ने मायन्ने खेयन्ने खणयन्ने विणयन्ने ससमयन्ने परसमयन्ने भावन्ने परिग्गहं ममायमाणे कालाणुट्ठाई अपडिन्ने दुहओ छेत्ता नियाइ ॥ ॥१११॥

**શબ્દાર્થ** : (૧) સાધુ (૨) સમયના જાણનાર (૩) શક્તિના જાણનાર (૪) માત્રાના જાણનાર (૫) ક્ષેત્રને જાણનાર (૬) અવસરને જાણનાર (૭) વિનયને જાણનાર (૮) સ્વશાસ્ત્રના જાણ (૯) પરમતના શાસ્ત્રના જાણ (૧૦) અભિપ્રાયના જાણ (૧૧) પરિગ્રહ (૧૨) મમત્વરહિત (૧૩) યથાવસર ક્રિયાકરનાર (૧૪) નિયાણારહિત (૧૫) રાગદ્વેષ (૧૬) છેદી (૧૭) મોક્ષ નજીક પહોચે છે

**ભાવાર્થ** :– હે જમ્બૂ! પૂર્વોકત ગુણવિશિષ્ટ સાધુ હોય છે તે કાળ, બળ, શકિત, માત્રા, (આહારનુ પ્રમાણ) ક્ષેત્ર, અવસર, જ્ઞાનાદિવિનય, સ્વશાસ્ત્ર, અન્યદર્શનીઓનાં શાસ્ત્ર તથા અન્યના અભિપ્રાયોને જાણનારા છે તથા પરિગ્રહમમત્વ રહિત, યથાવસર ક્રિયા–અનુષ્ઠાનો કરનાર, નિરાસકત બની રાગદ્વેષરૂપ બધનને છેદી, સંયમમાં પરાક્રમ ફોરવી મોક્ષમાર્ગમાં અવિરત ગતિથી વધતા થકા મોક્ષ સન્મુખ થઇ શીઘ્રતાથી મોક્ષગતિને પ્રાપ્ત કરે છે.

**वत्थं[१] पडिग्गहं[२] कम्बलं[३], पायपुंछणं[४], उग्गहणं[५] च कडासणं[६] एएसु[७] चेव जाणिज्जा[८] ॥११२॥**

**શબ્દાર્થ** (૧) વસ્ત્ર (૨) પાત્ર (૩) કમ્બલ (૪) રજોહરણ (૫) સ્થાનક (૬) શય્યા આસન વિ (૭) ગૃહસ્થ પાસે (૮) વિવેકપૂર્વક યાચના કરે

**ભાવાર્થ** :– સયમી સાધુ સયમના ઉપકરણો ઉપયોગી વસ્ત્ર, પાત્ર, કમ્બલ, રજોહરણ સ્થાનક, શય્યા આસન વગેરે સચયકરનાર, ગૃહસ્થો પાસેથી વિવેક પૂર્વક યાચના કરી, નિર્દોષ જાણી ગ્રહણ કરે. સયમીને દરેક જોઇતા સાધનો યાચના સિવાય લઇ શકાતા નથી

**लद्धे[२] आहारे[१] अणगारो[३] मायं[४] जाणिज्जा[५], से जहेयं[६] भगवया[७] पवेइयं[८], लाभुत्ति[९] न[११] मज्जिज्जा[१०], अलाभुत्ति[१२] न सोइज्जा[१३],**

**बहुंपि लद्धुं न निहे परिग्गहाओ अप्पाणं अवसक्किज्जा**
**अण्णहा णं पासए परिहरिज्जा ॥११३॥**

**શબ્દાર્થ** (૧) આહાર (૨) પ્રાપ્તિમાં (૩) સાધુ (૪) માત્રાને (૫) જાણે (૬) એમ (૭) ભગવંતે (૮) કહેલ છે (૯) આહાર મળતાં (૧૦) અભિમાન (૧૧) ન કરે (૧૨) નહિ મળતાં (૧૩) શોક ન કરે (૧૪) અધિક (૧૫) પ્રાપ્ત થતાં (૧૬) સંગ્રહ ન કરે (૧૭) પરિગ્રહથી (૧૮) આત્માને (૧૯) દુર રાખે ઉપકરણોમાં મમત્વ ન રાખે (૨ ) પરિગ્રહરૂપ (૨૧) ન જોતાં (૨૨) મમત્વનો ત્યાગ કરે.

**ભાવાર્થ** :- આહારાદિ ગ્રહણ કરવાના સમયે આહારના પ્રમાણને પોતાને કેટલા આહારથી સંતોષ થશે, તે જ્ઞાનથી જાણીને પોતાના પૂરતો મર્યાદિત આહાર લેવો, એવું શ્રી ભગવંતે ફરમાવેલ છે તથા આહારની પ્રાપ્તિ સારી રીતે થતાં અભિમાન કરે નહિ, કે હું કેવો લબ્ધિવંત છું અને આહાર ન મળે અથવા ઓછો મળે તો ખેદ ન કરે, દીનતા ન લાવે અને કદાચિત્ આહારની માત્રા વિશેષ પ્રમાણમાં પ્રાપ્ત થયેલ હોય તો સંગ્રહ ન કરે. પરિગ્રહથી પોતાના આત્માને દૂર રાખે ધર્મોપકરણને પરિગ્રહરૂપમાં ન જુવે, એટલે ધર્મોપકરણમાં મમત્વ ન રાખે ઉપકરણોને સંયમના સાધનો સમજી મમત્વભાવનો ત્યાગ કરે.

**एस मग्गे आरिएहिं पवेइए जहेत्थ कुसले**
**नोवलिंपिज्जासि त्ति बेमि ॥११४॥**

**શબ્દાર્થ** (૧) આ (૨) માર્ગ (૩) શ્રી તીર્થંકર દેવોએ (૪) બતાવેલ છે (૫) તેમાં પ્રવૃત્તિ કરનારા (૬) કુશળ સાધક કર્મબંધનથી (૭) લેપાતા નથી.

**ભાવાર્થ** – આ મોક્ષમાર્ગ શાશ્વત સાદિ અનંત સુખ પમાડનાર છે તે શ્રી તીર્થંકર દેવોએ પ્રતિપાદન કરેલ છે આ

માર્ગમાં પ્રવૃતિ કરવાવાળાં કુશળ સાધકો કર્મમલથી લેપાતા નથી અને જન્મ-જરા-મરણનાં-સંસાર પરિભ્રમણનાં દુઃખોથી છૂટી જાય છે. આ માર્ગ આરંભ અને પરિગ્રહ રહિત અણારંભી, અપરિગ્રહી, અકષાયી, મૈત્રીભાવ વધારનાર, આત્મવત્ સર્વભૂતેષુ, માનવારૂપ, અહંભાવ મમત્વભાવ રહિત, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ રમણતારૂપ રહેલ છે, પરભાવને છોડાવી સ્વભાવમા સ્થિર કરાવનાર આ માર્ગ છે.

**कामा[1] दुरतिक्कमा[2], जीवियं[3] दुप्पडिबूहगं[4], कामकामी[5] खलु[6] अयं पुरिसे[7], से सोयइ[8], जूरइ[9], तिप्पइ[10], पिट्टइ[11], परितप्पइ[12] ॥११५॥**

**શબ્દાર્થ** (૧) કામભોગો છોડવા (૨) અતિ વિકટ છે (૩) જીવન (૪) વધારી શકાય તેમ નથી (૫) વિષયોના (૬) લોલુપી (૭) જીવો (૮) શોક કરે છે (૯) વિલાપ કરે છે (૧૦) લજ્જા છોડી દે છે (૧૧) પીડા પામે છે (૧૨) પરિતાપ પામે છે

**ભાવાર્થ** – હે જમ્બૂ! ઇન્દ્રિયના વિષયોનો ત્યાગ કરવો અતિ દુષ્કર છે, મનુષ્યજીવન-આયુષ્ય એક ક્ષણ પણ વધારી શકાય તેમ નથી એમ જાણી સાધક આત્માએ જાગૃત રહેવા જરૂર છે. વિષયોના લોલુપી જીવો વિષયોના સાધનો પ્રાપ્ત કરવાની ચિંતાથી વ્યાકુળ બનેલા મનોજ્ઞ સાધનો નહિ મળતા અથવા પ્રાપ્ત થયેલ સાધનોનો નાશ થતા શોક કરે છે, ઝુરે છે, મર્યાદાભ્રષ્ટ થઈ લજ્જા છોડી દે છે અને આર્ત દુઃખનો અનુભવ કરતા થકા જીવન વીતાવે છે એમ જાણી સાધક પુરુષોએ તથા આત્માર્થી જીવોએ ભોગોપભોગની લાલસાનો ત્યાગ કરી ભોગથી દૂર રહેવુ તે આત્માને માટે હિતકારક છે, આવો શ્રી ભગવંતનો ઉપદેશ છે

आययचक्खू लोगविपस्सी लोगस्स अहोभागं जाणइ, उड्ढंभागं जाणइ, तिरियंभागं जाणइ, गढिए लोए अणुपरियट्टमाणे संधिं विदित्ता इह मच्चिएहिं एस वीरे पसंसिए जे बद्धे पडिमोयए ॥११९॥

શબ્દાર્થ (૧) દીર્ઘદર્શી (૨) સંસારવિચિત્રતાના જાણનાર (૩) લોકના (૪) અધોભાગને (૫) જાણે છે (૬) ઉર્ધ્વભાગને (૭) જાણે છે (૮) તિરછાભાગને (૯) જાણે છે (૧૦) વિષયોમાં આસક્ત (૧૧) જીવ (૧૨) સંસાર પરિભ્રમણ કરે છે (૧૩) મોક્ષ અવસરને (૧૪) જાણી (૧૫) આ (૧૬) મનુષ્ય જીવનમાં (૧૭) વિષયોથી દૂર રહેનાર (૧૮) વીરપુરુષ (૧૯) પ્રશંસનીય (૨૦) સંસાર બંધનથી બંધાયેલાને (૨૧) મુક્ત કરે છે

ભાવાર્થ – દીર્ઘદર્શી સાધક સંસારના વિચિત્ર સ્વરૂપને જાણનાર, લોકના અધોભાગને તથા ઉર્ધ્વભાગને તથા તિરછાભાગને જાણે છે (જીવો તે તે સ્થાનોમાં કયા કારણોથી વારંવાર ઉત્પન્ન થાય છે તેના જાણકાર છે) વિષયોમાં આસક્ત બનેલા જીવો વારંવાર સંસારમાં જન્મમરણ કરી દુઃખોને ભોગવતાં થકા પરિભ્રમણ કરે છે વળી મનુષ્ય જીવનરૂપ સુવર્ણ અવસર પ્રાપ્ત થયેલ છે તેની રહસ્યતા જાણી જે સાધક આત્માઓ, દીર્ઘદર્શી સાધકો વિષયોથી અલગ રહે છે વિષયોનો ત્યાગ કરે છે તે જ શૂરવીર અને પ્રશંસનીય છે જે આ સંસારના બંધનોથી બંધાયેલા જીવોને મુક્ત કરે છે તેઓ પ્રશંસનીય બને છે કામભોગોને દુઃખના હેતુ જન્મમરણ રૂપ સંસારવૃદ્ધિના કારણ રૂપ જાણી સાધક મુમુક્ષુ આત્માઓએ તેનો ત્યાગ કરવા તેને આત્મહિતનું કર્તવ્ય જાણવું કામભોગોનું સેવન કરવું એ તો અધમ ગતિનું જ કારણ છે પરંતુ કામભોગોની પ્રાર્થના કરનાર-ઇચ્છા કરનારની ગતિ પણ (શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર અ. ૯ ગાથા ૫૩માં) અધમ કહેલ છે

१ २ ३ ४ ५ ६ ७ ८ ९
**जहा अंतो तहा बाहिं जहा बाहिं तहा अंतो अंतो**
१० ११ १२ १३ १४ १५
**पूतिदेहंतराणि पासति पुढोवि सवंति पंडिए पडिलेहए ॥ ॥११७॥**

**શબ્દાર્થ :** (૧) જેમ શરીર (૨) અંદરના ભાગમાં અસાર છે (૩) તે જ રીતે (૪) બહાર રહેલું છે (૫) જેવુ (૬) બહાર છે (૭) એવું જ (૮) અદર છે (૯) અદર (૧૦) અદરની સ્થિતિ અશુદ્ધ (૧૧) જણાય છે એમ જ બહારના ભાગમા શરીરના (૧૨) અલગ અલગ દ્વારથી અશુભ પદાર્થો (૧૩) વહ્યા કરે છે (૧૪) આ રીતે પડિત પુરુષો (૧૫) શરીરના સ્વરુપને સમજે

**ભાવાર્થ** :– મનુષ્યના ઔદારિક શરીરની અદરના ભાગમાં દુર્ગંધી પદાર્થો ભરેલા છે, અસાર છે એવી જ રીતે શરીરના બાહ્ય ભાગોમા પુરુષોને નવ દ્વારોથી અને સ્ત્રીઓને અગીયાર દ્વારો પૈકી નવદ્વારોથી દુર્ગંધી–ખરાબ પદાર્થો શરીરના અલગ અલગ સ્થાનો-માંથી અવિરત–સતત–નિરતર વહ્યા કરે છે. નીકળતા રહે છે એટલે શરીર બાહ્યથી તેમ જ અદરથી અસાર છે. આ શરીરને ગમે તેવા શ્રેષ્ઠ સુગંધી પદાર્થોથી લિપ્ત કરો તથા વસ્ત્રથી સુશોભિત રાખવા પ્રયત્ન કરે છતાં, લિપ્ત કરેલાં સુગધી પદાર્થો તથા વસ્ત્રો શરીરના સ્પર્શથી દુર્ગંધમય બની જાય છે અને શરીર પણ પરસેવાથી દુર્ગંધી બની જાય છે શરીર કયારે નિર્બળ થઇ કામ નહિ આપે તે પણ અનિશ્ચિત છે વળી વહેલુ કે મોડુ નષ્ટ તો થવાનુ જ છે આવા પ્રકારની શરીર સ્થિતિને જાણી, તેના ઉપરનું સમત્વ ત્યાગી, શારીરિક સ્થિતિ સારી હોય ત્યા સુધીમા ધર્મ આરાધન કરી લેવુ એ જ શ્રેયકારી છે અનતકાળથી ચારગતિમા પરિભ્રમણરૂપ જન્મમરણાદિનાં દુખોનો નાશ–ક્ષય કરવાના સાધનરૂપ આ અમૂલ્ય માનવભવ અને ઔદારિક–મનુષ્યશરીર પ્રાપ્ત થયેલા છે તે અમૂલ્ય અવસરને જાણીને, સસારવર્ધક, જન્મ મરણના ઉત્પાદક, પાંચેઇન્દ્રિયના વિષયોનાં ક્ષણિક

સુખોના ભોગવટાથી અસંખ્ય કે અનંતકાળના દુઃખો ઉત્પન્ન થાય છે, એમ જાણી પાંચઇન્દ્રિયના વિષયોનો ત્યાગ કરી આત્માના કલ્યાણ માટે, સુખ માટે સમાધિ માટે, આરંભ પરિગ્રહનો ત્યાગ કરવો. અમૂલ્ય માનવભવના ઔદારિક શરીરની સહાયથી જ્ઞાન, દર્શન ચારિત્ર, તપરૂપ ધર્મ આરાધન કરી માનવભવને સફળ બનાવવા ઉપયોગવંત રહેવું એ જ જ્ઞાનપ્રાપ્તિનો ઉપદેશ સાંભળવાનો, શાસ્ત્ર વાચનનો સાર છે એમ જાણવું અને તેને જ માનવભવનું સાચું કર્તવ્ય જાણવું.

से मइमं परिन्नाय मा य हु लालं पच्चासी, मा तेसु तिरिच्छमप्पाणमावायए ॥११८॥

**શબ્દાર્થ** (૧) પૂર્વોક્ત (૨) જાણી (૩) બુદ્ધિમાન (૪) લાળને (૫) પુનઃ ચૂસે (૬) નહિ (૭) જ્ઞાનાદિક્રિયાથી (૮) આત્માને (૯) અલગ (૧૦) ન (૧૧) કરે.

**ભાવાર્થઃ**– બુદ્ધિમાન સાધકોએ કામભોગોના સ્વરૂપને જાણી [બાળક જેમ બહાર કાઢેલી લાળને પાછી ચૂસી લે છે પરંતુ સમજુ માણસ તેમ કરતો નથી તેમ] ત્યાગ કરેલા વમન કરેલા કામભોગોને બાળકની લાળ સમાન જાણી, ઝેર સમાન જાણી કોઇ પણ પ્રસંગે ગ્રહણ કરવા નહિ, સેવન કરવા નહિ, પરંતુ તેની અભિલાષા પણ કરવી નહિ. કદાચ ઉદય ભાવમાં એવો પ્રસંગ ઉત્પન્ન થાય તો તેમાંથી પોતાના આત્માને અલગ રાખવો એટલે કે જ્ઞાન દર્શન ચારિત્રરૂપ સંયમભાવથી પોતાના આત્માને અલગ ન કરવો. જેમ અગંધન કુળના સર્પો વમેલા વિષને [મૃત્યુને પસંદ કરીને પણ] ગ્રહણ કરતા નથી તિર્યંચની જાતિ હોવા છતાં પોતાની ટેકને છોડતા નથી એમ જાણી સાધકે પોતાની લીધેલ પ્રતિજ્ઞાનું પાલન કરવા ઉપયોગવંત રહી કામભોગોની ઇચ્છા કરવી નહિ. ત્યાગમાર્ગમાં સાધકની સામે અનેક પ્રકારની ઇષ્ટ અનિષ્ટ પરિસ્થિતિઓ ઉપસ્થિત થાય છે તે કારણે

સાધકને ત્યાગ માર્ગથી પતિત થવાની સભાવના રહે છે પૂર્વના સયોગો પ્રબળ હોય તો એ સયોગો સમય પ્રાપ્ત થતા સાધકને સાધનામાર્ગથી સ્ખલિત કરાવવામા નિમિત્તરૂપ બને છે તેથી સાધકને સતત જાગૃત રહેવાની જરૂર છે, મનુષ્યોના મન અતિ ચચળ હોય છે વાયુના વેગથી પણ મનનો વેગ વિશેષ હોય છે સમુદ્રમા ઉત્પન્ન થતી લહેરીયો સમાન મનુષ્યોને અનેક વિચારો ઉત્પન્ન થાય છે અને વિલીન થાય છે ધર્મશ્રવણ, શાસ્ત્રવાચન, સ્વાધ્યાય વિ ના યોગ સમયે મનમાં પ્રશસ્ત વિચારો ઉદ્ભવે છે પશ્ચાત્ અમુક ક્ષણોમાં સસારભાવના મોહ તૃષ્ણાના સકલ્પ વિકલ્પો ઉદ્ભવે છે આવા પ્રકારની મનની ચચળતાના કારણે અનર્થ ઉત્પન્ન થઇ સયમી સાધક સયમથી પતિત થાય છે આવા પ્રકારે અનેક સાધકો પોતાના સ્થાનથી ભ્રષ્ટ થઇ ત્યાગમાર્ગને છોડી દે છે તેથી શાસ્ત્રકાર ફરમાવે છે કે મનની ચચળ પ્રવૃત્તિને રોકવા માટે પ્રબળ વરાગ્યભાવના અને સતત જ્ઞાનાદિ અભ્યાસની જરૂર છે. જ્યારે આત્મા વૃત્તિઓને આધીન બને છે ત્યારે સયમની સારી સાધનાને ધૂળમા મેળવી દે છે. એમ જાણી સયમી સાધકે સયમ પાલનમા સદા ઉપયોગવત રહેવુ, તે સાધકનુ કર્ત્તવ્ય છે આ ઉપદેશ શ્રી ભગવતે સાધકની જાગૃતિ માટે આપેલ છે આત્માર્થી જીવોએ પણ પોતાના વર્તમાનકાળના તથા ભવિષ્યકાળના સુખના માટે, સમાધિ માટે આ ઉપદેશને ગ્રહણ કરી કામભોગોથી દૂર થવા પ્રયત્નવત બનવુ એ જ સજ્જનનુ કર્ત્તવ્ય છે

कासंकासे[3] खलु[2] अयं[1] पुरिसे[4] बहुमाई[5] कडेण[6] मूढे[7] पुणो[8] तं[9] करेइ, लोहं[10] वेरं[11] वड्ढेइ[12] अप्पणो । जमिणं[13] परिकहिज्जइ[14] इमस्स[15] चेव[16] पडिबूहणयाए,[17] अमरायइ,[18] महासड्ढी[19] अट्टमेतं[20] पेहाए,[21] अपरिन्नाय[22] कदति[23] से जाणह[24] जमह[25] बेमि[26] ॥

॥११९॥

**શબ્દાર્થ** (૧) કામીપુરૂષ (૨) નિશ્ચય (૩) આ કાર્ય કર્યું આ કાર્ય કરીશ (૪) બહુમાયા (૫) અશુભ કાર્યો (૬) મૂઢ (૭) વારવાર (૮) હિંસા (૯) કરે છે (૧૦) લોભથી (૧૧) વૈર (૧૨) વૃદ્ધિ (૧૩) પોતાના આત્મા સાથે (૧૪) જેથી એમ (૧૫) કહેવાય છે (૧૬) ક્ષણભંગુર શરીરને (૧૭) પુષ્ટ બનાવવા (૧૮) અજરઅમર ભોગોમાં તીવ્ર (૧૯) ઇચ્છાવાળો (૨૦) દુખી (૨૧) જાણી (૨૨) સત્ય સ્વરુપના અજાણ (૨૩) શોક કરે છે (૨૪) એમ જાણો (૨૫) એમ (૨૬) હું કહું છું

**ભાવાર્થ** – કામભોગોમાં આસક્ત કામી પુરુષ સંકલ્પ વિકલ્પ કર્યા કરે છે આ કાર્ય કર્યું, આ કાર્ય હજી કરવુ છે, આવી ચિંતાથી સદા વ્યાકુળ રહે છે અને અતિ માયાનુ સેવન કરતો મહા કર્તવ્યમૂઢ બની સંસાર પરિભ્રમણની વૃદ્ધિરૂપ હિંસાદિક સાવદ્ય અનુષ્ઠાનો વારવાર કરતો, લોભવશે કરી કષાયથી હિંસાદિક કાર્યોથી, પોતાના આત્માની સાથે વેરભાવ બંધનની વૃદ્ધિ કરી, જન્મ મરણાદિક દુઃખોની વૃદ્ધિ કરે છે આવો કામી પુરુષ મહા શઠ, ભોગોમાં પ્રબળ ઇચ્છાવાળો પોતાને [દેહને] અજર અમર માનતો આ ક્ષણભંગુર ઔદારિક શરીરને પુષ્ટ બનાવવાની ચિંતામા મગ્ન બની શોક કરે છે, ઝુરણા કરી દુઃખી થાય છે સમાધિ પ્રાપ્ત કરી શકતો નથી તેથી એમ કહેવાય છે કે સત્ય સ્વરૂપને નહિ જાણનાર જ્ઞાન રહિત જીવો વિષયોની પ્રબળ લાલસાથી શોકમા ચિંતામાં રહેતા થકા દુઃખોને ભોગવતા રહે છે એમ જાણી સાધક આત્માએ કામભોગોથી દૂર રહી ઉપયોગવંત બની સંયમપાલનમાં સાવધાન રહેવું એ સાધકનું કર્તવ્ય છે

**सेइच्छं पंडिए पवयमाणे, से हंता, छित्ता, भित्ता, लुंपइत्ता, विलुंपइत्ता, उद्दवइत्ता, अकडं करिस्सामि त्ति मन्नमाणे जस्स वि य णं करेइ, अलं बालस्स संगेणं, जे वा से कारेइ बाले, ण एवं अणगारस्स जायइ त्ति बेमि ।** ॥१२०॥

**શબ્દાર્થ :** (૧) પંડિત (૨) કામશમનનો (૩) ઉપદેશ કરતો (૪) જીવોને હણે છે (૫) અવયવોનુ છેદન (૬) ભેદન કરે છે (૭) લૂટે છે (૮) વિશેષ પ્રકારે લૂટે છે (૯) પ્રાણરહિત કરે છે (૧૦) કોઇએ નહિ કરેલ (૧૧) કાર્ય કરીશ (૧૨) એમ (૧૩) માનતા (૧૪) જેને તેને (૧૫) ઉપદેશ આપે છે (૧૬) અજ્ઞાનીની (૧૭) સંગત (૧૮) ન કરવી (૧૯) સોબત કરનારની પણ સગત ન કરવી (૨૦) અજ્ઞાનીની (૨૧) ન કલ્પે (૨૨) સાચા ગૃહત્યાગીસાધુને કામશમનનો (૨૩) આવો ઉપદેશ આપવો (૨૪) એમ હું કહું છુ

**ભાવાર્થ :–** અહો ભવ્યો ! આ જગત્મા કેટલાક કુમતિયો–અન્યતીર્થિઓ પરમાર્થને નહિ સમજનારા કામ શમાવાના ઉપદેશક બની પડિતપણાનુ અભિમાન રાખી બકવાદ કરતાં ઉપદેશક થઇ વિચરે છે અને જાણે અમે કઇ અપૂર્વ કામ કરીશુ એવો ડોળ ધરે છે તેઓ જીવોને હણનારા, કાપનારા, ભેદનારા, લૂટનારા વિશેષ લૂટનારા તથા પ્રાણરહિત કરનારા હોય છે એવા અજ્ઞાનીઓ કર્મ-પાશથી બધાય છે આવા અજ્ઞાનીઓની સોબત કરવી નહિ અજ્ઞાની-ઓની સોબત કરનારાઓની પણ સોબત કરવી નહિ અને જેઓ ગૃહવાસને ત્યાગી મુનિઓ થયેલા છે તેવા સાચા અણગારો–મુનિઓને આવો જીવઘાતરૂપ કામચિકિત્સા કરવાનો ઉપદેશ કરવો કલ્પતો જ નથી એમ હું કહું છુ

પાંચમો ઉદ્દેશો સમાપ્ત.

# છઠ્ઠો ઉદ્દેશો.

**से तं संबुज्झमाणे आयाणीयं समुट्ठाय तम्हा पाव-कम्मं नेव कुज्जा नेव कारवेज्जा ॥१२१॥**

**શબ્દાર્થ :** (૧) સાધક (૨) ઉપરોક્ત કહ્યા મુજબ (૩) સ્વરૂપને જાણી (૪) આદરવાયોગ્ય (૫) સયમ ગ્રહણકરી (૬) પાપકર્મ (૭) નહિ (૮) કરે (૯) નહિ (૧૦) કરાવે

ભાવાર્થ – હે જમ્બૂ! ઉપરોક્ત કહેવા મુજબ વસ્તુના સ્વરૂપને જાણી આદરણીય જ્ઞાન, દર્શન, ચારિત્રમય સંયમ ગ્રહણ કરી સંયમી સાધકે કોઈપણ જીવની હિંસા કરવી નહિ. કોઈપણ પાપકારી સાવદ્ય અનુષ્ઠાનો કરવાં નહિ અન્ય પાસે કરાવવા નહિ, પાપકાર્ય હિંસાદિ કાર્યો કરનારને ભલુ જાણવું નહિ. કારણ કે સંયમ ગ્રહણ સમયે સર્વથા આરંભ નહિ કરવા અને સર્વથા પરિગ્રહ નહિ રાખવા અને પાંચે મહાવ્રતો (અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ) નું પાલન કરવા તથા નવ નવ કોટીએ સંયમ ગ્રહણ કરનારને (દીક્ષા લેનારને) અઢારે પાપસ્થાનક નહિ સેવન કરવાના પ્રત્યાખ્યાન (પ્રતિજ્ઞા–પચ્ચક્ખાણ) ચતુર્વિધ સંઘ સમક્ષ પંચપરમેષ્ઠીની સાક્ષીથી સદ્‌ગુરુમુખથી અપાય છે તેથી સંયમી સાધકે લીધેલ પ્રતિજ્ઞાનું પાલન કરવા સતત્ જાગૃત રહી સંયમ પાલન કરવું જોઇએ

सिया[1] तत्थ[2] एगयरं[3] विप्परामुसइ[4], छसु[5] अण्णयरम्मि कप्पइ[6] ॥१२२॥

શબ્દાર્થ (૧) કદાચિત્ (૨) પાપારંભમાં છકાય જીવ પૈકી (૩) એકકાયનો (૪) સમારંભ કરે તે (૫) છએકાયનો (૬) કોઈ પણ આરંભ કરવાવાળા ગણાય

ભાવાર્થ :– પાપારંભમાં પ્રવૃત્ત જીવ છજીવનિકાય પૈકી કોઈપણ એક કાય ...નો કરનારને છએ જીવ નિકાયનો આરંભ કરનાર–હિંસા કરના...ી ભગવતે કહેલ છે તેમ જ એ હિંસાના કરનારા છએ જીવનિકાયમાં વારંવાર ઉત્પન્ન થઇ મૃત્યુને પામે છે એકેન્દ્રિયાદિ જીવોની હિંસા કરનારાઓને પાછે એકેન્દ્રિય જીવનિકાયમાં અનેકાનેકવાર ઉત્પન્ન થવું પડે છે ત્યાં છેદન ભેદન, અગ્નિમાં શેકાવું, બળવું આદિ અનેક દુખો ભોગવવા પડે છે એમ જાણી જીવહિંસાદિ

સાવદ્ય અનુષ્ઠાનોથી નિવૃત્ત થવા ઉપયોગવત રહેવું તે પોતાના આત્માને માટે કલ્યાણનુ કારણ છે.

**[1] सुहट्ठी [2] लालप्पमाणे [3] सएण [4] दुक्खेण [5] मूढे [6] विप्परियासमुवेइ, [7] सएण [8] विप्पमाएण [9] पुढो [10] वयं [11] पकुव्वइ, [12] जंसिमे [13] पाणा [14] पव्वहिया, [15] पडिलेहाए [17] नो [16] निकरणयाए, [18] एस [19] परिण्णा [20] पवुच्चइ, [21] कम्मोवसंती ॥१२३॥**

**શબ્દાર્થ :** (૧) સુખાર્થી (૨) બડબડાટકરતો (૩) સ્વકૃત (૪) દુ ખથી (૫) મૂઢ બની (૬) દુ ખી થાય છે (૭) પોતાના જ (૮) પ્રમાદથી'જ (૯) પૃથક્ પૃથક્ અવસ્થામા (૧૦) વ્રતોનો (૧૧) ભગ કરે છે (૧૨) જે અવસ્થાઓમા (૧૩) એ જીવો (૧૪) બહુ દુ ખી થાય છે (૧૫) વિચારી (૧૬) પરને પીડાકારી (૧૭) કાર્ય કરે નહિ (૧૮) એને જ (૧૯) જ્ઞાન (૨૦) કહેલ છે (૨૧) કર્મોનો ક્ષય થઇ શકે છે

**ભાવાર્થ** – વિષયસુખનો લોલુપી જીવ ઈન્દ્રિયજન્ય સુખો પ્રાપ્ત કરવા, બડબડાટ, દોડધામ કરનાર, અજ્ઞાની પોતાના જ હાથેથી ઉત્પન્ન કરેલ દુ ખોથી મૂઢ બની વિશેષ દુ ખનો અનુભવ કરે છે અને પોતાના જ કરેલ પ્રમાદથી પૃથક્ પૃથક્ વ્રતોનો ભગ કરનાર વિચિત્ર દુઃખી અવસ્થાનો અનુભવ કરતો પ્રાણી અત્યત દુ.ખી થાય છે એમ જાણી સાધક આવા સસારી જીવોના દુ ખોને જોઈ સમ્યક્ભાવે રહે અન્ય કોઇપણ નાના કે મોટા જીવોને પીડા ઉત્પન્ન થાય તેવા સાવદ્ય અનુષ્ઠાનો કરે નહિ એને જ સાચો વિવેક અને સમ્યગ્જ્ઞાન કહેલ છે. આવા જ્ઞાનથી તથા ચારિત્રપાલનથી જ અષ્ટકર્મોનો ક્ષય થઇ શકે છે અને શાશ્વતા મોક્ષના સુખો પ્રાપ્ત કરી શકાય છે એમ જાણી આરભ વાળા કાર્યોથી દૂર રહેવુ એ આત્માને માટે હિતકારક છે.

जे ममाइयमइं जहाइ से चयइ ममाइयं, से हु दिट्ठपहे मुणी जस्स नत्थि ममाइयं, तं परिन्नाय मेहावी विइत्ता लोग, वंता लोगसन्नं से मइमं परिक्कमिज्जासि त्ति बेमि ॥
॥१२४॥

શબ્દાર્થ (૧) જે મમત્વબુદ્ધિને (૨) છોડે છે (૩) તે (૪) મમત્વને (૫) છોડી શકે છે (૬) નિશ્ચયથી (૭) મોક્ષમાર્ગને જાણવાવાળા (૮) મુનિ છે (૯) જેને (૧૦) નથી તે (૧૧) મમત્વ (૧૨) એ પ્રકારે (૧૩) જાણી (૧૪) બુદ્ધિમાન મુનિ (૧૫) લોકના સ્વરૂપને (૧૬) જાણી (૧૭) છોડી (૧૮) લોકસંજ્ઞા (૧૯) બુદ્ધિમાન (૨૦) મુનિ (૨૧) સંયમમાં પરાક્રમ કરે (૨૨) એમ હું કહું છું

ભાવાર્થ :– હે જમ્બૂ ! જે કોઈ સાધક મમત્વ બુદ્ધિને છોડે છે તે મમત્વને છોડી શકે છે જેને મમત્વ નથી તે નિશ્ચયથી મોક્ષમાર્ગના જાણકાર મુનિ છે તેમ જ બુદ્ધિમાન મુનિએ લોકના સ્વરૂપને જાણી લોકસંજ્ઞાનો ત્યાગ કરી, વિવેકપૂર્વક સંયમ માર્ગમાં વિચરણ કરવું એમ હું કહું છું મમત્વ છે તે સંયમભાવને દૂષિત કરનાર છે એમ જાણી સંયમી સાધકે બાહ્ય કે અભ્યંતર પરિગ્રહમાં (શરીર પણ પરિગ્રહ રૂપ જાણવું) મમત્વ રાખવું નહિ અને નિર્મમત્વી બની ઉપયોગપૂર્વક સંયમ પાલન કરવું તે સાધકના આચાર અને કલ્યાણનું કારણ છે એમ જાણવું

नारइ सहइ वीरे, वीरे न सहइ रतिं । जम्हा अविमणे वीरे, तम्हा वीरे न रज्जइ ॥१२५॥

શબ્દાર્થ (૧) વીર સાધક (૨) સંયમમાં અરતિ (૩) સહન (૪) ન કરે (૫) વીરસાધક (૬) પરમાં રતિને (૭) સહન (૮) ન કરે (૯) મરઘ

(૧૦) શાંતચિત્ત રાખે (૧૧) વીરસાધક મુનિ (૧૨) પરપદાર્થમાં (૧૩) રતિ ન કરે (૧૪) વીરસાધક.

**ભાવાર્થ** :– પરાક્રમી વીર સાધકને કદાચિત્ સંયમમાં અરુચિ ઉત્પન્ન થાય તો તેની ઉપેક્ષા ન કરે, પરંતુ ઉપયોગવંત રહી અરુચિને દૂર કરે તેમ જ બાહ્ય પદાર્થોમાં રતિ ઉત્પન્ન થાય તો ત્યાં પણ ઉપેક્ષા નહિ કરતાં તે ભાવોને દૂર કરે, વીર સાધક શાંતચિત્ત રાખી સંયમમાં અરતિ અને વિષય સુખોમાં રતિ થવા દે નહિ. બને ભાવોમાં સમભાવ રાખે. રતિ અરતિના સ્વરૂપને જાણી સંયમમાં સ્થિરતા રાખે સાધકે પોતાનો ઉપયોગ જ્ઞાન, દર્શન ચારિત્ર, તપની રમણુતામાં–સ્વ-રમણુતામાં રાખવો બાહ્ય પદાર્થોમાં રાગ રાખવો નહિ. આવો સાધકનો આચાર છે સાધકનુ કર્ત્તવ્ય છે. એમ જાણી ઉપયોગ રાખી સંયમનુ પાલન કરવું.

**सद्दे[1] फासे[2] अहियासमाणे[3], निव्विंद[4] नंदिं[5] इह जीवियस्स[6] । मुणी[9] मोणं[7] समायाय[8] धुणे[11] कम्मसरीरगं[10] । पंतं[12] लूहं[13] सेवंति[14] वीरा[15] सम्मत्तदंसिणो[16], एस[17] ओहंतरे[19] मुणी[18] तिण्णे[20], मुत्ते[21], विरए[22] वियाहिए[23] त्ति बेमि[24] ॥१२६॥**

**શબ્દાર્થ** : (૧) શબ્દોને (૨) સ્પર્શોને (૩) સહન કરતા (૪) અસંયમી જીવનના (૫) પ્રમોદને (૬) ઘૃણાની દૃષ્ટિથી દેખે (૭) સંયમને (૮) ગ્રહણ કરી (૯) મુનિ (૧૦) કર્મરૂપ શરીરને (૧૧) ખંખેરે (૧૨) નીરસ (૧૩) લુખા આહાર (૧૪) સેવનકરનાર (૧૫) વીરો (૧૬) સમ્યગ્દર્શનીઓ (૧૭) આવા (૧૮) મુનિ (૧૯) પ્રવાહને (૨૦) તરી શકે છે પ્રવાહને તર્યા છે (૨૧) પાપકર્મથી મુક્ત (૨૨) પાપકર્મથી નિવૃત (૨૩) કહ્યા છે (૨૪) એમ હું કહું છું.

**ભાવાર્થ** – સંયમી જીવનમાં મોહક શબ્દો, મનોજ્ઞસ્પર્શો આદિ વિષયોની પ્રાપ્તિ થાય ત્યારે વિચાર કરવો કે અસંયમી જીવન

દુઃખના હેતુરૂપ છે. તથા સંસાર પરિભ્રમણ—જન્મ મરણના ચક્રાવા સમાન જાણી સમ્યક્ ભાવ રાગદ્વેષ કર્યા વિના કૃપાની દૃષ્ટિથી જોઈ, અસંયમીજીવનના આમોદ પ્રમોદ આદિ વિષયભાવોનો ત્યાગ કરે. વિષય સેવન—વિષયી ભાવો દુઃખના ઉત્પાદક જાણી તેનાથી અલગ રહે. સત્ય પુરુષાર્થી, સમ્યક્ તત્ત્વને જાણનારા, સંયમ ગ્રહણ કરી લૂખા સૂકા નીરસ આહારનું સેવન કરતા થકા સંયમની સમ્યગ્ રીતે આરાધના કરતા થકાં કર્મરૂપ શરીરને આત્માથી અલગ કરે છે. આવા પરાક્રમી સમ્યગ્દર્શની મુનિઓ સંસારરૂપ પ્રવાહને તરી જાય છે સંસાર પ્રવાહ તરવામાં સમર્થ બને છે. આરંભ અને પરિગ્રહથી મુક્ત થયેલા સંસાર પ્રવાહને તરી ગયા છે. પાપકર્મથી નિવૃત્ત થયેલા છે, દેહ—શરીર ઉપરના મમત્વ ભાવને છોડયા વિના સાચો ત્યાગ થઈ શકે નહિ. સંયમ આરાધન થઇ શકે નહિ. તેથી સંયમી સાધક મુનિએ સંયમ પાલનમાં સતત ઉપયોગ રાખવો અને અપ્રમત્ત ભાવે રહેવા પ્રયત્નવંત રહેવું, એમ હું કહું છું.

दुव्वसुमुणी अणाणाए, तुच्छए गिलाइ वत्तए। एस वीरे पसंसिए, अच्चेइ लोयसंजोगं एस नाए पवुच्चइ ॥ ॥१२७॥

શબ્દાર્થ (૧) મોક્ષ પ્રાપ્તિને અયોગ્યમુનિ (૨) આજ્ઞા નહિ માનનાર (૩) જ્ઞાનાદિરહિત હોવાથી (૪) ગ્લાની અનુભવે છે (૫) પૂછ્યાપ્રશ્નનો ઉત્તર દેતા (૬) દુનિયાની જંજાળથી (૭) જેઓ પર હોય છે (૮) એવા (૯) વીરો (૧૦) પ્રશંસનીય છે (૧૧) આવા પ્રકારનો (૧૨) તીર્થ કરનો ન્યાયમાર્ગ (૧૩) કહેવાય છે.

ભાવાર્થ – શ્રી તીર્થંકરદેવની આજ્ઞાને નહિ માનનાર સ્વચ્છંદી આચારવાળા મુનિ મોક્ષ પ્રાપ્તિને અયોગ્ય હોય છે. આવા મુનિઓ જ્ઞાનાદિગુણોથી રહિત હોવાથી, કોઇ પ્રશ્ન પૂછે તો પ્રત્યુત્તર દેવામાં ભય, સંકોચ અને ગ્લાનિ અનુભવે છે. આવા સ્વચ્છંદી

આચારવાળા સાધુએ પોતે સંસારસમુદ્રમાં ડૂબે છે અને તેઓને અનુસરનારાઓને પણ સંસારસમુદ્રમાં ડુબાડે છે એમ જાણી વીતરાગદેવની આજ્ઞાથી વિરૂદ્ધ વર્તનારા શિથિલાચારી સાધુઓથી દૂર રહેવું જેઓ વીતરાગદેવની આજ્ઞામાં રહે છે તેઓ દુનિયાની જંજાળ-વ્યવહારથી દૂર રહે છે એવા મુનિઓ પ્રશંસાને યોગ્ય છે અને આવા મુનિઓનુ સેવન કરવાથી કલ્યાણ સાધી શકાય છે. આવા પ્રકારનો શ્રી તીર્થંકરદેવનો પ્રતિપાદન કરેલ માર્ગ ન્યાયમાર્ગ છે.

३ ४ १ २ ५ ६ ७
**जं दुक्खं पवेइयं इह माणवाण तस्स दुक्खस्स कुसला**
८ ९ १० ११ १२ १३
**परिन्नमुदाहरंति इह कम्मं परिन्नाय सव्वसो ॥१२८॥**

**શબ્દાર્થ :** (૧) આ સંસારમાં (૨) મનુષ્યોને (૩) જે દુઃખો (૪) કહેલ છે (૫) તે (૬) દુઃખોથી છૂટવા (૭) કુશળસાધક (૮) જ્ઞાનથી જાણી (૯) ત્યાગ કરે છે (૧૦) આવા પ્રકારના (૧૧) દુ:ખના કારણ કર્મો છે (૧૨) જાણી (૧૩) ત્રણ કરણ ત્રણ યોગથી આશ્રવદ્વારોમાં પ્રવૃત્તિ ન કરે

**ભાવાર્થ** – આ સંસારમા જ્ઞાની પુરુષોએ મનુષ્યોને માટે દુઃખો ઉત્પન્ન થવાનાં જે કારણો બતાવ્યા છે તે દુઃખના કારણો-રાગદ્વેષ છે તે કારણો (પાંચઇન્દ્રિયના વિષયોની લાલસાથી થતા આરંભો જીવઘાત અને પરિગ્રહસંચય મમત્વથી થતા અશુભ આશ્રવો) ને કુશળ સાધક જ્ઞાનથી જાણીને પ્રત્યાખ્યાન રૂપ વિવેકથી ત્રણ કરણ અને ત્રણ યોગથી સર્વથા ત્યાગ કરે છે એ દુઃખો માત્ર પોતાના જ પ્રમાદથી બંધાયેલ કર્મોના વિપાક-ફળસ્વરૂપ છે એમ જાણીને આશ્રવોના સ્થાનોમા પ્રવૃત્તિ કરે નહિ અને વિવિધ પ્રકારના કર્મોના સ્વરૂપને વિચારે અને સર્વ પ્રકારના જ્ઞાનને પ્રાપ્ત કરી અન્ય જીવોને, આ વીતરાગ દેવોએ પ્રરૂપેલ ન્યાયમાર્ગનો, સર્વ જીવોના કલ્યાણને માટે સાધકે ઉપદેશ આપવો આ પ્રકારનો ઉપયોગ સર્વ સાધકોએ સતત રાખવો, જેથી ઉભયનુ શ્રેય થાય.

**जे अणन्नदंसी से अणण्णारामे, जे अणण्णारामे से अणन्नदंसी ॥१२९॥**

શબ્દાર્થ (૧) જે (૨) પરમાર્થદ્રષ્ટા છે (૩) તે મોક્ષમાર્ગમાંથી (૪) બહાર રમણ કરતા નથી અને (૫) જે મોક્ષ (૬) માર્ગથી બહાર રમણ કરતાં નથી (૭) એજ સાચા (૮) પરમાર્થદ્રષ્ટા છે

ભાવાર્થ – જે સાધકો પદાર્થોના તથા કર્મોના યથાર્થ સ્વરૂપને જાણનારા છે અને સદા સર્વથા પદાર્થના સ્વરૂપનો ઉપદેશ આપે છે એ જ પરમાર્થદર્શી છે તેઓ મોક્ષમાર્ગથી બહાર રમણ કરતાં નથી અને જેઓ મોક્ષમાર્ગથી બહાર રમણ કરતાં નથી તેઓ જ સાચા પરમાર્થદર્શી છે આત્મા તથા કર્મોના સ્વરૂપનું તથા સર્વપદાર્થના સ્વરૂપના જાણનાર તથા જ્ઞાન સહિત–ચારિત્રના પાલન કરનાર હોય તે જ પરમાર્થદર્શી કહેવાય.

**जहा पुण्णस्स कत्थति तहा तुच्छस्स कत्थति, जहा तुच्छस्स कत्थति तहा पुण्णस्स कत्थति ॥१३०॥**

શબ્દાર્થ (૧) જે રીતે રાજા પ્રધાન, શ્રીમંત વર્ગને (૨) ઉપદેશ આપે (૩) એવા જ પ્રકારે (૪) પક્ષપાત સિવાય સાધારણ વર્ગને (૫) ઉપદેશ આપે (૬) અને જે પ્રકારે (૭) સાધારણ વર્ગને ઉપદેશ (૮) આપે (૯) એવી જ રીતે (૧૦) રાજા પ્રધાન શ્રીમંતવર્ગને (૧૧) ઉપદેશ આપે

ભાવાર્થ – શ્રી તીર્થંકરદેવની આજ્ઞામાં રહેનાર મુનિ જે પ્રકારે રાજા પ્રધાન શ્રીમંત વર્ગને ઉપદેશ આપે એવા જ પ્રકારે એવા જ ભાવથી પક્ષપાત રાખ્યા સિવાય સાધારણ વર્ગના મનુષ્યોને, નિર્ધન મનુષ્યોને ઉપદેશ આપે અને સાધારણ વર્ગને, નિર્ધન મનુષ્યોને જે પ્રકારે ઉપદેશ આપે એવા જ પ્રકારે રાજા, પ્રધાન,

શ્રીમતવર્ગને ઉપદેશ આપે શ્રી તીર્થંકર દેવના પ્રરૂપિત મોક્ષમાર્ગમાં ક્યાંય પક્ષપાતને સ્થાન નથી આ મોક્ષમાર્ગમાં સમભાવ, મૈત્રીભાવ, માધ્યસ્થભાવ, કરૂણાભાવથી આત્મવત્ સર્વભૂતેષુના સિદ્ધાંતે સર્વ જીવો સાથે સમાનભાવ રાખી ન્યાયી ઉપદેશ આપેલ છે. કારણ કે જ્યાં કેવળજ્ઞાન કેવળદર્શન છે ત્યા રાગદ્વેષરૂપી કષાયને સ્થાન નથી. જ્યાં રાગદ્વેષ છે ત્યાં પક્ષપાત છે એમ જાણી રાગદ્વેષથી દૂર રહેવા સતત ઉપયોગ રાખવો તેને આત્મહિતનુ કારણ જાણવું.

**अवि य हणे अणाइयमाणे, एत्थ पि जाण सेयं ति नत्थि । केयं पुरिसे कं च नए? एस वीरे पसंसिए जे बद्धे परिमोयए, उड्ढं अहं तिरियं दिसासु ॥१३१॥**

શબ્દાર્થ : (૧) કદાચિત્ રાજાદિ (૨) અપમાન સમજી (૩) માર મારે (૪) વિધિ જાણ્યા વિના ઉપદેશ દેવામા (૫) કલ્યાણ (૬) નથી (૭) એમ સમજો સાભળનાર (૮) કોણ છે (૯) પુરુષ કયા દેવને માને છે (૧૦) ઉંચી (૧૧) નીચી (૧૨) તિરછી (૧૩) દિશામા (૧૪) કર્મબધનવાળાઓને (૧૫) જે (૧૬) મુક્ત કરે છે (૧૭) એ જ (૧૮) વીર (૧૯) પ્રશસાપાત્ર છે

**ભાવાર્થ** – ઉપદેશક ઉપદેશ આપવાની વિધિને જાણ્યા વિના તથા શ્રોતાઓના અભિપ્રાય જાણ્યા વિના અથવા શ્રોતા કોણ છે, કયા ધર્મને માને છે, કયા દેવને ભજે છે? એ સર્વ હકીકત જાણ્યા વિના ઉપદેશ આપવાથી ઉપદેશકને માટે શ્રેય નથી કારણ કે કોઇ રાજા અથવા મત્રી આદિ ઉપદેશ સાભળવા આવ્યા હોય સાંભળનાર રાજા તથા મત્રી આદિને ઉપદેશવાથી તેમનું પોતાનું અથવા પોતાના ધર્મનુ અપમાન થવાનુ સમજવામા આવે તો ક્રોધિત બની ઉપદેશકને માર મારે, તાડન કરે, નિંદા કરે તેથી પ્રવચનની અવહેલના થાય માટે ઉપદેશકોએ શ્રોતાના આચાર,

વિચાર, ધર્મ, અભિપ્રાય, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ વગેરેને જાણી ઉપદેશ આપવો; જેથી ઉભય વર્ગને શ્રેયનું કારણ બને. ઉંચી નીચી, તિરછી દિશામાં રહેલા કર્મબંધનથી બંધાયેલા સંસારના જીવોને જે ઉપદેશક ઉપદેશ આપીને કર્મના બંધનથી મુક્ત કરે છે તેવા જ વીર સાધક પુરુષો પ્રશંસાને પાત્ર બને છે આ રીતે સાધકે ઉપદેશ દેવાની વિધિનો બરાબર અભ્યાસ કરી ઉપયોગ રાખી ઉપદેશ આપવો જોઇએ.

से सव्वओ सव्वपरिण्णाचारी ण लिप्पइ छणपएण वीरे । से मेहावी अणुग्घायणस्स खेयण्णे जे य बंधप्पमुक्खमन्नेसी, कुसले पुण नो बद्धे नो मुक्के ॥१३२॥

શબ્દાર્થ (૧) જે (૨) વીર પુરુષ હમેશાં (૩) સર્વજ્ઞાનથી (૪) જાણી (૫) ચારિત્ર પાળતો (૬) હિંસાથી (૭) લેપાય (૮) નહિ (૯) કર્મનો ક્ષય કરવામાં (૧૦) નિપુણ (૧૧) જેઓ (૧૨) કર્મબંધનથી (૧૩) છૂટવાના (૧૪) ઉપાયના ગવેષક (૧૫) એ જ (૧૬) પંડિત (૧૭) બંધાયેલ નથી (૧૮) કર્મથી મુક્ત નથી (૧૯) કેવળજ્ઞાની.

ભાવાર્થ – વીર સાધક મહાપુરુષો જે પોતાના જીવનમાં જ્ઞાનસહિત મહાવ્રતરૂપ ચારિત્રના પાલનનો સદ્વ્યવહાર રાખતા હોય છે તેઓ હિંસાજન્ય પાપકર્મોથી લિપ્ત થતા નથી તેમ જ કર્મબંધ થવા રૂપ આવરણોને દૂર કરવામાં કુશળ હોય છે તથા કર્મ બંધનથી મુક્ત થવાના ઉપાયોના ગવેષક હોય તે જ સાચા પંડિત કહેવાય છે કેવળી ભગવતો–કુશળ સાધકો છે તેઓ કર્મોથી બંધાયેલ નથી તેમ જ કર્મથી મુક્ત પણ નથી જો કે તેમની સાધના પૂર્ણ થયેલ છે પરંતુ ભવોપગ્રાહી ચાર અઘાતિ કર્મો હજુ રહેલા છે છતાં બંધ મોક્ષનો પ્રશ્ન તેમના માટે રહેતો નથી ચાલુ ભવમાં જ મોક્ષ પામવાના છે સાર એ સમજવાનો છે કે, જ્ઞાન સાથે ચારિત્રપાલનની જરૂર છે.

જ્ઞાન ક્રિયાથી જ મોક્ષ પ્રાપ્તિ સમજવી એકાંત જ્ઞાનથી કે એકાંત ક્રિયાથી મોક્ષ નથી. જ્ઞાનથી કર્મનુ સ્વરૂપ જાણી, ચારિત્રપાલનથી આશ્રવદ્વારોને રોકી તપ વડે કર્મનો ક્ષય કરી શકાય છે. એમ જાણી સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્રતપનુ આરાધન કરી અમૂલ્ય માનવભવને સફળ બનાવવા ઉપયોગવત રહેવું

**से[1] जं[2] च आरभे[3] जं च नारभे[4], अणारद्धं[5] च ण आरभे[6], छणं[7] छणं[7] परिण्णाय[8] लोगसन्नं[10] च[9] सव्वसो[11] ॥[8] ॥१३३॥**

**શબ્દાર્થ :** (૧) કુશળ સાધક (૨) જે સયમ (૩) માર્ગપર ચાલ્યા છે (૪) મિથ્યાત્વ માર્ગમા રમણ કર્યું નથી (૫) અનાચીર્ણ અસેવિત માર્ગ પર (૬) ન ચાલવુ (૭) હિસા તથા તેના (૭) કારણો (૮) જાણી (૯-૧૦) લોકસંજ્ઞાને અહિતકર જાણી (૧૧) તેનો સર્વથા ત્યાગ કરે

**ભાવાર્થ :-** કુશળ સાધકો જે સયમ માર્ગ પર ચાલ્યા અને સમ્યગ્ આચારનુ પાલન કરેલ છે, તેવી જ રીતે સાધકે સમ્યક્-પ્રકારે સયમ માર્ગ પર ચાલવું રમણ કરવું. પરંતુ મિથ્યાત્વાદિ માર્ગમાં ચાલવું નહિ, જે માર્ગ મહાપુરુષોથી સેવિત છે તે જ માર્ગપર સમ્યક્ત્વ સહિત સયમ માર્ગમાં ઉપયોગ રાખી ચાલવું અને મિથ્યાત્વાદિ માર્ગ મહાપુરુષોથી અનાચીર્ણ-અસેવિત છે, તેવા મિથ્યાત્વમાર્ગમા ચાલવુ નહિ, પરતુ તેનાથી દૂર રહેવું કુશળ સાધકોએ હિંસાના વિપાકો-ફળો તથા લોકસજ્ઞા એટલે આરભસહિતની ક્રિયાઓ-કર્મ બધનરૂપ ક્રિયાઓના સ્વરૂપને જાણી ત્રણકરણ ત્રણયોગથી તેનો સર્વથા ત્યાગ કરવો એવો સાધકનો આચાર છે સર્વ સંસારી જીવો તથા દેશવિરતિવાળા તથા સર્વવિરતિવાળા સાધકોને માટે શ્રી ભગવંતનો આવો ઉપદેશ છે તેને જાણી મિથ્યાત્વાદિ અઢારે પાપસ્થાનકરૂપ ક્રિયાઓથી નિવૃત થવાની ભાવનાવાળા સર્વને માટે આ ઉપદેશ આદરણીય જાણવો.

उद्देसो पासगस्स णत्थि, बाले पुण णिहे कामसमणुन्ने असमियदुक्खे दुक्खी दुक्खाणमेव आवट्टं अणुपरियट्टइ त्ति बेमि ॥१३४॥

શબ્દાર્થ તથા ભાવાર્થ –અધ્યયન ૨ ઉ ૩ સૂત્ર ૬૬ મુજબ.

બીજુ અધ્યયન સમાપ્ત.

## શીતોષ્ણીય નામે ત્રીજુ અધ્યયન

## પ્રથમ ઉદ્દેશો

सुत्ता[3] अमुणी[1] सया[2], मुणिणो[4] सया[5] जागरंति[6] ॥१३५॥

શબ્દાર્થ (૧) અજ્ઞાની જન (૨) સદા (૩) સૂતેલા છે (૪) જ્ઞાની જન (૫) હમેશાં (૬) જાગૃત છે

ભાવાર્થ – અજ્ઞાની જીવો દ્રવ્ય નિદ્રાથી જાગતા હોય કે સૂતા હોય છતાં ભગવતે તેઓને ભાવ નિદ્રાથી સદા સૂતેલા કહ્યાં છે અહીં સૂતાનો અર્થ મિથ્યાત્વભાવથી ઘેરાયેલ છે આત્મસ્વરૂપ અને કર્મના સ્વરૂપને નહિ જાણનારા, સંસાર ભ્રમણરૂપ જન્મ-મરણાદિ ચક્રના કારણોના જ્ઞાનથી રહિત એવા અજ્ઞાની જીવોને ભાવનિદ્રાથી સૂતેલા કહ્યા છે આ ભાવનિદ્રારૂપ અજ્ઞાનના કારણે જીવો ચારગતિરૂપ સંસાર પરિભ્રમણ કરતા થકાં દુખો ભોગવી રહેલા છે જે જ્ઞાની જીવો છે અને જેને આત્મસ્વરૂપનુ કર્મોના વિપાકોનુ કર્મબંધન તથા તેના કારણોનુ જ્ઞાન છે તેવા જીવો કદાચ દ્રવ્ય-નિદ્રાથી સૂતા હોય છતા ભગવતે તેઓને જાગૃત કહ્યા છે આ ઉપદેશથી-આત્માર્થી જીવોએ જીવા જીવનુ, નવ તત્ત્વનુ ષટ્દ્રવ્યનુ, આત્માના સ્વરૂપનુ તથા કર્મબંધન તથા તેના વિપાકોનુ-કર્મના ફળનુ જ્ઞાન પ્રાપ્ત કરવા

સાથે સમ્યક્ત્વ પ્રાપ્ત કરવાની જરૂર છે, તેમ જાણવું. જ્ઞાન વિનાની ક્રિયા અંધ સમાન છે. જ્ઞાન સહિત ચારિત્રનુ પાલન સમ્યક્ પ્રકારે થાય તો જ સંસાર પરિભ્રમણુના દુ ખોનો નાશ કરી શાશ્વતા મોક્ષના સુખોને પ્રાપ્ત કરી શકાય છે.

**लोयंसि[1] जाण[2] अहियाय[3] दुक्खं[4] समयं[5] लोगस्स[6] जाणित्ता[7], एत्थ[8] सत्थोवरए[9] ॥१३६॥**

શબ્દાર્થ · (૧) લોકમા (૨) એમ જાણો (૩) તે અહિત કરનારા છે (૪) દુ ખના કારણ અજ્ઞાન-મોહ છે તે (૫) આચાર વ્યવહાર (૬) સસારના (૭) જાણીને (૮) સયમને બાધક (૯) શસ્ત્રોથી દૂર રહેવુ

ભાવાર્થ – સમારમા જીવોને દુ ખનુ કારણ અજ્ઞાન અથવા મોહ છે અને એ જ આત્માનુ અહિત કરનાર છે એમ જાણો. લોકનો એટલે સસારી જીવોનો વ્યવહાર-આચાર હિસામય હોઇ તે આત્માને અહિતરૂપ જાણી સયમને બાધકરૂપ શસ્ત્રો (હિંસા-આરભ)થી દૂર રહેવું કારણુ હિસારૂપ પ્રવૃત્તિથી કર્મ સચય વૃદ્ધિ થઇ નરક-તિર્યં ચાદિ અધમગતિમા ઉત્પન્ન થઇ મહાન દુ ખો ભોગવવા પડે છે એમ જાણી સયમી સાધકે તથા મુમુક્ષુ જીવોએ હિસાના કાર્યથી તથા પરિગ્રહ સચયથી દૂર રહેવું.

**जस्सिमे[1] सद्दा[2] य, रूवा[3] य, गंधा[4] य, रसा[5] य, फासा[6] य, अभिसमन्नागया[7] भवंति, से[8] आयवं[9], णाणवं[10], वेयवं[11], धम्मवं[12], बंभवं[13] पन्नाणेहिं[14] परियाणइ[15] लोयं[17], मुणीत्ति[16] वुच्चे[18], धम्मविउत्ति[19], उज्जू[20], आवट्टसोए[21] संगमभिजाणइ[22], सीउसिणच्चाई[23], से[24]**

निग्गंथे[26], अरइ[28], रइ[27], सहे[29], फरुसयं[30] नो[32] वेएइ[31] जागर[33] वेरोवरए[34][35]
वीरे[36] एवं[37] दुक्खा[38] पमुक्खसि[39] ॥१६७॥

**શબ્દાર્થ** (૧) જે પુરુષે (૨) શબ્દ (૩) રૂપ (૪) ગંધ (૫) રસ (૬) સ્પર્શને સારીરીતથી (૭) જાણ્યા (૮) છે (૯) એ જ (૧૦) આત્મસ્વરૂપને જાણનાર છે (૧૧) જ્ઞાનવાન શાસ્ત્રોના (૧૨) જાણકાર (૧૩) ધર્મના જાણનાર (૧૪) બ્રહ્મના જાણનાર (૧૫) વિજ્ઞાનબળથી (૧૬) લોકને (૧૭) જાણી લે છે એને જ (૧૮) મુનિ (૧૯) કહેવાય છે (૨૦) ધર્મને જાણનારા (૨૧) સરલ સ્વભાવી મુનિ (૨૨) સંસારચક્રના તથા વિષયાભિલાષાના (૨૩) સંબંધને (૨૪) જાણે છે (૨૫) સુખ અથવા દુઃખની આશા નહિ રાખતા થકા એ અપરિગ્રહી (૨૬) મુનિ (૨૭) અનુકૂળ (૨૮) પ્રતિકૂળ ઉપસર્ગો–પરીષહોને (૨૯) સહન કરતા થકા સંયમમાં (૩૦) કઠિનતાનો (૩૧) અનુભવ કરતા (૩૨) નથી (૩૩) એવા મુનિ સદા જાગૃત રહેતા થકા (૩૪) વૈરવિરોધથી (૩૫) દૂર રહે છે (૩૬) હે વીર ! (૩૭) આવા પ્રકારે તમો (૩૮) દુઃખોથી (૩૯) મુક્ત બની શકશો.

**ભાવાર્થ** :– જે સાધકોએ શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ, આદિ પાંચ ઇન્દ્રિયોના વિષયો મનોજ્ઞ કે અમનોજ્ઞ એ બધાં સંસાર વૃદ્ધિના કારણો છે તથા વિષયોની અભિલાષા એ પણ સંસાર પરિભ્રમણ રૂપ જાણેલ છે તેઓ જ આત્મસ્વરૂપના જાણકાર છે, જ્ઞાનવાન છે તેમ જ શાસ્ત્રોના, ધર્મના, બ્રહ્મના જાણનાર છે વિજ્ઞાન બળથી લોકના સ્વરૂપને જાણે છે તેને જ મુનિ કહેવાય છે આવા ધર્મના જાણકાર સરળ સ્વભાવી મુનિ સંસાર પરિભ્રમણ અને વિષયાભિલાષાના સંબંધને પણ જાણે છે સુખ દુઃખની પરવા નહિ કરનાર અપરિગ્રહી મુનિ અનુકૂળ પ્રતિકૂળ પરીષહ ઉપસર્ગમાં રાગ દ્વેષ કરતા નથી; પરંતુ સમભાવે સહન કરે છે સંયમમાં કે પરિષહોમાં કઠિનતાનો અનુભવ નહિ કરનાર, સદા જાગૃત રહી વૈર વિરોધથી દૂર રહે છે પ્રતિકૂળતા એ નિર્જરા થવામાં સહાયક છે એમ માની પ્રસન્નચિત્તથી સહન કરતાં થકાં સંયમ પાલન કરનાર વીર સાધકો–મુનિઓજ ચાર–ગતિરૂપ

જન્મ મરણ આદિના દુખોથી મુક્ત થઇ મોક્ષના શાશ્વતા સુખો પ્રાપ્ત કરી શકે છે.

१ २ ३ ४ ५ ६ ७ ८
**जरामच्चुवसोवणीए णरे सययं मूढे धम्मं नाभिजाणइ ॥ ॥१३८॥**

**શબ્દાર્થ** : (૧) જરા અને (૨) મૃત્યુથી (૩) ઘેરાયેલા (૪) મનુષ્યો (૫) સદા (૬) મૂઢ બનેલા (૭) ધર્મને (૮) જાણતા નથી

**ભાવાર્થ** :– જે મનુષ્યો જરા તથા મૃત્યુ સમીપે રહેલા છે અને ભાવ નિદ્રાથી સૂતેલાં છે, એવા અજ્ઞાની જીવો સદા કર્તવ્યમૂઢ બનેલા ધર્મને જાણી શકતા નથી આવા જીવો મૃત્યુના ભયથી તેમ જ પરવશ પડેલાં ચિંતામગ્ન રહેના હોવાથી ધર્મ આરાધન કરી શકતા નથી ધર્મ પામવાનુ સ્થાન મનુષ્યભવ જ છે તેથી આ ઉપદેશ વિશેષે મનુષ્યોને લાગુ પડે છે એમ જાણી યુવાન વયમા ધર્મ આરાધન કરી લેવાની જરૂર છે વૃદ્ધાવસ્થામા ઇન્દ્રિયોનુ બળ ક્ષીણ થયા પછી ધર્મ આરાધન થવું મુશ્કેલ છે તેથી આત્માર્થી જીવોએ ઉપયોગવંત રહી માનવભવ સાર્થક કરવા પ્રમાદને દૂર કરવો જોઇએ.

३ १ २ ४ ५ ६ ७ ८
**पासिय आउर पाणे अप्पमत्तो परिव्वए, मंताय मइमं पास ॥१३९॥**

**શબ્દાર્થ** (૧) મોહથી વિહવળ બનેલા (૨) પ્રાણીઓને (૩) દેખી (૪) સાવધાન થઇ (૫) સયમમાંપ્રવૃત્તિ કરવી (૬) એમ જાણી વિવેકશૂન્ય બનવુ નહીં (૭) બુદ્ધિમાન (૮) દેખ મોહથી જીવો વિવેકશૂન્ય થાય છે

**ભાવાર્થ** – મોહનિદ્રાથી ઘેરાયેલા, સસારભાવમા ખૂચી ગયેલા, વિવેકશૂન્ય બનેલા, જીવોના દુ:ખોને જાણી, બુદ્ધિમાન સાધકે સયમમાં સાવધાન રહી સયમપાલન કરવુ તેમ જ મોહને આધીન

થઈ કડવા વિપાકવાળા અશાશ્વત ક્ષણિક સુખોની ઇચ્છા કરવી નહિ અહીં સાધક મુનિને ચેતવણી આપેલ છે કે મોહથી ઘેરાયેલા સંસારી જીવો છે તેઓ શારીરિક અને માનસિક દુઃખોથી ભરપૂર છે એમ જાણી શાશ્વત સુખ અપાવનાર સંયમભાવમાં અપ્રમત્ત રહી સંયમપાલન કરવું સાધકોના હિત માટે ભગવતનો આ ઉપદેશ છે

आरंभजं दुक्खमिणं ति णच्चा, माई पमाई पुण एइ-गब्भं उवेहमाणो सद्दरूवेसु उज्जू माराभिसंकी मरणा पमुच्चइ ॥१४०॥

**શબ્દાર્થ** (૧) દુઃખમાત્ર (૨) હિંસાથી ઉત્પન્ન થાય છે (૩) જાણી સાધક આત્માએ સદા જાગૃત રહેવું (૪) માયાવી– (૫) પ્રમાદી (૬) વારંવાર (૭) જન્મમરણ (૮) કરે છે (૯) શબ્દ તથા રૂપાદિ વિષયોમાં (૧૦) રાગદ્વેષ નહી રાખતાં (૧૧) સરળ સ્વભાવી (૧૨) સાધક–જન્મ અને મૃત્યુના (પરિભ્રમણના) ભયથી (૧૩) ડરનાર (૧૪) મૃત્યુથી (૧૫) મુક્ત થઈ શકે છે ।

**ભાવાર્થ** – હે બુદ્ધિમાન શિષ્ય ! હિંસા–આરંભજ સર્વ દુઃખોને ઉત્પન્ન કરનાર છે એમ જાણી સદા ઉપયોગવંત રહેવા જરૂર છે જે માયાવી કપાયી, પ્રમાદી હિંસા કરનારા જીવો છે તે વારંવાર પ્રત્યેક યોનિસ્થાનમાં ઉત્પન્ન થઈ જન્મમરણરૂપ ચક્રાવામાં ફસાઈ દુઃખોને ભોગવે છે આવા પ્રકારના સંસારી જીવોનાં દુઃખોને જાણી સાધકે હિંસાથી દૂર રહેવું જે હિંસાથી દૂર રહી શબ્દાદિ વિષયોમાં રાગદ્વેષ કરતા નથી અ ચથી નિષ્કષાયી અપ્રમાદી, સમ્યક્ત્વી, સરળ સ્વભાવી, જન્મ અને મૃત્યુના ચક્રાવાથી ભય પામનારા અને સમ્યક્ પ્રકારે સંયમમાં પ્રવૃત્તિ કરનારાઓ જ મૃત્યુના ભયથી મુક્ત થઈ શકે છે સાવદ્ય અનુષ્ઠાન જ દુઃખના હેતુ છે એમ જાણી સાવદ્ય પ્રવૃત્તિથી દૂર રહેવા આ ઉપદેશ છે આરંભને જ સંસાર પરિભ્રમણ અને દુઃખનો ઉત્પાદક જાણી આરંભનો સર્વથા ત્યાગ કરવો

ગૃહસ્થાશ્રમીઓએ પણ ભવિષ્યકાળના સુખો પ્રાપ્ત કરવા અલ્પારંભી, અલ્પપરિગ્રહી થવા ઉપયોગવંત રહેવું એ જ માનવભવનુ કર્ત્તવ્ય છે.

**अप्पमत्तो कामेहिं, उवरओ पावकम्मेहिं, वीरे आयगुत्ते जे खेयन्ने, जे पज्जवज्जायसत्थस्स खेयन्ने से असत्थस्स खेयन्ने, जे असत्थस्स खेयन्ने से पज्जवज्जायसत्थस्स खेयन्ने, अकम्मस्स ववहारो न विज्जइ, कम्मुणा उवाही जायइ ॥१४१॥**

**શબ્દાર્થ :** (૧) પરના દુઃખના જાણનાર (૨) વીર સાધક (૩) આત્મસંયમ રાખનાર (૪) વિષયોમાં (૫) આસક્ત નહીં થતા (૬) પાપકર્મોથી (૭) દૂર રહે છે (૮) જે વિષયોપભોગ અનુષ્ઠાનને (૯) શસ્ત્રરૂપ જાણે છે (૧૦) તે સંયમને (૧૧) જાણે છે (૧૨) જે સંયમને (૧૩) જાણે છે (૧૪) તે વિષયોપભોગ અનુષ્ઠાનને (૧૫) શસ્ત્રરૂપ જાણે છે (૧૬) કર્મરહિત પુરુષને સાસારિક (૧૮) વ્યવહાર (૧૮) હોતો (૧૯) નથી (૨૦) કર્મથી જ (૨૧) ઉપાધિ (૨૨) ઉત્પન્ન થાય છે

**ભાવાર્થ :**– જે વીર સાધક છે તે અન્યના દુખોને જાણનાર હોય છે જેમ પોતાને દુઃખ અપ્રિય છે તેમ અન્ય, જીવોને પણ દુ.ખ અપ્રિય છે, ભયરૂપ છે તેમ જાણનાર અપ્રમાદી, આત્મ સયમી બની પાચ ઇન્દ્રિયોના કામભોગોથી તથા પાપ કર્મોથી દૂર રહે છે, હિંસાથી દૂર રહે છે કારણ કે શબ્દાદિ વિષય સેવનમા જીવહિંસાદી પાપકર્મ અવશ્ય થાય છે તેમ તે જાણે છે આવા જ્ઞાનવાળા સાધક સયમના સ્વરૂપને જાણે છે, જે સયમના સ્વરૂપને જાણે છે તે વિષયભોગ રૂપ અનુષ્ઠાનને શસ્ત્રરૂપ જાણે છે સયમ એટલે અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ આદિ સ્વરૂપ રમણતારૂપ ચારિત્ર પાલન, તે મોક્ષ પ્રાપ્ત કરવામા સાધન રૂપ છે વિષયભોગો તે સંસાર છે

જન્મ-મરણરૂપ ચક્રને વધારનાર છે એમ જાણી વિષયોપભોગથી નિવૃત્ત થવા સાધક તથા આત્માર્થીએ પ્રયત્ન કરવો. કર્મરહિત થયેલ આત્માને સંસાર-વ્યવહાર હોતો નથી. કર્મો જ ઉપાધિને ઉત્પન્ન કરનાર છે માટે કર્મ રહિત થવા આરંભ અને પરિગ્રહથી દૂર રહેવા શ્રી ભગવતનો આ ઉપદેશ છે

कम्मं[1] च पडिलेहाए[2], कम्ममूलं[4] च जं छणं[3] पडिलेहिय[5], सव्वं[6] समायाय[7] दोहिं अंतेहिं[8] अदिस्समाणे ॥ तं परिन्नाय[10] मेहावी[11] । विइत्ता[13] लोगं[12], वंता[15] लोगसन्नं[14], से मेहावी[16] परक्कमिज्जासि[17] त्ति-बेमि[18] ॥१४२॥

**શબ્દાર્થ** (૧) કર્મના (૨) સ્વરૂપને જાણી (૩) હિંસાપ્રવૃત્તિને (૪) કર્મની જડ (૫) સમજી દૂર કરવી (૬) સર્વ ઉપાય ગ્રહણ કરી (૭) રાગ અને દ્વેષ (૮) બન્નેથી (૯) દૂર રહે (૧૦) જાણી (૧૧) બુદ્ધિમાન (૧૨) જગતના સ્વરૂપને (૧૩) જાણી (૧૪) લોકસંજ્ઞાનો (૧૫) ત્યાગ કરી (૧૬) બુદ્ધિમાન સાધક (૧૭) સંયમમાં પરાક્રમ કરે (૧૮) એમ હું કહું છું

**ભાવાર્થ** :– સાધક આત્માએ કર્મના સ્વરૂપને તેમ જ હિંસા એ જ કર્મનું મૂળ છે, તેમ જાણી કર્મોનો નાશ કરવો તથા કર્મ-બંધન ન થાય તેવા સર્વ ઉપાયોને ગ્રહણ કરવા રાગ અને દ્વેષ બન્ને આત્માનું અહિત કરનાર છે એમ જાણી હિંસાથી તથા રાગદ્વેષથી દૂર રહેવા સામે મેધાવી વીર સાધકે લોકોના સ્વરૂપને જાણી (લોક-વ્યવહાર હિંસામય છે) તેમ જ લોકસંજ્ઞા (વિષયાદિ ભાવો) વગેરેનો ત્યાગ કરી બુદ્ધિમાન સાધકે સંયમમાં પરાક્રમ કરતા થકા ઉપયોગવંત બની સંયમ પાલન કરવું એમ હું કહું છું

॥ પ્રથમ ઉદ્દેશો સમાપ્ત ॥

# બીજો ઉદ્દેશો.

**जाइं च वुड्ढिं च इहज्ज ! पासे, भूएहिं जाणे पडिलेह सायं तम्हाऽतिविज्जो परमंति नच्चा, सम्मत्तदंसी न करेइ पावं ॥१४३॥**

**શબ્દાર્થ :** (૧) હે આર્ય ! (૨) આ સંસારમાં (૩) જન્મ (૪) વૃદ્ધાવસ્થાના દુ ખોને (૫) દેખ (૬) અન્ય પ્રાણીઓની સાથે (૭) પોતાના સુખોનો (૮) વિચાર કર (૯) પ્રત્યેક પ્રાણીને પોતાના સમાન જાણ (૧૦) એમ (૧૧) તત્ત્વવેત્તા મુનિ કલ્યાણકારી (૧૨) મોક્ષમાર્ગને (૧૩) જાણી (૧૪) સમ્યગ્દૃષ્ટિ (૧૫) પાપ-કર્મ કરે નહીં

**ભાવાર્થ** :- હે આર્ય ! આ સ સારમા જન્મ અને વૃદ્ધાવસ્થાનાં દુ ખોને જુઓ અને જાણો. જેમ પોતાને સુખ પ્રિય છે અને દુઃખ અપ્રિય છે તે જ પ્રમાણે અન્ય જીવોના સુખ દુઃખનો વિચાર કરવો, અન્ય સર્વ જીવોને પોતાના સમાન જાણી તત્ત્વજ્ઞ મુનિએ તથા સમ્યગ્દૃષ્ટિ જીવોએ સર્વ જીવોની સાથે મૈત્રીભાવ વધારી, આત્મવત્ સર્વભૂતેષુમાની પોતાનો વ્યવહાર યત્નાપૂર્વક, જીવોની દયા પાળતાં ચલાવવો જોઇએ આ માર્ગ પરમ કલ્યાણકારી મોક્ષમાર્ગ છે. એવુ જાણી તત્ત્વદર્શી સાધક પાપકર્મ કરે નહીં અને સદા ઉપયોગવ ત રહી સ યમ પાલન કરતો રહે

**उम्मुंच पासं इह मच्चिएहिं, आरंभजीवी उभयाणुपस्सी कामेसु गिद्धा निचयं करंति, संसिच्चमाणा पुणरेंति गब्भं ॥१४४॥**

શબ્દાર્થ (૧) આ મનુષ્યલોકમાં (૨) મનુષ્યો સાથેના (૩) સ્નેહ બન્ધને (૪) દૂર કરો (૫) ગૃહસ્થો હિંસાદિકથી (૬) આજીવિકા કરે છે (૭) આ લોક અને પરલોકના સુખોની લાલસા રાખે છે (૮) વિષયભોગોમાં (૯) આસક્ત બની (૧૦) કર્મોનો બંધ (૧૧) કરે છે (૧૨) કર્મોથી લિપ્તબની (૧૩) વારવાર (૧૪) ગર્ભમાં (૧૫) ઉત્પન્ન થાય છે

ભાવાર્થ – હે મુનિ ! સાધક તમે અસયતિ ગૃહસ્થો સાથેના સ્નેહસબંધ રૂપી જાળથી દૂર રહો, કારણ કે ગૃહસ્થો જીવહિંસા આદિ આરભથી આજીવિકા કરનારા છે અને આ લોક તથા પર લોકના વિષયાદિ સુખોની લાલસાવાળા છે વળી ગૃહસ્થો કામભોગોમાં આસકત બની, કર્મનો બધ કરી, કર્મ મળથી લિપ્તબની, કર્મ સચય કરી વારવાર ગર્ભમા આવી જન્મમરણ કરે છે એવું જાણી સસારી જીવોના સ્નેહપાશથી દૂર રહેવું તે જ સાધકને માટે હિતકર છે સસારી જીવો સાથેનો સબધ શ્રમણ વર્ગને સયમમા બાધક છે એમ જાણી ગૃહસ્થોના સબધથી અલગ રહી જ્ઞાન-દર્શન ચારિત્ર તપ રૂપ આત્મ સ્વભાવમાં ઉપયોગ રાખી સયમનું પાલન કરતા રહેવું એ સાધકનો આચાર છે

अवि से हासमासज्ज हंता णंदीति मन्नइ अलं बालस्स संगेण वेरं वड्ढेइ अप्पणो ।१४५॥

શબ્દાર્થ (૧) અજ્ઞાની જીવ (૨) હાસ્યવિનોદમાં આસક્તબની (૩) પ્રાણીઓનો વધ કરી (૪) આનદ (૫) માને છે (૬) આવા અજ્ઞાની જીવોના (૭) સગથી (૮) દૂર રહવુ (૯) વૈરની (૧૦) વૃદ્ધિ થાય છે (૧૧) હિંસાથી પોતાને અન્યના આત્માની સાથ.

ભાવાર્થ :- અજ્ઞાની મનુષ્યો હાસ્યવિનોદમાં આસક્તબની પ્રાણીઓનો વધ કરી આનદ માને છે એવા અજ્ઞાનીજીવોના સગથી દૂર રહેવું આવા અજ્ઞાનીઓના સગથી આપણામા તેવા હિંસાદિ

કાર્યોના ભાવો ઉત્પન્ન થવા સંભવ છે તેમજ જીવહિંસાથી પોતાના આત્માની સાથે વૈરની વૃદ્ધિ થાય છે. એમ જાણી હાસ્યવિનોદ પ્રસંગમાં પણ અજ્ઞાનીઓની સોબત કરવી નહીં. હાસ્યવિનોદ તથા હિંસાથી આત્માનુ પતન થાય છે. ગુણોની હીનતા અને અવગુણોની વૃદ્ધિ થઇ સંસારભાવની વૃદ્ધિ થાય છે એમ જાણવું

**तम्हाऽतिविज्जो परमंति णच्चा आयंकदंसी न करेइ पावं ॥१४६॥**

**શબ્દાર્થ :** (૧) તત્ત્વજ્ઞાની સાધક (૨) મોક્ષના સ્વરૂપને (૩) જાણી તથા નરકાદિગતિના (૪) દુઃખો (૫) જાણનાર (૬) પાપકર્મ (૭) કરે નહીં

**ભાવાર્થ :–** તત્ત્વજ્ઞાની સાધક મુનિ મોક્ષના શાશ્વતા સુખના સ્વરૂપને જાણી તથા નરકાદિ ગતિઓના દુઃખો જાણી તે દુઃખોથી છૂટવા તથા મોક્ષના શાશ્વતા સુખો પ્રાપ્ત કરવા પાપ કર્મ કરે નહિ. એ જ જ્ઞાન પામ્યાનુ ફળ છે એમ જાણવું

**अग्गं च मूलं च विगिंच धीरे, पलिच्छिंदिया णं निक्कम्मदंसी ॥१४७॥**

**શબ્દાર્થ :** (૧) અગ્રકર્મ (૨) મૂળકર્મ (૩) આત્માથી અલગ કરો. (૪) ધીર પુરુષ (૫) કર્મોનો ક્ષય કરી (૬) નિષ્કર્મઅવસ્થા જોનાર.

**ભાવાર્થ .–** હે ધીરપુરુષો ! મૂળકર્મ જ્ઞાનાવરણીયાદિ ચાર ઘાતિકર્મો અને વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર એ ચાર અઘાતિકર્મો કહેવાય છે તે અગ્રકર્મ પણ કહેવાય છે અથવા મોહનીયકર્મને મૂળકર્મ અને બાકીના સાત કર્મોને અગ્રકર્મ પણ કહેવાય છે તે આઠે કર્મોના સ્વરૂપને જાણી (કર્મથી જ સંસાર–જન્મ

જરા–મૃત્યુ રોગાદિ, પરવશપણુ, નિર્ધનતા, પ્રતિકૂળતા આદિ દુઃખોથી ભરપૂર શુભાશુભ ગતિમાં ઉત્પન્ન થવું અને સુખદુઃખને ભોગવવા (વિ.) કર્મોથી પોતાના આત્માને અલગ કરો કર્મોનો નાશ કરી કર્મરહિત બનવાથી યથાર્થ આત્મસ્વરૂપ જાણી શકાય છે અને મોક્ષના શાશ્વત સાદિ અનંત સુખ પ્રાપ્ત થઇ શકે છે, તેમ જાણો. મોહનીય કર્મ જીવોને સત્યનું ભાન થવા દેતું નથી. જ્યાં સુધી મોહનીયની પ્રબળતા હોય ત્યાં સુધી જાતિસ્મરણ જ્ઞાનની પ્રાપ્તિ પણ દુર્લભ જાણવી. એમ જાણી અનાસક્ત ભાવે રહેવા ઉપયોગવંત રહેવું

एस मरणा पमुच्चइ, से हु दिट्ठभए मुणी, लोगंसि परमदंसी विवित्तजीवी, उवसंते, समिए, सहिए, सया जए कालकंखी परिव्वए ॥१४८॥

શબ્દાર્થ (૧) મૂળકર્મ અગ્રકર્મના સ્વરૂપને જાણનાર (૨) મરણથી (૩) મુક્ત થઇ શકે છે (૪) એવા મુનિ (૫) સંસારથી ડરવાવાળા (૬) લોકમાં મોક્ષનાં (૭) દ્રષ્ટા બની (૮) રાગદ્વેષરહિત સમભાવથી જીવનારા (૯) ઉપશાંત (૧૦) હમેશાં સમિતિયુક્ત (૧૧) જ્ઞાનયુક્ત (૧૨) અપ્રમત્ત રહેનાર (૧૩) કાળ-ક્રમથી સ્વાભાવિક સંયમમાર્ગમાં વીરતાપૂર્વક (૧૪) આગળ વધતા રહે છે

ભાવાર્થ – મૂળકર્મ તથા અગ્રકર્મથી સંસાર પરિભ્રમણ રૂપ જન્મ, જરા, મરણનાં દુઃખોના સ્વરૂપને વિવેકથી જાણનારા અને સંસાર પરિભ્રમણથી ભય પામનારા મુનિઓ જ મરણથી મુક્ત થઇ શકે છે આ લોકમા સારરૂપ મોક્ષના સ્વરૂપને જાણી (જ્યાં દુઃખનું નામ નિશાન નથી પરંતુ એકાંત સાદિ અનંત સુખ રહેલું છે) રાગ અને દ્વેષ રહિત બની, ઉપશાંત ભાવ રાખી હમેશાં સમિતિ યુક્ત બની વિચરે તથા જ્ઞાન યુક્ત–બલાવંત બની કાળ પ્રાપ્ત થતાં સુધી પંડિતમરણને ચાહતા થકાં સંયમમાં પરાક્રમ કરે. જીવન પર્યંત

પોતાનુ વર્તન અનારભી, અપરિગ્રહી રાખી સયમ પાલન કરવું તેમ જ અમૂલ્ય માનવભવને સફળ બનાવવા જાગૃત રહી આત્મહિતનુ સાધન કરે એ જ સાધકનો આચાર છે

२ १ ३ ४ ५ ६ ७
**बहुं च खलु पावकम्मं पगडं, सच्चंसि धिइं कुव्वइ,**
८ ९ १३ ११ १२
**एत्थोवरए मेहावी सव्वं पावकम्मं झोसइ ॥१४९॥**

**શબ્દાર્થ :** (૧) નિશ્ચય (૨) બહુ (૩) પાપકર્મ (૪) કર્યા એમ વિચારી (૫) સંયમમા (૬) દૃઢતા (૭) ધારણ કરે (૮) સયમમા લીન બની (૯) બુદ્ધિમાન સાધક (૧૦) સર્વ પાપ (૧૧) કર્મોનો (૧૨) ક્ષય કરે છે

**ભાવાર્થ :-** સાધક, સયમમાર્ગમા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપની વૃદ્ધિ કરતા થકાં, સયમપાલન કરતા કરતા કદાચ પૂર્વના અધ્યાસથી વૃત્તિઓ સયમભાવથી બહાર જાય તો એમ વિચારે કે આ જીવે ભૂતકાળમા નિશ્ચયથી ઘણા પાપકર્મો કરી, અનત કાળથી ચાર ગતિ રૂપ સસાર પરિભ્રમણમા જન્મ જરા મરણ આદિનાં દુઃખો બહુ ભોગવ્યા એમ વિચારી સસાર પરિભ્રમણના દુખોનો નાશ કરવા માટે શ્રી ભગવંતે સયમ આરાધનરૂપ માર્ગ બતાવેલ છે. તેથી સત્ય માર્ગ રૂપ સયમમા દૃઢતા ધારણ કરી હવે પાપકર્મ કરીશ નહીં એવો નિશ્ચય કરે આવી રીતે પાપ કર્મથી નિવૃત્ત થઇ સયમ ભાવમા લીન બની બુદ્ધિમાન સાધકમુનિ સર્વ પાપકર્મોનો ક્ષય કરી શાશ્વતા મોક્ષના સુખોને પ્રાપ્ત કરી લે છે તેમ જાણી આરભ પરિગ્રહથી નિવૃત્ત થઇ સયમભાવમા ઉપયોગ રાખવો અને કર્મનો ક્ષય કરવા તથા શાશ્વતા મોક્ષના સુખો પ્રાપ્ત કરવા માટે સાધકે સયમનુ પાલન કરવુ

३ २ १ ४ ५ ६ ७
**अणेगचित्ते खलु अयं पुरिसे, से केयणं अरिहए पूरित्तए,**

से अण्णवहाए अण्णपरियावाए, अण्णपरिग्गहाए, जणवय वहाए, जणवयपरियावाए, जणवयपरिग्गहाए ॥१५०॥

**શબ્દાર્થ** (૧) સંસાર સુખાભિલાષી જીવ (૨) નિશ્ચયથી (૩) અનેક સંકલ્પવિકલ્પ કરે છે (૪) એ પુરુષ (૫) ચારણીમાં (૬) સમુદ્ર જળ ભરવાનો (૭) પ્રયત્ન કરે છે વળી (૮) એ પુરુષ (૯) અન્યને મારવા માટે તથા (૧૦) અન્યને ત્રાસ આપવા માટે (૧૧) અન્યને પોતાને આધીન કરવા માટે (૧૨) અન્ય દેશનો નાશ કરવા માટે (૧૩) અન્ય દેશના લોકોને ત્રાસ આપવા માટે અન્ય દેશના લોકો ઉપર પોતાનો (૧૪) અધિકાર રાખવા માટે પ્રયત્ન કરે છે

**ભાવાર્થ** – સંસાર સુખના અભિલાષી જીવો નિશ્ચયથી અનેક સંકલ્પો વિકલ્પો કરતા રહે છે જેમ મૃગલાઓ ઝાંઝવાના જળને દેખીને દોડે છે તેમ મૃગતૃષ્ણાના જળ સમાન, સંસારી જીવો વિષય-સુખ પાછળ દોડધામ કરે છે વિષયાભિલાષી જીવો ચાળણીની અંદર સમુદ્રજળ ભરવાની કોશિષ સમાન વિષયાદિ સુખો મેળવવાની ઇચ્છાએ અન્ય જીવોનાં વધ કરે છે, પરિતાપ આપે છે, પોતાને આધીન કરવા પ્રયત્ન કરે છે જનપદ-દેશનો નાશ કરવા તથા જનપદ દેશમાં રહેલા મનુષ્યોને પરિતાપ-ત્રાસ આપી પોતાને આધીન કરવાનો પ્રયત્ન કરે છે આવા પ્રકારે સંસારી સ્વાર્થી મનુષ્યો પોતાના સુખને માટે અન્ય જીવોને દુઃખ આપીને પોતાનો સ્વાર્થ સાધવા પ્રયત્ન કરે છે અજ્ઞાની જીવો સુખ અભિલાષાથી આવી રીતે જીવહિંસા કરી સંસાર પરિભ્રમણ વધારી પોતાને જ દુઃખ ઉત્પન્ન થવાનાં કારણો ઊભાં કરે છે એમ જાણી આત્માર્થી જીવોએ અલ્પારંભી, અલ્પ પરિગ્રહી થવા અને શક્તિ હોય તો અણારંભી-અપરિગ્રહી બની આત્મ કલ્યાણ સાધવાના આ મનુષ્યભવ રૂપી અમૂલ્યઅવસરને સફળ બનાવવા જાગૃત રહેવાની જરૂર છે

आसेवित्ता एतमट्ठं इच्चेवेगे समुट्ठिया, तम्हा तं बिइयं नो सेवे निस्सारं पासिय नाणी उववायं चवणं

१४ १६ १७ १५ १८ १९ २०
णच्चा, अणण्णं चर माहणे, से न छणे न छणावए, छणंतं-
२४ २३ २२ २१ २५
नाणुजाणइ। निव्विंद नंदिं, अरए पयासु, अणोमदंसी,
२७ २६
निसण्णे पावेहिं कम्मेहिं ॥१५१॥

**શબ્દાર્થ :** (૧) જીવો લોભના વશે અન્ય જીવોના વધ (૨) પરિતાપ આદિનુ સેવન કરીને પણ (૩) કેટલાએક—ભરત મહારાજા આદિ સંયમમાં (૪) ઉદ્યમવત થયા છે (૫) તેથી (૬) જ્ઞાની સાધક (૭) પ્રાપ્ત કામભોગોને (૮) સાર રહિત જાણી (૯) એક વખત જેનો ત્યાગ કર્યો તેની ઇચ્છા કરી (૧૦) બીજા મૃષાવાદ દોષનુ (૧૧) સેવન કરે નહિ (૧૨) જન્મ (૧૩) મરણ (૧૪) જાણી (૧૫) મુનિ (૧૬) સંયમમાર્ગમા (૧૭) વિચરે (૧૮) કોઇપણ જીવની હિંસા કરે નહિ (૧૯) હિસા કરાવે નહિ (૨૦) હિસા કરનારાને અનુ-મોદન આપે નહિ (૨૧) સ્ત્રીઓમા (૨૨) આસક્ત બને નહીં (૨૩) સાંસારિક આમોદપ્રમોદની (૨૪) ધણા કરે (૨૫) જ્ઞાનાદિઉત્તમ વસ્તુઓને પામી (૨૬) (૨૬) પાપકર્મોથી (૨૭) દૂર રહે

**ભાવાર્થ** – સંસારી જીવો લોભને વશ બની, અન્ય જીવોના વધ કરી, પરિતાપ આદિ દુખો આપે છે. પરતુ વિષયોપભોગો તથા જીવ હિમા આદિ પાપ કાર્યોના કડવાં વિપાકો લાબા કાળ સુધી ભોગવવા પડે છે એમ શ્રી તીર્થંકર આદિના ઉપદેશથી જાણીને શ્રી ભરત ચક્રવર્તી આદિ કેટલાએક મનુષ્યો સસારભાવનો—સ્વજનો—સપત્તિ—રાજયાદિક—ઋદ્ધિનો ત્યાગ કરી સયમમાર્ગમાં ઉદ્યમવત થયેલા છે એવુ જાણી બુદ્ધિમાન સાધકોએ કામભોગોને નિસાર જાણી ત્યાગ કરેલાં તે ભોગોને પુન ગ્રહણ કરવાની ઇચ્છા કરીને બીજા મૃષાવાદ દોષનુ સેવન ન કરવુ. સસારી પ્રત્યેક જીવોની પાછળ જન્મ તથા મરણ રહેલા છે જ્યા જન્મ છે ત્યા જરા અને મરણ આદિના દુખો રહેલા જ છે એમ જાણી બુદ્ધિમાન વિવેકી સાધકે સયમમાર્ગમા વિચરતા કોઇપણ જીવની હિસા કરવી નહિ અન્ય પાસે હિસા કરાવવી નહિ, હિસાના કરનારાઓને અનુમોદન આપવું

નહિ સાંસારિક આમોદ-પ્રમોદ બધા હિંસામય-અનર્થ જાણી તેનો ત્યાગ કરવો સ્ત્રીઓમાં અનાસક્ત રહી જ્ઞાનાદિ ઉત્તમ વસ્તુઓને પામી યાવત્ જીવન પાપકર્મોથી દૂર રહેવું આ ઉપરથી એ નિશ્ચય થાય છે કે પાછલી વયે પણ સંયમ ગ્રહણ કરી આત્મ કલ્યાણ કરી શકાય છે એમ જાણી આત્માર્થી જીવોએ બાહ્ય તથા આભ્યંતર પરિગ્રહ મમત્વ ઓછો કરીને અલ્પારંભી, અલ્પપરિગ્રહી બની અથવા તો સર્વથા આરંભ પરિગ્રહને છોડી માનવભવ સફળ બનાવવા ઉદ્યમવંત બની આત્મહિત સાધી લેવા ઉપયોગવંત રહેવું એજ મનુષ્યજન્મની સાર્થકતા છે

कोहाइ माण हणिया य वीरे, लोभस्स पासे निरयं महंतं।
तम्हा य धीरे विरए वहाओ, छिंदिज्जसोयं लहुभूयगामी॥
गथं परिण्णाय इहज्ज धीरे, सोयपारण्णाय चरिज्ज दंते।
उम्मज्ज लद्धुं इह माणवेहिं, नो पाणिणं पाणे समारंभिज्जासि।
त्ति बेमि ॥१५२॥

શબ્દાર્થ (૧) વીરસાધક (૨) ક્રોધ (૩) અહંકાર (૪) નાશ કરે (૫) લોભને (૮) મહાન દુઃખોથી ભરેલ (૭) નરક રૂપ (૬) દેખે (૯) તેથી (૧૦) વીરસાધક (૧૧) હિંસાથી (૧૨) નિવૃત્ત થાય (૧૩) શોક સંતાપ (૧૪) છેદી (૧૫) મોક્ષગામી (૧૬) પરિગ્રહને અહિતકર (૧૭) જાણી (૧૮) હમણાં જ (૧૯) ધીર પુરુષ (૨૦) વિષય વાસનાના સ્વરૂપને (૨૧) જાણી (૨૨) સંયમમાં વિચરે (૨૩) ઇન્દ્રિયદમન (૨૪) ઉન્નતસ્થાન (૨૫) પ્રાપ્ત કરી (૨૬) આ (૨૭) માનવભવ (૨૮) નહિ (૨૯) પ્રાણીઓના (૩૦) પ્રાણની (૩૧) વિરાધના (૩૨) કરે

ભાવાર્થ – વીર પરાક્રમી સાધક મુનિઓ ! ક્રોધ, માન તથા માયાનો નાશ કરો, લોભને મહાન દુઃખોથી ભરેલ નરક સ્વરૂપ જાણો કષાયોથી નરકાદિ અધમગતિ પ્રાપ્ત થાય છે, એમ જાણી

કષાયોનો ત્યાગ કરવો. તેમ જ હિંસાદિ કાર્યોથી પણ નરકાદિ અધમ-ગતિ પ્રાપ્ત જાણી હિંસાથી દૂર રહેવું કષાય, હિંસા તથા પરિગ્રહ મમત્વ તથા વિષયવાસના આદિ સસાર વ્યવહાર આત્માને અહિત કર્તા છે, એમ જાણી હિંસામય વ્યવહાર રૂપ સ્રોત તથા શોક સતાપને છેદીને એક ક્ષણનો વિલંબ કર્યા સિવાય મોક્ષપ્રાપ્તિ માટે તત્પર બની આસકત ભાવો ત્યાગી ઇન્દ્રિય દમન કરતા થકાં સમિતિ સહિત સયમપાલનમા વિચરવું આ મનુષ્યભવમાં સયમરૂપ ઉચ્ચ સ્થાન પામીને કોઇ પણ પ્રાણીઓના પ્રાણની વિરાધના કરવી નહિ એજ સાધક આચાર તથા મનુષ્યનુ કર્તવ્ય છે. એમ જાણી શ્રી ભગવંતના ઉપદેશને હૃદયમા ધારણ કરી જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપરૂપ સંયમ આરાધનમાં ઉપયોગ રાખવો, આત્મહિત સાધવાના પ્રાપ્ત થયેલ અમૂલ્ય માનવભવ રૂપી અવસરને સફળ બનાવવા જાગૃત રહેવું. એમ હુ કહુ છુ

બીજો ઉદ્દેશો સમાપ્ત

# ત્રીજો ઉદ્દેશો.

**[१]संधिं [३]लोयस्स [२]जाणित्ता, [४]आयओ [५]बहिया [६]पास [९]तम्हा [७]न हंता [८]न विघायए । [१०]जमिणं [११]अन्नमन्नवितिगिच्छाए [१२]पडिलेहाए न [१४]करेइ [१३]पावकम्मं [१५]किं [१६]तत्थ [१७]मुणी [१८]कारणं सिया ? ॥ १५३ ॥**

**શબ્દાર્થ :** (૧) અવસર (૨) જાણી (૩) જીવોને (૪) પોતાના સમાન (૬) દેખો (૫) અન્ય જીવોને (૯) તેથી (૭) હણો નહિ (૮) અન્ય પાસે હણાવો નહિ (૧૦) જો (૧૧) એકબીજાની શરમથી (૧૫) વિચારી (૧૩) પાપકર્મ (૧૪) ન કરે (૧૫) તો શુ (૧૬) તેથી તેને (૧૭) મુનિ (૧૮) કહી શકાય ?

ભાવાર્થ – હે જમ્બૂ ! સુઅવસર પ્રાપ્ત થયેલ જાણી પ્રમાદ કરવો નહિ. તેમ જ કોઇ જીવોને દુ:ખ ઉત્પન્ન થાય, લાગણી દુભાય, તેવા કાર્યો કરવા નહિ, જેમ પોતાને સુખ પ્રિય છે અને દુ:ખ અપ્રિય છે એવી જ રીતે અન્ય જીવોને પણ સુખ પ્રિય છે અને દુ:ખ અપ્રિય છે એમ જાણીને પોતાના આત્મા સમાન અન્ય સર્વ જીવોને જાણીને સ્વયં કોઇપણ જીવની હિંસા કરવી નહિ, અન્ય પાસે હિંસા કરાવવી નહિ અને હિંસા કરનારને ભલુ જાણવું નહિ; પરંતુ યત્નાપૂર્વક રહી સંયમનું પાલન કરવું. જો કોઇ પરસ્પર એક બીજાની શરમથી અથવા તો ભયથી હિંસા ન કરતો હોય તો તેને શું મુનિ કહેવાય ? ન કહેવાય પરંતુ જ્યાં સમજણપૂર્વક સમ્યક્ત્વ સહિત અણગારથી તથા અપરિગ્રહી બની પાંચ મહાવ્રતોનું સમ્યક્ પ્રકારે સમિતિ ગુપ્તિ સહિત સંયમનું–ચારિત્રનું પાલન થતું હોય ત્યાં જ મુનિપણું જાણવું.

समयं तत्थुवेहाए अप्पाणं विप्पसायए। अणन्नपरमं नाणी नो पमायए कयाइवि, आयगुत्ते सया वीरे जायामायाइ जावए ॥ १५४ ॥

શબ્દાર્થ (૧) સમતાનો (૨) વિચાર કરી (૩) આત્માને પ્રસન્ન કરે (૫) જ્ઞાની (૬) સંયમમાં (૭) કદાપિ (૮) પ્રમાદ (૯) ન કરે (૧૦) આત્મગુપ્ત (૧૧) સદા (૧૨) વીરસાધક શરીરને (૧૩) સંયમ યાત્રાનું (૧૪) સાધન માની નિર્વાહ કરે.

ભાવાર્થ – સાધક મુનિએ સમતાનો વિચાર કરી સમ્યક્ભાવે પોતાના આત્માને પ્રસન્ન રાખવો. જ્ઞાની સાધકે સમભાવરૂપ સંયમમાં ક્યારેય પણ પ્રમાદ કરવો નહિ. આત્માનું ગોપન કરી ઇન્દ્રિયો તથા મન ઉપર વિજય પ્રાપ્ત કરી હંમેશાં ધીર બની પોતાના ઔદારિક શરીરને સંયમયાત્રાનું સાધન માની નિર્દોષપણે નિર્વાહ કરવો. ( દેહ તરફના આસક્ત ભાવથી નહિ ) આ મનુષ્ય દેહ રૂપ સાધનથી

પાંચ મહાવ્રત રૂપ સંયમ પાલન થઇ શકે છે. જ્ઞાનસહિત સંયમ-પાલનથી આ સંસાર પરિભ્રમણ રૂપ જન્મ જરા, મરણ, આધિ, વ્યાધિ વગેરે દુઃખોના ઉત્પાદક એવા આઠ કર્મોનો ક્ષય–નાશ કરી શકાય છે એવુ જાણી સાધકોએ આત્માથીઓએ સતત ઉપયોગ રાખી આરંભ પરિગ્રહથી દૂર રહી સંયમપાલન કરવુ એ જ માનવ-ભવનું કર્તવ્ય છે.

**विरागं[४] रूवेहिं[३] गच्छिज्जा[५] महया[१] खुड्डएहिं[२] य आगइं[६] गइं[७] परिण्णाय[८] दोहिं[९] वि अंतेहिं[१०] अदिस्समाणेहिं[११] से[१२] न छिज्जइ[१४], न भिज्जइ[१५], न डज्झइ[१६], न हम्मइ[१७] कंचणं[१८] सव्वलोए[१३] ॥ १७५ ॥**

**શબ્દાર્થ :** (૧) મોટા (૨) સામાન્ય (૩) નાના રૂપોમાં (૪) વિરક્ત (૫) રહે (૬) આગતિ (૭) ગતિ (૮) જાણી (૯) બન્નેમા (૧૦) રાગદ્વેષ (૧૧) રહિત (૧૨) તે સાધક (૧૩) સર્વ લોકમા (૧૪. છેદાય નહિ (૧૫) ભેદાય નહિ (૧૬) દઝાય નહિ (૧૭) હણાય નહિ (૧૮) ક્યાંઈ કોઇથી

**ભાવાર્થ** – જે કોઇ સાધક અતિમોહક દિવ્ય રૂપોમા અથવા સામાન્ય રૂપોમા તથા પાચ ઇન્દ્રિયોના વિષયોમાં આસકત થતા નથી સંસારના ગતિ આગતિ રૂપ પરિભ્રમણના સ્વરૂપને જાણી રાગ અને દ્વેષઆદિ કષાયોથી દૂર રહે છે એવા સાધક મુનિઓ સમસ્ત લોકમાં કોઇપણ અન્ય વ્યકિતથી છેદાય નહિ, ભેદાય નહિ, અગ્નિથી બળે નહિ, વધ થાય નહિ આદિ પરાભવ પામે નહિ કારણ કે કષાય તથા વિષયભોગોથી દૂર રહેનાર સાધકને કોઈ જીવ સાથે વૈરબંધન થવાનો પ્રસંગ ઉપસ્થિત થતો નથી. જ્યાં વિષયભોગોની લાલસા નથી ત્યા તેને પરિગ્રહની જરૂર નથી પરિગ્રહ નથી ત્યા આરંભ નથી આરંભ નથી ત્યા વૈરબંધન નથી જ્યાં વૈરબંધન નથી ત્યાં જન્મ, જરા, મરણ રૂપ સંસાર પરિભ્રમણ નથી. જ્યા સંસાર પરિભ્રમણ નથી ત્યાં

જીવનમાં સુવાસ લાવવા માટે આપણે આપણા સ્વભાવમાં સજ્જનતાને સ્થાન દેવું રહ્યું. એ માટે આપણે સુવાસિત જીવન વીતાવતા વ્યક્તિઓની સાથે હરિફાઈ પણ કરીએ. એમના જીવનની નકલ પણ કરીએ તો એને અનુચિત કહી શકાય નહીં. સિંહની ઉપરથી છલાંગ મારી નીકળી જવું એ બહાદુરીનું કામ ગણાશે. પણ ગધેડા પર સવારી કરીને નીકળવું એ હલક લેખાશે. બસ, તેવી જ રીતે સજ્જનોની સાથે હરિફાઈ કરવામાં પણ શ્રેષ્ઠતા રહેલી છે. જ્યારે મૂર્ખો સાથેની મિત્રતા અનુચિત—અહિતકર છે.

જીવનને સુવાસિત બનાવવા માટે તમારે કઠોર બનવું પડશે. વાત બહુ વિચિત્ર જેવી લાગે છે. તમારા કાન મૃદુ-કોમળ બનવાનો ઉપદેશ સાંભળતા આવ્યા છે. પણ હું કહું છું કે તમે કઠોર પણ બનો. કેમકે કઠોરતા પણ એટલી જ કામની વસ્તુ છે જેટલી કે કોમળતા. જરૂર માત્ર એટલી છે કે આપણે એ માટેની તકને ઓળખતા શીખીએ. સમય આવ્યે કઠોરતા પણ સદ્ગુણ બની જાય છે તેમ ક્યારેક નમ્રતા અને કોમળતા પણ દુર્ગુણ બની જાય છે.

તમે દુઃખ વખતે કઠોર બનો પણ સંપત્તિ સંપન્નતા વખતે કોમળ. વસંતના આગમન સાથે પ્રકૃતિ જ્યારે વન ઉપવનમાં નવું જ સૌન્દર્ય પાથરે છે ત્યારે દરેક વૃક્ષ નવા પાંદડાંથી નવપલ્લવિત બની જાય છે. પરંતુ એ નવી સંપત્તિને પામી વૃક્ષ કેટલું કોમળ બની જાય છે. એના પાંદડે-પાંદડે કોમળતા-મૃદુતા છવાઈ જાય છે. પણ વસંતની પૂર્ણાહુતિ વખતે જ્યારે ગરમી આવે છે અને કુદરતને ભીષણ ગ્રીષ્મ કાળની જોડે ઝઝૂમવું પડે છે ત્યારે તમે નિરીક્ષણ કરશો તો તમને વનનું એકેએક વૃક્ષ કઠોર દેખાશે. એના પાંદડાંમાં પણ અપેક્ષાકૃત વધુ કઠોરતા આવી જાય છે.

આ તો તેવી જ રીતે તમે પણ સંપત્તિની ક્ષણોમાં કોમળ બનજો અને જ્યારે વિપત્તિઓ આવી પડે અને એમાં તમે પીસાઈ રહ્યા હો ત્યારે એટલા કઠોર બનજો કે એ દુઃખનું ચક્ર ખસી જાય પણ તમારા મોં પરનો મલકાટ ન જાય. વિપત્તિના ગમે તેવા સંયોગોમાં પણ તમે હસી શકો. એ પણ આજે તો ઊલટું જ દેખાય છે. માનવ સંપત્તિ વેળાએ કઠોર બને છે અને વિપત્તિની ક્ષણોમાં મૃદુ-નરમ. ક્યાંયથી દસ-વીસ હજાર મળી જાય તો બસ એટલું કઠોર બની જશે કે કોઈ પરિસ્થિતિવશ પોતાના ભાઈની કરુણ કથની તમારી સમક્ષ રજૂ કરશે તો પણ એ હૃદયનો એક અણુ પણ પીગળશે નહીં અને દુઃખોની આંધી આવતાં સંપત્તિનાં પાંદડાં ખરી પડશે અને જીવન

રેગીસ્તાન રણની જેમ ઠૂઠા જેમ બની જશે ત્યારે જીવનમા એટલી નમ્રતા આવી જશે કે બધાયના ચરણો ચૂમવા તૈયાર થઈ જશે ચાદીના ટુકડાઓ પાછળ ભ્રષ્ટમા ભ્રષ્ટ એવી વ્યકિતની ગુલામી પણ સ્વીકારી લેશે

સપત્તિમા તો મિત્રો તમને શોધતા આવે છે જ્યારે વિપત્તિ ટાણે તમે મિત્રોની પાછળ દોડો છો આ જ મનુષ્યની મોટામા મોટી હાર છે એ વિપત્તિ ટાણે દુનિયાને યાદ કરે છે ' એ મને પૂછવા પણ ન આવ્યો. એને મે બોલાવ્યો હતો પણ એણે મારા ઘર ભણી જોયુ સુદ્ધા નહી ' પણ આ જ સજ્જનને તમે પૂછો કે જ્યારે અન્ય કોઈ બીમાર હતુ ત્યારે તમે એની કેટલીવાર ખબર કાઢવા ગયા'તા ?

સાચી વાત તો એ છે કે માનવ સપત્તિ આવતા કઠોર બને છે અને વિપત્તિમા કોમળ થોડાક વર્ષો પહેલાની એક વાત છે હુ મારા ગુરુદેવ સાથે મુબઈ આવ્યો હતો તે જ વખતે આપણા સમાજના એક મોટા આગેવાન–લીડર–પણ મુબઈ પધાર્યા હતા સઘનો એક સભ્ય એમની પાસે ગયો અને સમાચાર આપ્યા કે ગુરુદેવ કિશનલાલજી મ૦ ઉપાશ્રયમા બિરાજે છે, તો નેતાજી બરાડી ઊઠયા ' નો ટાઈમ ' અને એમની વાણીમા જાણે સત્તાનો નશો બોલી રહ્યો હતો

જ્યારે સપત્તિને સત્તા સાપડે છે ત્યારે એમા નશા કરતા પણ વધુ તેજ નશો આવી જાય છે તેથી એમના ઘરમા લક્ષ્મીનો રણકાર હતો અને બહાર સમાજ તરફથી મળતુ મોટુ માન અને નેતાગીરી, આ બધા મળીને જ તો ' નો ટાઈમ ' શબ્દો સરી પડયા હતા સમાચાર પહોચાડનાર ભાઈ મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા, આપણા સમાજના નેતાઓ પાસે મુનિઓના દર્શન કરવા માટે સમય–ફુરસદ નથી મે કહ્યુ આજ તો એમની મેવા છે. મુનિઓ પાસે આવી તેઓ પોતાની સમાજ–સેવામા વિઘ્ન શા સારુ પેદા કરશે ? અસ્તુ–જવા દો આ વાતોને ભાઈ!

ચાતુર્માસ વીત્યો થોડાક વર્ષો બાદ ફરતા–ફરતા અમે તે જ નગરમા પહોચી ગયા કે જ્યા આપણા સમાજના આ નેતા રહેતા હતા પણ એ દિવસોમા સમયના વ્હેણ સાથે એમનામા પણ ઘણો મોટો ફેરફાર થઈ ચૂક્યો હતો સપત્તિ વિદાય લઈ ચૂકી હતી અને નેતાગીરી પણ છીનવાઈ ગઇ હતી. અને જતા એમનો પેલો નશો પણ ઊતરી ગયો હતો હવે એ "નો ટાઈમ" વાળા સજ્જન પ્રતિદિન ઉપાશ્રયે આવવા લાગ્યા સવારે, બપોરે ને સાજે

ત્રણે વખત સમાધિ પણ કરતા હતા મેં જોયું કે સંપત્તિની શાન ચાલી ગઈ છે તેથી તેઓ નિજ પોતાના રૂપમાં પાછા આવી ગયા છે

પણ હું કહીશ તમે સંપત્તિમાં નહીં પરંતુ વિપત્તિમાં કઠોર બનતા શીખજો. એક પ્રશ્ન પૂછું તમે આંબો–કેરી બનવાનું પસંદ કરશો કે નાળિયેર? જુઓ તો ખરા આંબો–પાકી કેરીને જરા દબાવશો કે એનો રસ બહાર નીકળી પડશે જ્યારે નાળિયેરને એમ દબાવવાથી એનો રસ બહાર નહીં નીકળે. હું તો ઇચ્છીશ કે તમે આંબો નહીં પણ નારિયેળ જ બનો. જીવનમાં કાયરતા હશે તો વિપત્તિના સાધારણ એવા પ્રસંગે પણ માનવહૃદયથી પ્રેમનો રસ ટપકી પડશે અને જો હૃદયમાં વીરતા હશે તો ગમે તેવો આઘાત કેમ ન લાગે પણ પ્રેમ કદી ખૂટશે નહીં

દડાને તમે નીચે પછાડો એ ટક્કર ખાઈને પછડાઈને પણ ઉપર ઉછળશે જ્યારે માટીનું ઢેફું જમીન ઉપર નાખશો તો એ ત્યાં જ પડી રહેશે. તેમ વીર મનુષ્ય વિપત્તિની પછાડો–ટક્કર ખાઈને પણ આગળ વધે છે અને કાયર વ્યક્તિ ત્યાં જ ઢગલો થઈને પડ્યો રહેશે. વિપત્તિઓ સામે ઝઝૂમવાની એનામાં તાકાત નથી દીવાની વાટને તમે કાપી લ્યો તોય કપાયા છતાં તે પ્રકાશ આપશે જ તેમ આપત્તિ–કાળમાં પ્રહારો ખમીને પણ સત્‌પુરુષો પોતાના વિચારોની જ્યોતને બૂઝવા દેતા નથી

જનતા સંતો વિચારોનો સદા વિરોધ કરતી રહી છે જ્યાં સુધી તેઓ જીવિત રહ્યા ત્યાં સુધી એમને અપમાનના કડવા ઘૂંટડા પીવા પડે છે જનતા એમના માર્ગમાં કાંટા પાથરે છે પણ એ કંટકકીર્ણ માર્ગ પર તેઓ જાણે ફૂલો પર ચાલી રહ્યા હોય તેમ ચાલ્યા પગમાં કાંટા વાગ્યા પણ મનમાં એક કાંટો વાગ્યો નહિ. તેથી જ શત્રુઓની વચ્ચે પણ એમનો મમકાર ખત્મ બન્યો નથી. કાંટા વાગ્યાનું દુઃખ પણ કાંટા વગાડનાર પ્રત્યે દુર્ભાવ નહોતો સંસ્કૃતના એક કવિએ સંતના સ્વભાવનું ચિત્ર આપતાં કહ્યું છે કે

घृष्टं घृष्टं पुनरपि पुनश्चन्दनं चारु गन्धम्
छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षुदण्डम् ।
दग्धं दग्धं पुनरपि पुनः काञ्चनं कान्तवर्णम्
न प्राणान्तेऽपि प्रकृतिविकृतिर्जायते सज्जनानाम् ॥

ચંદનને તમે પથ્થર સાથે ઘસો પણ જેટલી વાર એ ઘસાશે એટલી વાર એ પોતાની મધુર સુગંધ ઉડાડતો જ રહેશે પોતાને ઘસનારને પણ એ ફોરમ

જ આપે છે કુવાડી વડે ચ દનને કાપો પણ કપાતો ચંદન પોતાની સુવાસ આપવી તજતો નથી એ કપાતો ગયો તેમ કાપતી કુવાડીને પણ સુવાસિત બનાવતો ગયો શેરડીને ચાકુ વડે છોલવામા આવી, પણ જેટલી વાર એ છોલાણી એટલી વાર એની મધુરતા વધતી જ ગઈ અને જ્યારે એને કોલૂમા પીલવામા આવી ત્યારે એણે પેલા પીલનારને તો પાત્ર ભરીને મીઠો-મધુરો રસ જ આપ્યો

સુવર્ણ-સોનાને જેટલી વાર અગ્નિમા તપાવશો એમ એની ચમક વધતી જ જશે તેમ સ ત સ્વભાવવાળો મનુષ્ય પોતાના માર્ગમાં ક ટક પાથરનારને પણ સુવાસ જ આપશે સ ત પુરુષ પર જ્યારે કોઈ લાઠીપ્રહાર કરે અને એથી ભલે એનુ લોહી વહેતુ થાય પણ જોવાનુ તો એ છે કે એ વખતે એના મનમા શું વહી રહ્યુ છે ? ત્યા શુ ઘૃણા કે દ્વેષ તો વહેતો નથી ને ? ના, એવુ કદી નહી બને એના શરીરમાથી ભલે રકતધારા વહી નીકળે પણ એના મનથી તો પ્રેમ-ધારા જ વહેશે એના અ તરના આશીર્વાદ જ વરસશે

આને જીવનની સુવાસ કહેવાય, જ્યારે એક પ્રહાર કરનાર પ્રત્યે પણ આપણુ મન પ્રેમથી છલોછલ બને ભલાઈનો બદલો ભલાઈથી જ વાળવો એ દાનવતા છે અને એમાય બુરાઈનો બદલો ભલાઈથી વાળવો એ સ તવૃત્તિ છે અને આપણી ભારતીય સ સ્કૃતિ તો એમા જ વિશ્વાસ ધરાવે છે આ જ વિશ્વાસના આધારે જ તો એ સાપને પણ દૂધ પાય છે સર્પ તો વિષ છોડે છે પણ એના વિષના બદલામા આપણે એને દૂધ પાઈએ છીએ

એક સમયની વાત છે બ્રહ્મદત્ત બનારસનો રાજા હતો એના પુત્રનું નામ બ્રહ્મદત્તકુમાર હતું તક્ષશિલાના વિશ્વ-વિદ્યાલય (ગુરુકુળ) મા એણે અભ્યાસ કર્યો હતો તક્ષશિલા એ દિવસોમા પ્રાચીન વિદ્યાઓ માટેનુ મુખ્ય કેન્દ્ર હતુ કે જ્યા ભારતના અમીર અને ગરીબ હજારો વિદ્યાર્થીઓ એકી સાથે બેસી અભ્યાસ કરતા હતા ત્યા જ બ્રહ્મદત્તકુમારે ભારતીય વિદ્યા અને કળાઓનુ શિક્ષણ મેળવ્યુ હતુ પિતાના મૃત્યુ પછી કુમાર બ્રહ્મદત્ત ગાદીએ બેઠો એણે રાજ એવુ કુશળતાપૂર્વક ચલાવ્યુ કે રાજ્યમા કોઈ અપરાધી જ ન રહ્યો ન્યાયાલય-કોર્ટો કચેરીઓ ખાલી ખાલી જ રહેવા લાગી

સાચે જ રાજ્ય-વ્યવસ્થાનો આ જ આદર્શ હોવો જોઈએ પ્રજાને યથાયોગ્ય ન્યાય મળે, એ નીતિ આદર્શ ગણાશે પણ એથી ઊચો આદર્શ તો એ છે કે રાજ્યમા અપરાધ, ગુનો જ ન થાય કોઈને એકબીજાની

ફરિયાદ કરવાની તક જ ન મળે. કુમાર બ્રહ્મદત્તે આમ જ કર્યું. એણે અપરાધનાં મૂળને જ નાબૂદ કર્યાં. તેથી એના ન્યાયાલયનાં દ્વારો સૂનાં જ રહેવાં લાગ્યાં.

આજે તમારે ત્યાંના ન્યાયાલયના ઓરડાઓ સૂના ખાલી રહે છે કે આકંઠ ભીડથી ભરેલા રહે છે? જેમ ન્યાયાલયો વધતાં ગયાં તેમ-તેમ અપરાધો પણ બમણા જ વેગથી વધતા ગયા છે. વકીલો વધ્યા પણ ઝઘડા-કંકાસો ઓછા ન થયા. ડૉક્ટરો વધ્યા. ગલી-ગલીમાં ડૉક્ટરો ઇન્જેક્શનો લઈને બેઠા છે પણ વિચારવાનું એ છે કે રોગો ઘટ્યા છે કે વધ્યા? અનુભવ તો એવી જ સાક્ષી પૂરે છે કે ડૉક્ટરો જેમ વધ્યા તેમ રોગો પણ વધ્યા જ છે. તો યથાર્થ ચિકિત્સા તો તેને જ કહી શકાય કે જે રોગોને ઓછા કરે. ન્યાયાલયનો આદર્શ ત્યારે જ સફળ કહેવાય કે જ્યારે સમાજમાં ઝઘડા-કલહ કંકાસો ઓછા થાય. કુમાર બ્રહ્મદત્તે આવા જ આદર્શનું અનુકરણ કર્યું.

એક વાર કુમાર બ્રહ્મદત્ત રથમાં બેસી ક્યાંક જઈ રહ્યો હતો. એ જ રસ્તેથી કોશલ-નરેશનો રથ પણ આવી રહ્યો હતો. એ રથમાં પોતે નરેશ મલ્લિક બેઠો હતો. રસ્તો સાંકડો હતો. બન્ને બાજુએ ઊભેલા વિશાળ પર્વતોને કાપતો-ચીરતો એ નાનકડો માર્ગ જઈ રહ્યો હતો. રસ્તો એટલો સાંકડો હતો કે ફક્ત એક જ રથ પસાર થઈ શકતો હતો. બન્ને રથ આ જ રસ્તે અટકાઈ પડ્યા. બન્નેને પોતપોતાની દિશામાં આગળ વધવું હતું. એટલે પ્રશ્ન એ હતો કે બન્નેમાંથી કોણ આગળ વધે? બહુ ગંભીર ઘડી હતી. આવા અવસરોમાં જો દીવાના બનેલા ક્ષત્રિયો આગ બની જાય તો ફક્ત તલવાર જ એનો આખરી ફેંસલો લાવી શકે. પણ બન્ને રથના સારથીઓ કુશળ હતા. એમને તલવારનો ફેંસલો મંજૂર નહોતો. વાર્તાલાપ વાટાઘાટ દ્વારા જે રસ્તો નીકળી આવે એના માટે તલવારને બાદ કરવી એમાં એમને અહંકારનું વિસર્જન ન થવાનો ભય હતો.

ત્યાં તો કોશલના સારથીએ કુમારના સારથીને કહ્યું: 'તમે તમારો રથ પાછો વાળો કેમકે મારા રથમાં કોશલ-નરેશ મલ્લિક બેઠેલા છે.' તે જ વખતે કુમારના સારથીએ કહ્યું: 'રથ તમારે પાછો વાળવો જોઈએ કારણ કે મારા રથમાં કાશીનરેશ કુમાર બ્રહ્મદત્ત બિરાજેલા છે.' કુમારના સારથીએ વિચાર્યું: ઠીક બન્ને જ નરેશ છે તો પછી આયુ-ઉંમર વડે એને

ફેસલો કરવો જોઈએ જે વયમા મોટા હોય એમનો રથ પહેલા આગળ જમે એણે પૃછ્યુ –

"તમારા સમ્રાટની ઉમર શુ છે?"

કોશલના સારથીએ જવાબ વાળ્યો "ચાલીસ વર્ષ"

કાશીનો સારથી વિચારમા પડી ગયો કારણ કે એનો નરેશ પણ આ જ ઉમરનો હતો એટલે વય એનો ફેસલો કરવામા મદદરૂપ બની શકી નહી પછી એણે રાજ્ય-વિસ્તારના આધારે નિર્ણય લેવાનો વિચાર કર્યો. પણ ભાગ્યવશાત્ બનેનો રાજ્યવિસ્તાર એક જેવો સમાન જ હતો. પછી એના ધન, યશ, કુળ અને ગોત્ર એમ એક પછી એકની સરખામણી કરી જોવાઈ પણ બને સરખા જ-સમાન નીકળ્યા બનેમા સમાન બળ હતું પછી કુમારના સારથીએ પૂછ્યુ "વારુ ત્યારે, એ બતાવો કે તમારા રાજાની સજ્જનતા કેવી છે?" જવાબમા કોશલનરેશના સારથીએ પોતાના રાજાની સજજનતાનુ વર્ણન કરતા કહ્યુ –

**दलहं दलहस्स खिपति, मल्लिको मृदुना मृदुं ।**
**साधंपि साधुना जेति असाधुं पि असाधुना ॥१॥**
**एतादिसो अय राजा भग्ग उच्यादि सारथि ।।**

કોશલનો સારથી પોતાના સમ્રાટની સુજનતા સજ્જનતા બતાવે છે "નરેશ મલ્લિક કઠોર માણસ માટે કઠોરતા અપનાવે છે, અને કોમળ વ્યકિતઓ માટે મલ્લિક નરેશ હમેશા કોમળ મૃદુ રહ્યા છે" **वज्रादपि कठोराणि मृदुनि कुसुमादपि ।**" મારા સમ્રાટ કઠોર વ્યકિત માટે વજ્ર કરતા પણ કઠોર છે અને મૃદુ વ્યકિત માટે ફૂલની જેમ મૃદુ કોમળ બની જાય છે અમારા સમ્રાટે સાધુ સ્વભાવની વ્યકિતઓને પોતાના સાધુ સ્વભાવે જીત્યા છે અને દુષ્ટોને એમણે દુષ્ટતા કરીને જીત્યા છે અર્થાત્ એમણે ભલાઈની સામે ભલાઇ વાપરી છે અને છે અને બુરાઈને બુરાઈથી દબાવી છે અમારા સમ્રાટ એટલા સજજન પ્રકૃતિ-સ્વભાવના છે કે એમના રાજમાં સર્વત્ર શાન્તિની શરણાઈ઼ઓ બજી-વાગી રહી છે માટે હે સારથી, તમે અમારા રથને આગળ જવા દો"

કુમારનો સારથી બોલ્યો "હા, તમે ઠીક કહો છો તમારા સમ્રાટની નીતિ સુદર છે પણ આટલાથી તમને રસ્તો નહી મળી શકે, કારણ કે તમે એક જ પક્ષનુ જ્ઞાન મેળવ્યુ છે" તો કોશલ નરેશનાસારથીએ પૂછ્યુ : "વારુ, તો હવે તમે તમારા નરેશની સજ્જનતા અગે કઇક બતાવો"

સારથીએ કહ્યુ

अक्कोधेन जिने कोधं असाधु साधुनाजिने ।
जिने कदरियं दानेन सच्चेनालिकं वादिनम् ॥
पताविसो मय राजा अमग्गा अम्पाविं सारथि ।

કુમાર બ્રહ્મદત્તનો સારથિ પોતાના સમ્રાટના સ્વભાવનો પરિચય આપી રહ્યો છે અમારા નરેશ ક્રોધને અક્રોધ વડે જીતે છે અને અસાધુ પર સાધુતા વડે વિજય મેળવે છે ક્રોધને ક્રોધ કરી જીતી શકાતો જ નથી અગ્નિને શુ અગ્નિ જ વડે બુઝાવી શાન્ત કરી શકાય ખરો ! વેરથી વેર કદી શાન્ત થઈ શકતુ નથી એના સારુ તો ક્ષમા રૂપી નીર-પાણીની જરૂર રહે છે

અસાધુ સ્વભાવને જીતવા શુ આપણે પણ અસાધુ બનવુ જોઈએ ! બુરાઈને જીતવા માટે શુ ભલાઈને પણ બુરાઈમાં રૂપાંતર થવુ પડશે ! જો ભલાઈ ભલાઈ રૂપે જ બુરાઈને જીતી ન શકે તો પછી બુરાઈ પોતે જ શુ ખરાબ છે ! પણ આવું જ જો બને તો દુનિયાના ખૂણે-ખૂણેથી ભલાઈ નાશી જશે-નાબૂદ થઈ જશે કૂતરો માણસને કરડે તો શુ મનુષ્યે પણ કૂતરાને કરડવા જવુ ! માટે સાચુ તો એ છે કે આપણે બુરાઈને પણ ભલાઈથી જીતવી જોઈએ.

હા તો કુમારની સારથિ કહી રહ્યો છે 'અમારા કુમાર નરેશની સજ્જનતાએ દુર્જન વ્યક્તિઓની દુષ્ટતા ઉપર વિજય મેળવ્યો છે અને જે દીન અને સકુચિત દિલના માનવીઓ છે એમને પોતાની દાનવૃત્તિ વડે જીત્યા છે અર્થાત્ એમની ઉદારતાએ દીનતાને જીતી લીધી છે અને એમના સત્યે મિથ્યા-ભાષીઓને જીત્યા છે મારા કુમાર નરેશે અસત્યને સત્યથી પરાજિત કર્યો છે અસત્યથી સઘર્ષ કરવા માટે આપણે સત્ય અને ત્યારે જ અગર આપણે સત્યને તજી અસત્યનો આશ્રય લઈએ તો પછી અસત્યનો જ વિજય થશે ને ! અસત્યને જોતાં જ તે આપણે સત્યનુ શસ્ત્ર ફેંકી દઈએ તો નિશ્ચય સમજવુ કે આપણને એના પર વિશ્વાસ નથી.

અસત્ય જીવનની દુર્ગંધ છે ત્યારે સત્ય જીવનની સુગંધ છે ક્રોધ જીવનની ગંદકી છે તો ક્ષમા જીવનની ખુશબુ છે તમારુ જીવન પણ સુવાસિત ગુલાબ બને અને જીવનના અણીદાર કાંટામા પડવા છતાં તમે હસતા રહો એજ કામના છે

દિનાંક
૨૧-૪-૫૮

જૈન ઉપાશ્રય
કોટ મુબઈ

## ૧૦. માનવ અને માનવતા

આજનું પ્રવચન માનવથી સબંધ ધરાવે છે દેવોની વાર્તાઓ તમે સાભળી છે તમે એમને શ્રદ્ધાની સાથે જુઓ છો પરતુ જે ભૂમિ ઉપર આજે તમે છો એના મૂલ્ય અગે તમે કદી વિચાર કર્યો છે ખરો? એક વિચારકે કહ્યુ છે કે 'ઇશ્વર પછી બીજુ સ્થાન કોને અપાય? ઇશ્વર પછીનુ સ્થાન ન તો દેવોને મળી શકે તેમ ન બિચારા પશુઓને અને તો પછી નારકીઓની તો વાત જ શી કરવી, બીજુ સ્થાન ન રાજા માટે છે, ન સમ્રાટ માટે, ન સૈનિક માટે તેમ ન સેનાપતિ માટે બીજુ સ્થાન તો ફક્ત એક જ પ્રાપ્ત કરી શકે છે અને તે છે માનવ

જૈન ધર્મ આત્મવાદી છે એ કોઈ પણ વસ્તુનો તોલ કરવા બેસે તો તે વસ્તુનો બાહ્ય સૌન્દર્ય, ચમક-દમકનો તોલ કરતો નથી, એના તોલમા વસ્તુનો ઉપયોગ જ વધુ મૂલ્યવાન કરે છે તો જૈન ધર્મની દૃષ્ટિએ દેવ ભૂમિ કરતા માનવભૂમિનુ મૂલ્ય વધુ છે જો કે ભૌતિક વૈભવ અને શક્તિમા માનવ કરતા દેવોનુ મહત્વ સવિશેષ છે તેમ છતા માનવ એના કરતા પણ મહાન છે એની પાછળ એક રહસ્ય છે

તમે આરસ-પથ્થરની ફર્શ પર બેઠા છો આ ચીકાશવાળી ફર્શ તમને પસદ છે પણ ખેતરની માટી પસદ નથી કારણ કે એથી તમારા કપડા ગદા થાય છે પણ હા, એ યાદ રાખવુ જોઈએ કે ખેતરની માટીમા ધાન વવાય તો ચાર મહીનામા એક દાણાના હજાર દાણા ઉગેલા તમને મળશે પણ જો તમે તમારા આ આરસ-પથ્થરની ફર્શ ઉપર ધાન વાવશો તો કેટલા દાણા મળશે? બસ, આ જ રહસ્ય માનવ ને દેવ-ભૂમિમા છે

દેવભૂમિ સુદર છે પણ પેદાશવાળી નથી જ્યારે માનવજીવનની

ભૂમિ માટી કાળી છે અને કળી માટી પેદાશવાળી હોય છે એમાં આત્મસિદ્ધિના બી વાવશો તો તેવી પેદાશ થશે અને સારુ-નરસુ બી પણ તમે આ માટીમાં નાખી શકશો મનુષ્ય જો વિશુદ્ધિ ભણી આગળ વધે છે અને પરપરિણતિથી ખસીને સ્વપરિણતિ તરફ આવે છે તો તે એટલો ઉપર ઊઠી શકે છે કે સ્વર્ગની ઉંચાઈ પણ એ પાર કરી લે છે કારણ કે ધર્મની ઉત્કૃષ્ટ આરાધના માનવજીવનમાં જ સંભવિત છે નારકી વેદના-સાગરમાં ડૂબેલા રહે છે એમને ધર્મતત્ત્વ સમજવાની ફુરસદ જ ક્યાં છે ! તિર્યંચમાં અધિકાર છે પશુજીવનની કઈક પરાધીનતા અને કમજોરીઓ એમને ઉચ્ચ મહાવ્રતોને અપનાવવામાં રોકે છે પશુ પાપ-ફળને પ્રતિક્ષણ ભોગવી રહ્યાં છે બાળપણમાં એમને માતાનુ દૂધ મળતુ નથી ભૂખ અને તરસને લીધે તેઓ સદા દુર્બળ રહે છે

શક્તિ-સામર્થ્યથી વધુ ભાર એમને ખેચવો પડે છે અને સાથે સાથે માર પણ ખાવો પડે છે એમના કોમળ નસકોરાં નાથી દેવામાં આવે છે આમ કષ્ટમય વાતાવરણમાં એ બિચારાઓને ધાર્મિક ક્રિયાઓનો બોધ સમજવા સંભવ બનતો નથી દેવસૃષ્ટિ પુણ્યના ભોગોમાં રાચે છે વિલાસ અને વૈભવોમાં દેવોને આધ્યાત્મિક જીવન તરફ જોવાની ફુરસદ જ છે ! એક માત્ર માનવ જ એવુ પ્રાણી કે જે ધર્મ તત્ત્વોને સમજવાની અને જીવનમાં આચરવાની ક્ષમતા ધરાવે છે

આગમની વાણીમાં કહુ તો નારકી અને દેવ અવધિજ્ઞાનના ધારક હોવા છતાં ચોથા ગુણસ્થાનથી આગળ જઈ શકતા નથી. તિર્યંચ એમનાથી આગળ આવી શકે છે પણ પાંચમો ગુણસ્થાન વટીને આગળ જવાની ક્ષમતા તો એમનામાં પણ નથી એ તો મનુષ્ય પાસે જ એટલું આત્મબળ છે કે મોક્ષ ગુણસ્થાન સુધી એની અબાધ ગતિ છે અર્થાત્ જઈ શકે છે

સર્વાર્થસિદ્ધનો અનુત્તર વિમાનવાસી દેવ તેત્રીસ સાગરનું વિશાળ આયુષ્ય પામે છે મધુર સ્વરની સંગીત લહેરોનો દિવ્ય આનંદ પણ એને ત્યાં ઉપલબ્ધ છે સાથે જ એનામાં એવી પણ શક્તિ છે કે પોતાના મનના પ્રશ્નોને મન પરમાણુઓ વડે સર્વજ્ઞ સુધી પહોંચાડી શકે છે અને સર્વજ્ઞ દ્વારા મોકલેલા માનસિક જવાબને પણ એ સમજી શકે છે પરંતુ યાદ રાખવુ જોઈએ કે આટલી વિશિષ્ટ શક્તિ ધરાવતો દેવ તેત્રીસ સાગર સુધી પણ જો કેવળજ્ઞાન મેળવવા સારુ પ્રયત્ન કરતો રહે તો શુ એ એમાં (પ્રયત્નમાં)

સફળ થઈ શકશે ખરા ? નહિ, કદાપિ નહી આગમ વાણી એ માટે સ્પષ્ટ શબ્દોમા ઈનકાર કરે છે પણ એક નાનો સામાન્ય માનવી જો પોતાના પુરુષાર્થને મોક્ષ તરફ કેન્દ્રિત કરે તો એક અ તર્મુહૂર્તમા કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે

હવે તમે મનુષ્યજીવનનુ મૂલ્ય આકી શકયા હશો પોતાની સ્થિતિ જોઈ તમે પોતાને હીણો સમજતા હશો પણ આગમવાણી કહે છે કે સ્વર્ગીય સુખામાઓમા પળતા દેવો પણ સદા ત્રણ વસ્તુઓની કામના કરે છે –

"तओ ठाणाइँ देवा पेहेज्जा
माणुस्स भवं आरिय खेत्तं सुकुल जम्मं ॥
स्थानांग सूत्र ठा ३

સ્વર્ગના દિવ્ય વૈભવમા વસતા દેવનુ હૃદય જે વસ્તુઓ માટે અ તુર હોય છે તે છે મનુષ્યજીવન, આર્યક્ષેત્ર અને શ્રેષ્ઠ સદાચારી માતાની કૂખે જન્મ પણ એ કેવી મઝાની વાત છે કે દેવ તો માનવ બનવા ઇચ્છે છે ત્યારે માનવ ? એ તો દેવ બનવા સારુ યત્નો કરી રહ્યો છે ત્યારે માનવ ? એના તપ અને સ યમનુ લક્ષ્ય દેવયોનિ પ્રાપ્ત કરવામા છે તમે દેવી અને દેવોને પ્રસન્ન કરવા માટે ઉપાસના કરતા હો છો

અજ્ઞાનના આવરણમા જીવતા કેટલાક મનુષ્યો તો દેવોને પ્રસન્ન કરવા માટે જીવતા પ્રાણીઓની બલી ચડાવે છે, પણ પ્રશ્ન એ થાય છે કે દેવોની પાછળ થતી આ ઉપાસનાનુ ધ્યેય શું છે ? શુ મનુષ્ય આઠ કર્મોથી આવૃત્ત છે અને દેવ છ અથવા ચાર કર્મોથી ? આગમો સાક્ષી દે છે કે દેવ પણ આઠ કર્મોની જાળમા એટલી જ મક્કમતાથી જકડાયેલો છે જેટલો કે મનુષ્ય અને બીજા આત્માઓ આત્મવિકાસના ક્ષેત્રમા પણ દેવ મનુષ્ય કરતાં કેટલો પછાત રહ્યો છે ! સાગરોપમાની સાધના હોવા છતા એ ચોથા ગુણસ્થાનની ભૂમિકાથી એક ઇંચ પણ આગળ વધી શકતો નથી હમણાં જ તમે એ સાભળી ચૂક્યા છો

પણ હા, કેટલાક ભાઈઓ એમ કહે છે કે પુણ્યના ક્ષેત્રોમા તો દેવ સૃષ્ટિએ મનુષ્યને પાછળ જ રાખી દીધો છે ને ! હા, આ તર્ક કઇક હદ સુધી તો ઠીક પણ છે, પુણ્યનો પ્રભાવશાળી પ્રકાશ દેવને મળે છે એના દિવ્ય રત્નોના વિમાન અને એના મુકુટના એક મણિનુ મૂલ્ય એટલુ છે કે માનવલોકની સમગ્ર સ પત્તિ મેળવીને પણ એક મણિનુ મૂલ્ય ચૂકવી શકાય

જીવનની એ અંધારઘેરી રાત્રિ, જેમાં આપણે હિતનો અને અહિતનો વિવેક ખોઈ બેઠા હોઈએ જ્યારે આપણને સત્યમાં અસત્યની છાયા દેખાતી હોય અને અસત્યની આપણે સત્યરૂપે પૂજા કરતા હોઈએ છીએ તેને આગમની ભાષામાં મિથ્યાત્વ કહેવામાં આવે છે જ્યારે આપણે સ્વાર્થ અને સત્ય બન્નેને સમાન મહત્ત્વ આપીએ ત્યારે તે અસત્યથી આવૃત્ત દૃષ્ટિ મિશ્ર દૃષ્ટિ કહેવાય છે જો કે તેણે સત્યનું દર્શન કર્યું છે પણ સ્વાર્થે તેનો પીછો છોડ્યો નથી. આવે વખતે તે સત્યનાં ગીત ગાય છે અને જીવનની એકાંત પળોમાં અસત્યની પૂજા કરે છે આ અસત્યના બે દીપો સત્યના દીપને ઝેરમય બનાવે છે

ત્રીજું છે સમ્યક્ત્વ મોહનીય. તેમાં આત્માની સ્થિતિ એવી છે કે જેમાં મિથ્યાત્વની રાત્રિ વીતી ગઈ છે જીવનપ્રભાતમાં સત્યની લાલિમા દેખાઈ રહી છે છતાં હજુ મિથ્યાત્વની રાત્રિ પૂરી વીતી ગઈ નથી. હજુ થોડોક અંધકારપટ બાકી છે આ સ્થિતિમાં મિથ્યાત્વનો રસોદય સમાપ્ત થઈ જાય છે પણ પ્રદેશોદય બાકી રહે છે

જ્યારે આત્મા દર્શન સપ્તકનો પૂર્ણપણે ક્ષય કરી નાખે છે ત્યારે તે ક્ષાયિક સમ્યક્ત્વ કહેવાય છે પણ જ્યારે મિથ્યાત્વની માટીને વશ નથી કરી શકતો ત્યારે તે તેને દબાવી દે છે જેવી રીતે ફટકડી પાણીમાં નાખવાથી પાણીમાંનો કચરો છૂટો પડી નીચે બેસી જાય છે અને પાણી ચોખ્ખું થઈ જાય છે પણ તેમાં મેલ દૂર થયો નથી જો કદાચ તેને હલાવવામાં આવે તો પાછો કચરો ઉપર પાણીમાં આવી જઈ શકે છે ક્ષાયોપશમિક સમ્યક્ત્વમાં આત્મા દર્શન સપ્તકનો કેટલેક અંશે ક્ષય અને કેટલેક અંશે ઉપશમન કરે છે તેમાં પૂરો ક્ષય કે પૂરું ઉપશમન નથી હોતું એટલે તેમાં પહેલાં બે (ક્ષાયિક અને ઉપશાન્ત) જેટલી વિશુદ્ધિ નથી.

આ અંતરની ઉત્ક્રાંતિ તેના જીવનમાં ઘણો મોટો ફેરફાર લાવે છે હવે તે સત્યનો દ્રષ્ટા છે અને મુક્તિમાર્ગનો યાત્રી છે તેનું લક્ષ્ય પણ બદલાઈ જાય છે સ્વરૂપસ્થિતિમાં સ્થિર થવું એ જ તેનું ધ્યેય બને છે દુનિયાના ભૌતિક પદાર્થોની લિપ્સા તેના મનને બાંધી રાખી શકતી નથી. એનો અર્થ એવો નથી કે સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી આત્મા ચારિત્ર સ્વીકાર કરી લે છે પણ એ સમયે તેને ચારિત્ર પ્રત્યે અનુરાગ જરૂર પેદા થાય છે

સમ્યક્ત્વ દૃષ્ટિ પ્રાપ્ત થયા પછી, આત્મામાં એટલું પરિવર્તન જરૂર આવે છે કે તે સ્વ અને પરનાં રહસ્યને સમજે છે આ રહસ્ય સમજતાં

એ પણ ઘણો મોટો લાભ છે કારણ કે તે સમજ્યા પછી પરવસ્તુ પ્રત્યેની આસક્તિ નાશ પામે છે તે જીવનના દરેક ક્ષેત્રમા અનાસક્ત રહેશે માતપિતા, જે સ્નેહથી પુત્રનુ પાલન કરે છે, તે જ સ્નેહ પુત્રને પણ મળે છે દીકરીના માથાનુ દર્દ, માતાના માથાનુ દર્દ બની જાય છે તે પોતે ભૂખી રહી શકશે પણ પોતાની પુત્રીના આસુ નહિ જોઈ શકે, આટલુ વાત્સલ્ય રાખવા છતા પણ, તે જાણે છે કે દીકરી પારકા ઘરની વસ્તી છે એક દિવસ, તેને બીજાના ઘેર જવાનુ છે આવી જ વાત સમ્યક્ત્વી જીવની છે તે સસારની બધી ક્રિયાઓ કરે છે બીજાઓનુ રક્ષણ પણ કરે છે કેમકે તે જવાબદારી લઈને બેઠો છે છતા તે જાણે છે કે આ બધુ મારુ નથી

સ્વરૂપના ભેદનુ વિજ્ઞાન, મનની સકલ્પ–વિકલ્પાત્મક સ્થિતિનો અત લાવે છે કારણ કે જ્યારે તે હૃદયથી એક વાર પણ વસ્તુને પરવસ્તુ તરીકે જાણે છે, ત્યારે, પછી તેના સયોગ કે વિયોગથી, તેને હર્ષ કે શોક–બન્ને-માથી કાઈ પણ થતુ નથી તે જાણે છે કે જે આવ્યુ છે તે મારુ નથી. એટલે તેનો હર્ષ કેવો ? તેમ જ જે ગયુ છે તે મારુ નહોતું એટલે તેનો શોક પણ શા માટે ? એ મારુ હતુ જ ક્યારે ? દુનિયાના હર્ષ અને વિષાદ તેના હૃદય ઉપર અસર કરતા નથી કારણ કે તે દુનિયાને એક રગમચ (Stage) માને છે રોજબરોજની ઘટનાઓ એ નાટકના દશ્ય છે તેમા કોઈ વખત સારા તો કોઈ વખત નઠારા દશ્યો જોવામા આવે છે

નાટકમા જય અને પરાજય બન્ને મળે છે પણ નાટકના પાત્રોને તેનો હર્ષ કે શોક હોતો નથી રાવણનો પાઠ કરનારના હાથમાથો આખી લકાનુ સામ્રાજ્ય જતુ રહે છે, છતા તેને લેશમાત્ર પણ શોક થતો નથી પરતુ જો કદાચ તેના ખીસામાથી દસ રૂપિયાની નોટ પડી જાય તો તે ચિતાતુર બની જશે સામ્રાજ્ય ગયુ ત્યારે ન રોનાર, દસ રૂપિયાની નોટ માટે કેમ રડે છે ? કારણ કે તે જાણે છે કે નાટકનુ રાજ્ય, તે સાચુ રાજ્ય નહોતુ તેનો મુગટ તો બે કલાક પછી ઊતરી જ જવાનો હતો પણ દસ રૂપિયાની નોટ તો સાચી હતી અને તેનુ થયેલુ નુકસાન પણ પોતાનુ હતુ.

તમે પણ આવી દષ્ટિ મેળવો દુનિયાને નાટકના દશ્યો માની લો અને તમે પ્રેક્ષક બની જાવ પછી તે નાટક તમને વિચલિત નહિ કરી શકે નટે બે ઘડીના રાજ્યને જૂઠુ માન્યુ, એટલા માટે તેને તે જવાથી કાઈ દુ ખ થતુ નથી પણ દસ રૂપિયા જવાથી દુ ખ થયુ કેમકે તે તેણે સાચા માન્યા હતા આ મિથ્યા જ્ઞાન જ દુ ખનુ કારણ છે એ નાટકનુ રાજ્ય સાચુ

નથી તો આ રાજ્ય પણ કેટલું સાચું છે? આ પણ ન પડીનું જ રાજ્ય છે પલ્યોપમ અને સાગરોપમની સરખામણીમાં આ જિન્દગી પણ એ ક્ષણિક એક જ છે

પદાર્થનું સાચું સ્વરૂપ તમે ઓળખ્યો પછી દુઃખ જેવી કોઈ વસ્તુ જ રહેશે નહિ. તત્ત્વનો યથાર્થ પરિચય એ જ સમ્યક્ત્વ છે તે પ્રાપ્ત થતાં દુનિયાના આ મહેલો તમને કેદખાનાં જેવા લાગશે. ભલા તમે એ બતાવો કે તમે સંસારને જેલ માનો છો કે મહેલ? જેલને, જેલ સમજનારો એક દિવસ તેનાથી છૂટી શકે છે. કોઈ અપરાધીને દશ વર્ષની કેદની સજા થઈ હોય તો જેમ જેમ દિવસ વીતતા જાય અને તેનો મુક્તિનો દિવસ નજીક આવતો જાય, તેમ તેમ તેના મનમાં પ્રસન્નતા વધતી જશે. પણ જેણે જેલને મહેલ જ માની લીધો તેનો છુટકારો કયે દિવસે થશે?

સમ્યક્ત્વી આત્મા સંસારને મહેલ તરીકે નહિ પણ જેલ તરીકે જ જુએ છે તે તેમાંથી બહાર નીકળવા મથે છે. જે ક્ષણે તેને મોકો મળશે તે જ ક્ષણે તે, એ જેલનાં બંધનો તોડી નાખી નીકળી જશે. પણ તે એક સેકંડ પણ તેની પાસે ઊભો નહિ રહે. સિંહને ને કદાચ પાંજરામાં પુરવામાં આવે તો તે ચુપચાપ બેસી નહિ રહે. કેમકે તે સમજે છે કે હું વનનો સ્વતંત્ર રાજા છું. હું કેદી બનવા સર્જાયો નથી. તેને જો કે કેદ તો કરવામાં આવ્યો છે પણ જો ભિતિ ભાગી જવાનો મોકો મળતાં તે જ ક્ષણે તે ત્યાંથી નાસી જશે. એક સેકંડ પણ ઊભો નહિ રહે. બીજીવાર તે પાંજરાની સામું પણ જોશે નહિ.

પરંતુ, મેના અને પોપટના સંબંધમાં એવું નથી. વધારે વખત પાંજરામાં રહેવા પછી તે તેને પોતાનું ઘર માની લે છે. પછી તે પાંજરું ઉઘાડું રાખવા છતાં તે ઊડી જતાં નથી. કદાચ તેને બહાર કાઢી ઉડાડી મુકવામાં આવે તો પણ તે ફરીને પાછાં ત્યાં આવી જશે. કારણ કે તેમણે પાંજરાને જ પોતાનું ઘર માન્યું છે. સમ્યક્દૃષ્ટિ આત્મા ફક્ત સ્વાત્મરમણતાને જ પોતાનું ઘર માને છે. બાકીનાં બધાં તેને મન પારકાં ઘર છે.

આથી સમ્યક્ત્વી દુનિયામાં રહેવા છતાં દુનિયાદાર બનતો નથી. કારણ કે તે શેઠ બનીને નહિ વ્યવસ્થાપક (Manager) બનીને રહે છે. ભલા તમે બતાવો કે તમે શેઠ બનવા ઇચ્છો છો કે મેનેજર? મેનેજરની પાસે ઓફિસની તમામ વ્યવસ્થા હોય છે. લાખો રૂપિયા તેની પાસ આવે

છે અને જાય છે છતાં પણ તેને લાખોના આવવાથી હર્ષ થતો નથી કે લાખોના જવાથી શોક થતો નથી કેમકે તેની દૃષ્ટિ દી છે જો કે શેઠ પોતાની પાસે કાઈ પણ નથી રાખતા અને દસ રૂપિયા પણ જોઈએ તો મેનેજર પાસે માગવા પડે છે પરતુ સાજના હિસાબમા એક નવો પૈસો પણ ઘટચો તો શેઠના મગજમા ચિતા થાય છે એટલા માટે હુ કહુ છુ કે એવી દૃષ્ટિ કેળવો

## દૃષ્ટિભેદ

સમ્યક્ત્વી અને મિથ્યાત્વી બન્ને ઘટને ઘટ અને પટને પટ રૂપે માને છે સમ્યક્ત્વી, ગાય ને ગાય અને ઘોડાને ઘોડો કહે છે તો તેજ પ્રમાણે મિથ્યાત્વી પણ કહે છે તે કાઈ ગાયને ઘોડો કે ઘોડાને ગાય કહેતો નથી પછી બન્નેમા ફેર શો છે? તેના જવાબમા કહેવુ પડશે કે બહારથી બન્નેની દૃષ્ટિ એક છે પરતુ માત્ર જોવું એજ પૂરતુ નથી તેની પાછળ જે દૃષ્ટિભેદ છે, એ જ સમ્યક્ત્વી અને મિથ્યાત્વીની વચ્ચે ભેદ પાડે છે, એક સૌદર્યવતી નારીને કામુકની આખો પણ જુએ છે અને સતની આખો પણ જુએ છે પણ તે બન્નેની દૃષ્ટિમા ઘણો મોટો ફરક છે એકની આખોમા વિકાર ભર્યો હોય છે, તો બીજાની દૃષ્ટિ તેમા પૂર્વજીવનના સચિત પુણ્યનુ ફળ જુએ છે હીરાને એક ગામડીયો પણ જુએ છે અને એક ઝવેરી પણ જુએ છે. ઝવેરીની આખો પચાસ હજારની કિમતનો હીરો જુએ છે, ત્યારે તેને જ, ગામડીયો એક ચળકતો પથ્થર સમજીને જુએ છે

આટલી ભૂમિકા સમજ્યા પછી આપણે મૂળ પ્રશ્ન ઉપર આવીએ. મિથ્યાત્વી ગાયને ગાય કહે છે ઘોડો નહિ તે માત્ર ગાયનુ વર્તમાન સ્વરૂપ જ જુએ છે જ્યારે સમ્યક્ત્વી ગાયને જુએ છે તો તે કહે છે કે આ એક માત્ર આત્માનો પર્યાય છે એના અનત જન્મો થઈ ચૂકચા છે અને અનત ભવિષ્યમા પણ તે કાયમ રહેશે ગાયરૂપ પર્યાય રહે કે ન રહે, પણ આત્મ-દ્રવ્ય શાશ્વત છે અને તે આ ગાયમા આત્મતત્ત્વનુ દર્શન કરે છે આવો આત્મા, એક દિવસ આત્માની તમામ વિભાવ–દશાઓને છોડીને સ્વભાવસ્થિત થઈ મુક્તિપદ મેળવી શકે છે આ છે સમ્યગ્દર્શનસપન્ન આત્માની દૃષ્ટિ જ્યારે મિથ્યાદર્શનશીલ વ્યક્તિ, ગાયને માત્ર એક પશુ તરીકે જ જુએ છે

વાદી અને પ્રતિવાદીના વકીલો કાયદાના એકજ પુસ્તકો વાચે છે અને એ જ કાયદાના પુસ્તકોના આધારે એક આરોપીને છોડાવવાનો પ્રયત્ન કરે

अह[1] पुण[2] एवं[3] जाणिज्जा। उवाइक्कंते खलु हेमंते[4] गिम्हे[5] पडिवन्ने[6] अहापरिजुण्णाइं[7] वत्थाइं[8] परिट्ठविज्जा,[9] अदुवा संतरुत्तरे[10] अदुवा ओमचेले[11] अदुवा एगसाडे[12] अदुवा अचेले,[13] लाघवियं[14] आगममाणे[15] तवे[16] से अभिसमन्नागए[17] भवइ, जमेयं[18] भगवया[19] पवेइयं[20] तमेव[21] अभिसमेच्चा[22] सव्वओ[23] सव्वत्ताए[24] सम्मत्तमेव[25] समभिजाणिज्जा[26] ॥ २५९ ॥

**શબ્દાર્થ** (૧) અનન્તર (૨) એમ જણાય કે (૩) ઠંડીની ઋતુ અતીત થઈ (૪) હેમંત ઋતુ (૫) ગ્રીષ્મઋતુ (૬) આવેલ છે (૭) પૂર્વેનાં પ્રાચીન જીર્ણ (૮) વસ્ત્રોને (૯) ત્યાગી દે અથવા કદાચિત્ (૧૦) જરૂર હોય તો ધારણ કરે અથવા જેટલા વસ્ત્ર હોય (૧૧) તેમાંથી ઓછાં કરે (૧૨) અથવા એક વસ્ત્ર રાખે (૧૩) અથવા તદ્દન વસ્ત્ર રહિત થવાથી (૧૪) લઘુતાનો ગુણ (૧૫) પ્રાપ્ત થાય તેમ જ (૧૬) સાધકને તપની (૧૭) પ્રાપ્તિ થાય (૧૮) એમ (૧૯) શ્રી ભગવંતે (૨૦) કહેલ છે (૨૧) આ કથનને (૨૨) ભલીરીતે જાણી (૨૩) સર્વ પ્રકારથી (૨૪) સંપૂર્ણરૂપથી (૨૫) સમભાવનું (૨૬) સમ્યક્ પ્રકારે પાલન કરે.

**ભાવાર્થ** – જ્યારે સાધક મુનિના જાણવામાં આવે કે ઠંડીની ઋતુ અતીત થઈ છે અને ગ્રીષ્મઋતુ આવી છે ત્યારે જીર્ણ થયેલાં જૂનાં વસ્ત્રોને પરઠવી દે-છોડી દે અથવા જરૂર જણાય તો જેવાં હોય તેવા ધારણ કરે અથવા તો બ્રહ્મચારિત્ર પાલન માટે જેટલાં વસ્ત્રો હોય તેમાંથી ઓછા કરે, એટલે કે ત્રણ વસ્ત્ર હોય તો એક વસ્ત્ર ઓછું કરી બે વસ્ત્ર રાખે અથવા બે વસ્ત્ર ઓછાં કરી એક જ વસ્ત્ર રાખે અથવા તો તદ્દન વસ્ત્ર રહિત બને આવી રીતે મમત્વ ઘટાડવાથી વસ્ત્ર ત્યાગ સાથે કષાયમંદતાથી લાઘવગુણની પ્રાપ્તિ થાય છે તેમ જ તપ આરાધન પણ થાય છે આ ઉપદેશ શ્રી ભગવંતે

આપેલ છે તો તેના રહસ્યને જાણી વસ્ત્ર સહિત અથવા વસ્ત્ર રહિત–પણામાં સર્વ પ્રકારે સંપૂર્ણ રૂપથી સમતા ભાવનુ સેવન–ઉપયોગ રાખી વિવેકથી કરવું એ જ સાચા સાધકનુ કર્તવ્ય છે એ જ મોક્ષ માર્ગ છે, મુકિત પ્રાપ્ત કરવાનો ઉપાય છે તેથી તેને ગ્રહણ કરી સંયમનુ પાલન કરવું.

**जस्सणं[१] भिक्खुस्स[२] एवं[३] भवइ पुट्ठो[५] खलु अहमंसि[४] नालमहमंसि[६] सीयफासं[७] अहियासित्तए[८], से वसुमं[९] सव्वसमन्नागयपन्नाणेणं[१०] अप्पाणेणं[११] केइ अकरणयाए[१२] आउट्टे[१३] तवस्सिणो[१४] हु[१५] तं सेयं[१६] जमेगे विहमाइए[१७] तत्थावि[१८] तस्स[१९] कालपरियाए[२०], सेऽवि तत्थ विअंतिकारए[२१], इच्चेयं विमोहायतणं[२२] हियं[२३] सुहं[२४] खमं[२५] निस्सेयसं[२६] आणुगामियं[२७] त्ति बेमि[२८] ॥**

**॥ २६० ॥**

**શબ્દાર્થ :** (૧) જે (૨) સાધુને (૩) એમ જણાય કે (૪) હું (૫) ઉપસર્ગમા ફસાઇ ગયો છુ (૬) સમર્થ નથી તો (૭) શીતસ્પર્શ આદિ ઉપસર્ગને (૮) સહન કરવા (૯) સંયમી સાધક (૧૦) સમસ્ત જ્ઞાન બુદ્ધિથી વિચારી (૧૧) પોતાની (૧૨) અકાર્ય નહિ કરતા (૧૩) વ્યવસ્થિત રહે (૧૪) તપસ્વીને માટે (૧૫) એ શ્રેયસ્કર છે (૧૬) આવા પ્રસંગે કોઇ કોઇ સાધક (૧૭) ફાસી ખાઇને આપઘાત કરે છે (૧૮) છતા આવુ આપઘાતવાળુ મરણ (૧૯) મુનિને માટે (૨૦) સમય પ્રાપ્ત મૃત્યુ સમાન જાણવુ આવા પ્રસંગમા આપઘાતથી મરવાવાળા પણ કર્મોના (૨૧) અન્તકર્તા કહેવાય છે તેમ જ આવુ મરણ પણ (૨૨) નિર્મોહી આશ્રયી તેમ જ (૨૩) હિતકારી, (૨૪) સુખરૂપ, યોગ્ય, (૨૬) મોક્ષનુ કારણ તથા (૨૭) અન્ય ભવમા પુણ્યપ્રદ જાણવુ (૨૮) એમ હુ કહુ છુ

**ભાવાર્થ** – સંયમરૂપ સાધનાના કઠિન માર્ગને વહન કરતા સાધકને એમ જણાય કે હું ઉપસર્ગમાં ફસાઇ ગયો છું, તેમ જ શીત સ્પર્શ આદિ ઉપસર્ગને સહન કરવા સમર્થ નથી, તેવા સમયે સંયમી સાધકે પોતાના સમસ્ત જ્ઞાન તથા બુદ્ધિથી વિચારીને તે આ ઉપસર્ગથી મુક્ત થવા બનતા ઉપાયો કરી છૂટવું; પરંતુ કોઇ અકાર્ય કરવું નહિ. સ્થિરતા ધારણ કરી વ્યવસ્થિત રહી સંયમનું રક્ષણ કરવું, એ તપસ્વી માટે, સંયમી માટે શ્રેયસ્કર છે, પરંતુ તે ઉપસર્ગમાંથી છૂટવાનો કોઇ રસ્તો ન સૂઝે અને ચારિત્ર લૂંટાવાનો ભય ઉત્પન્ન થાય તો છેવટ પરાક્રમી સાધકે ચારિત્રના રક્ષણ માટે ફાંસીથી અગર હરકોઇ અન્ય પ્રકારથી આપઘાત કરી સંયમધનનું રક્ષણ કરવું આવા આપઘાત રૂપ મરણ ભિક્ષુઓને સમયપ્રાપ્ત મૃત્યુ સમાન સંલેખનામરણ રૂપ કહેલ છે, તેમ જ કર્મોનો અન્ત કરનાર કહેલ છે વળી આવા મૃત્યુને નિર્મોહી કહેલ છે, તેમ જ હિતકારી, સુખરૂપ; યોગ્ય અને મોક્ષના કારણરૂપ કહેલ છે વળી આગામી ભવમાં પુણ્યરૂપ તેમ જ મોક્ષના અધિકારી બનવામાં મદદ કર્તા જાણવું એમ હું કહું છું આ અધિકારથી એ ભાવ જણાય છે કે ગમે તેવા વિકટ પ્રસંગમાં પણ ઉત્કૃષ્ટ પરીષહ–ઉપસર્ગમાં પણ સંયમ રક્ષણ માટે શરીરનો મોહ ત્યાગીને, આપઘાત કરીને પણ સંયમરૂપી ધનનો નાશ થવા ન દેવો; પરંતુ રક્ષણ કરવું એ મોક્ષનો હેતુ છે આ ઉપદેશ સાધક મુનિ તથા ગૃહસ્થી મુમુક્ષુ સજ્જનોને ગ્રહણ કરવા યોગ્ય છે એમ જાણી આત્માર્થી જીવોએ પોતાનું ચારિત્ર સાચવવા ઉપયોગવંત રહેવું તે શ્રેયનું કારણ છે

ચોથો ઉદ્દેશો સમાપ્ત.

-

# પાંચમો ઉદ્દેશો.

जे भिक्खू[1] दोहिं[2] वत्थेहिं[4] परिवुसिए पायतइएहिं[3], तस्स[5] णं नो एवं[6] भवइ – तइयं[7] वत्थं जाइस्सामि[8], से अहेसणिज्जाइं[9] वत्थाइं[10] जाइज्जा[11] जाव एवं खु तस्स भिक्खुस्स सामग्गियं, अह पुण एवं जाणिज्जा–उवाइक्कंते खलु हेमंते, गिम्हे पडिवण्णे. अहापरिजुन्नाइं[7] वत्थाइं[8] परिट्ठविज्जा[9], अदुवा संतरुत्तरे[10], अदुवा ओमचेले[11], अदुवा एगसाडे[12], अदुवा अचेले[13], लाघवियं[14] आगममाणे[15] तवे[16] से अभिसमन्नागए[17] भवइ, जमेयं[18] भगवया[19] पवेइयं[20] तमेव[21] अभिसमिच्चा[22] सव्वओ[23] सव्वत्ताए[24] सम्मत्तमेव[25] समभिजाणिया[26]

॥ २६१ ॥

શબ્દાર્થ. અધ્યયન ૮ ના ચોથા ઉદ્દેશાના–સૂત્ર ૨૫૮ અને ૨૫૯ મુજબ સમજવા અહીં વિશેષમા બે વસ્ત્રની અને એક પાત્રની મર્યાદા જાણવી

ભાવાર્થ – જે અભિગ્રહધારી ભિક્ષુ સાધકે બે વસ્ત્ર તથા એક પાત્ર રાખવાની મર્યાદા કરેલ હોય તે ભિક્ષુને એવો વિચાર ન થાય કે ત્રીજા વસ્ત્રની યાચના કરુ કદાચિત તે ભિક્ષુ પાસે બે વસ્ત્ર પૂરા ન હોય અથવા તો વસ્ત્ર ઉપયોગમા ન આવે તેવા જીર્ણ થઇ ગયા હોય અને જરૂર જણાય તો એષણીય, નિર્દોષ વસ્ત્રની યાચના કરે ને જેવા મળે તેવા વસ્ત્રને ધારણ કરે આવા પ્રકારનો સાધુનો આચાર છે પશ્ચાત્ સાધુને એમ જાણવામા આવે કે હેમતઋતુ

અતીત થઇ છે અને ગ્રીષ્મઋતુ આવી છે ત્યારે પૂર્વના જીર્ણ થએલ વસ્ત્રોને ત્યાગી દે અથવા જરૂર જણાય તો ધારણ કરે અથવા તો એક વસ્ત્રને ઓઢ્યું કરે, અથવા પોતાની શક્તિ હોય તો વસ્ત્ર રહિત બને. આવી રીતે મમત્વને (દેહમમત્વ તથા વસ્ત્ર મમત્વને) ત્યાગ વાથી લાઘવ ગુણની તથા તપસ્યાના ગુણની પ્રાપ્તિ થાય છે એમ જાણી વસ્ત્રસહિતપણામાં અથવા વસ્ત્રરહિતપણામાં બન્ને અવસ્થાઓમાં સમભાવ રાખે. આ ઉપદેશ શ્રી ભગવતે પ્રતિપાદન કરેલ છે આ આચાર વિશેષે જિનકલ્પી ચારિત્રવાળાને આશ્રયી છે પરંતુ સ્થવિર-કલ્પી પણ આવા ઉગ્ર આચારનું પાલન કરી શકે દેહમમત્વ ઓછ વામાં આવા પ્રકારના આચારની ખાસ જરૂર જણાય છે

जस्स णं भिक्खुस्स एवं भवइ–पुट्ठो अबलो अहमंसि नालमहमंसि गिहंतरसंकमणं भिक्खायरियं – गमणाए से एवं वयंतस्स परो अभिहडं असणं वा ४, आहट्टु दलइज्जा, से पुव्वामेव आलोइज्जा – आउसंतो गाहावइ ! नो खलु मे कप्पइ अभिहडं असणं वा ४ भुत्तए वा पायए वा, अन्ने वा एयप्पगारे ॥ २६२ ॥

શબ્દાર્થ (૧) જે કોઇ (૨) સાધકને (૩) એમ જણાય (૪) મને રોગનો ઉપદ્રવ થવાથી (૫) હું (૬) નિર્બળ થઇ ગયો છું (૭) તો હું સમર્થ નથી (૮) એક ઘરથી બીજા ઘરે (૯) ભિક્ષાચરી માટે (૧૦) જવાને (૧૧) આ રીતે (૧૨) મુનિને (૧૩) બોલતા સાંભળીને (૧૪) કોઇ ગૃહસ્થ (૧૫) સાધુના સ્થાનપર સન્મુખ લાવી અશનપાનાદિક (૧૬) આહાર (૧૭) ચારે પ્રકારના (૧૮) લાવીને (૧૯) સાધુને દે (૨૦) ત્યારે તે મુનિ (૨૧) પ્રથમથી ખારક (૨૨) વિચાર કરી કહે (૨૩) આયુષ્મન્ (૨૪) ગૃહસ્થ ! (૨૫) નિશ્ચે

(૨૬) નહિ (૨૭) મને (૨૮) કલ્પતા (૨૯) સામે લાવેલા (૩૦) અશનાદિ (૩૧) ચારે પ્રકારના (૩૨) ખાવા (૩૩) પીવા ભોગવવા અથવા (૩૪) અન્ય (૩૫) એવા પ્રકારના સદોષ મને કલ્પતા નથી

**ભાવાર્થ** – કોઈ સમયે કોઇ સાધક મુનિને એમ જણાય કે હું રોગના ઉપદ્રવથી દુ:ખથી ઘેરાઇ વિશેષ અશક્ત થઇ ગયો છું; તેથી હુ ભિક્ષાચર્યા માટે એક ઘરથી બીજા ઘેર જવાને સમર્થ નથી. આ પ્રમાણે સ્વાભાવિક સાધુના બોલવાથી કોઇ ગૃહસ્થ એ વાત સાંભળી, ભાવિક ગૃહસ્થ એ અશક્ત સાધુ માટે પોતાના ઘેરથી આહાર પાણી આદિ ભોજનના પદાર્થો સાધુના સ્થાનપર લાવી તે સાધુને આપે ત્યારે તે મુનિ આહાર લાવનાર ગૃહસ્થને વિવેકપૂર્વક એમ કહે કે હે આયુષ્યમન્ ગૃહસ્થ ! મારા માટે, મારા નિમિત્તે સન્મુખ લાવેલાં આહાર પાણી આદિ પદાર્થો સદોષ છે તે ગ્રહણ કરવા કે સેવન કરવા મને કલ્પતા નથી મારા સાધુના આચાર નિયમાનુસાર હુ તે આહારાદિ લઈ શકીશ નહિ એમ કહી તે આહારને ગ્રહણ કરે નહિ

**[1] जस्स णं [2] भिक्खुस्स [3] अयं [4] पगप्पे – [5] अहं च [6] खलु [6] पडिन्नत्तो [7] अपडिन्नत्तेहिं, [9] गिलाणो [8] अगिलाणेहिं [10] अभिकंख [11] साहम्मिएहिं [12] कीरमाणं [13] वेयावडियं [14] साइज्जिस्सामि, [15] अहं वावि [16] खलु [17] अप्पडिन्नत्तो [18] पडिन्नत्तस्स [19] अगिलाणो [20] गिलाणस्स [21] अभिकंख [22] साहम्मियस्स [23] कुज्जा [24] वेयावडियं [25] करणाए, [27] आहट्टु [26] परिन्नं [28] अणुक्खिस्सामि, [29] आहडं च [30] साइज्जिस्सामि ( १ ) [31] आहट्टु [32] परिन्नं [33] आणक्खिस्सामि [34] आहडं च नो [35] साइज्जिस्सामि**

(२), आहट्टु परिन्नं नो आणक्खिस्सामि आहडं च साइज्जिस्सामि (३), आहट्टु परिन्न नो आणक्खिस्सामि आहडं च नो साइज्जिस्सामि (४) एवं से अहाकिट्टियमेव धम्मं समभिजाणमाणे सन्ते विरए, सुसमाहियलेसे तत्थावि तस्स कालपरियाए, से तत्थावि विअन्तिकारए, इच्चेयं विमोहायतणं हियं सुहं खमं निस्सेयसं आणुगामियं त्ति बेमि ॥ २५३ ॥

**શબ્દાર્થ** (૧) કોઈ (૨) સાધુને (૩) આવા પ્રકારની (૪) પ્રતિજ્ઞા-આચાર હોય. (૫) કદાચિત્ હું રોગથી (૬), પ્રતિજ્ઞાવત એવા મને (૭) અન્ય કોઈ અપ્રતિજ્ઞ (૮) નિરોગી (૯) જ્ઞાન થયો હોઉં (૧ ) મારી સેવા કરવા ઇચ્છે મારા કહ્યા વિના જ કર્મ નિર્જરાની અભિલાષાથી સેવા કરવા તત્પર થાય (૧૧) સાધર્મિક (૧૨) તો તેનો સ્વીકાર કરીશ (૧૩) હું પણ (૧૪) નિશ્ચે (૧૫) નિરોગી હોઉં તો (૧૬) પ્રતિજ્ઞાવત એવો હું પણ (૧૭) અપ્રતિજ્ઞ (૧૮) જ્ઞાન-રોગી (૧૭) સાધર્મિક સાધુએ મને સેવા કરવાનું કહ્યા વિના (૧૬) કર્મ નિર્જરાની (૧૯) અભિલાષાથી (૧૫) જ્ઞાન-રોગી (૨ ) સાધર્મિક સાધકની સેવા (૨૧) વૈયાવૃત્ય (૨૨) કરીશ (૨૩) ઉપકાર બુદ્ધિથી (૨૩) પ્રતિજ્ઞા (૨૪) લઇને (૨૫) હું અન્ય સાધર્મીઓને માટે આહારનું ગવેષણ કરીશ અને (૨૬) અન્યદ્વારા લાવેલા આહારનો (૨૭) હું સ્વીકાર કરીશ (૧) (૨૮) પ્રતિજ્ઞા (૨૯) ગ્રહણ કરી (૩ ) અન્યને માટે આહારાદિ લાવીશ પરંતુ (૩૧) અન્યદ્વારા લાવેલા આહારાદિનો (૩૨) હું સ્વીકાર કરીશ નહિ (૩૩) (૨) પ્રતિજ્ઞા (૩૪) ગ્રહણ કરી (૩૫) અન્યને માટે આહારાદિ લાવીશ નહિ પરંતુ અન્યદ્વારા (૩૬) લાવેલા આહારાદિને (૩૭) હું ગ્રહણ કરીશ (૩) (૩૮) પ્રતિજ્ઞા (૩૯) ગ્રહણ કરી અન્યને માટે (૪ ) આહારાદિ લાવીશ નહિ તેમજ (૪૧) અન્યદ્વારા લાવેલા આહારાદિને (૪૨) હું ગ્રહણ કરીશ નહિ

(૪૩) (૪) આવા પ્રકારે (૪૪) યથાપ્રરૂપિત (૪૫) આરાધના કરતાં (૪૬) ધર્મની સમ્યગ્ (૪૭) એ સાધક શાત (૪૮) વિરત (૪૯) ઉજ્જવળ લેશ્યાવાળા બની મરણને પસદ કરે છે. પરંતુ પ્રતિજ્ઞા ભંગ કરતા નથી (૫૦) આવા સાધકનાં મરણ (૫૧) સલેખનાપ્રાપ્ત મરણ સમાન કહેલાં છે (૫૨) અહીંપણ (૫૩) તથા આવા મરણ કર્મનો ક્ષય કરવાવાળા જાણવા (૫૪) નિર્મોહી પુરૂષો દ્વારા આચરણીય (૫૫) આવા મરણ (૫૬) હિતકર (૫૭) સુખકર (૫૮) સમુચિત (૫૯) કલ્યાણકારી મોક્ષના કારણરૂપ છે અન્ય જન્મમાં–ભવાંતરમાં (૬૦) પુણ્ય પરંપરા રૂપ છે. (૬૧) એમ હું કહું છુ

**ભાવાર્થ** :– જે કોઇ ભિક્ષુને–મુનિને આવા પ્રકારની પ્રતિજ્ઞા-અભિગ્રહ હોય કે જો હુ રોગોના ઉપદ્રવથી ગ્લાન થાઉ–અશકત બનુ, તો મારી સેવા કરવા હુ કોઇ સાધકને કહુ નહિ, પરતુ મારા સદૃશ આચાર પાળવાવાળા સ્વધર્મી નિરોગી સાધુ પોતાના કર્મની નિર્જરાના અર્થે મારી સેવા કરવા ઇચ્છા કરે તો હુ તેનો સ્વીકાર કરીશ અને જો હુ નિરોગી હોઉ તો મારા કર્મની નિર્જરાના અર્થે મારા સદૃશ આચાર પાળવાવાળા સ્વધર્મી સાધક રોગથી ગ્લાન થયેલ હોય તો ઉપકારાર્થે તેની સેવા વૈયાવચ્ચ કરીશ આ રીતે પ્રતિજ્ઞાવત થવાના ચાર પ્રકાર નીચે લખ્યા મુજબ જાણવા અને આચરવા

૧ અન્ય સાધર્મિક સાધકને માટે તેની જરૂરીયાતના સમયે હુ તેના માટે આહારાદિ લાવી આપીશ અને વૈયાવચ્ચ કરીશ અને હુ જ્યારે રોગથી ગ્લાન હોઉ તેવા સમયે અન્ય સાધર્મિક સાધક મારા માટે આહારાદિ લાવી મારી વૈયાવચ્ચ કરવા ઇચ્છા કરશે તો હુ તેનો સ્વીકાર કરીશ ( પોતાને ઉપર મુજબ પ્રતિજ્ઞા છે સામી વ્યકિત પ્રતિજ્ઞાવત હોય કે અપ્રતિજ્ઞ હોય )

૨ અન્ય સાધર્મિક સાધક પ્રતિજ્ઞ હોય કે અપ્રતિજ્ઞ હોય પરતુ તે રોગથી ગ્લાન થયો હોય તો હુ તેના માટે આહારાદિ લાવી

આપીશ અને તેની વૈયાવચ્ચ કરીશ; પરંતુ હું અન્ય દ્વારા લાવેલા આહારાદિ તથા વૈયાવચ્ચનો સ્વીકાર કરીશ નહિ

૩ અન્ય સાધર્મિક ગ્લાન સાધક માટે આહારાદિ લાવી આપીશ નહિ તેમ જ વૈયાવચ્ચ કરીશ નહિ; પરંતુ અન્ય દ્વારા લાવેલા આહારાદિનો સ્વીકાર કરીશ તેમ જ વૈયાવચ્ચનો સ્વીકાર કરીશ.

૪ અન્ય સાધર્મિક સાધક માટે આહારાદિક લાવીશ નહિ તેમ વૈયાવચ્ચ કરીશ નહિ તેમ જ અન્ય દ્વારા લાવેલા આહારાદિ તથા વૈયાવચ્ચનો સ્વીકાર કરીશ નહિ

આવા પ્રકારની ચાર પ્રતિજ્ઞા પૈકી કોઇપણ પ્રતિજ્ઞા અનુસાર ધર્મની આરાધના કરતા મુનિને કોઇ પ્રકારનાં સંકટો પ્રાપ્ત થતાં ઉપશાંત ભાવમાં રહેતાં પાપથી નિવૃત્ત રહી શુભ લેશ્યાવાળા બની સદ્ભાવની શ્રેણી પર વધતા થકાં ચઢતા થકાં મૃત્યુને પસંદ કરે પરંતુ પ્રતિજ્ઞાનો ભંગ (ગમે તેવા વિકટ પ્રસંગોમાં પણ) કરે નહિ આવા પ્રતિજ્ઞાવંત સાધકના મરણને સંલેખના અનશનરૂપ મરણ સમાન તથા યશસ્વી કહેલ છે વળી પ્રતિજ્ઞાનું પાલન કરતાં મૃત્યુ પ્રાપ્ત થાય તો પણ તે મરણને કર્મનો ક્ષય કરવાવાળા કહેલ છે આવાં મરણો નિર્મોહી પુરુષો દ્વારા આચરણીય છે હિતકર, સુખકર, સમુચિત કલ્યાણકારી મોક્ષના કારણ રૂપ આગામી ભવોમાં આવા મૃત્યુનો વિપાક સંસાર ઘટાડવાવાળો તેમ જ પુણ્ય રૂપ જાણવો અહીં પ્રતિજ્ઞાનું પાલન કરતા મૃત્યુને ભેટવુ પડે તો તેમ કરીને પણ પ્રતિજ્ઞાનુ પાલન કરવા સાધકને જીતવણી છે એમ હું કહું છું

પાંચમો ઉદ્દેશો સમાપ્ત

# છઠ્ઠો ઉદ્દેશો.

**जे भिक्खू एगेण वत्थेण परिवुसिए पायबिईएण, तस्स णं नो एवं भवइ – बिइयं वत्थं जाइस्सामि, से अहेसणिज्जं वत्थ जाइज्जा, अहापरिग्गहियं वत्थं धारिज्जा, जाव गिम्हे पडिवन्ने अहापरिजुन्नं वत्थं परिट्ठविज्जा, अदुवा एगसाडे, अदुवा अचेले लाघवियं आगममाणे जाव सम्मत्तमेव समभिजाणिया । जस्स णं भिक्खुस्स एवं भवइ-एगे अहमंसि, न मे अत्थि कोइ, न याहमवि कस्सवि, एवं से एगागिणमेव अप्पाणं समभिजाणिज्जा, लाघवियं आगममाणे तवे से अभिसमन्नागए भवइ जाव समभिजाणिया ॥ २६४ ॥**

**શબ્દાર્થ** : (૧) જે ભિક્ષુએ (૨) એક (૩) વસ્ત્ર (૪) બીજુ પાત્ર (૫) રાખવાની મર્યાદા કરી હોય તેને (૭) બીજુ (૮) વસ્ત્ર યાચવાની ભાવના (૬) ન હોય (૯) એષણીય (૧૦) વસ્ત્રની (૧૧) યાચના કરે (૧૨) જેવુ મળે તેવુ (૧૩) વસ્ત્ર (૧૪) ધારણ કરે (૧૫) યાવત્ (૧૬) ગ્રીષ્મઋતુ (૧૭) પ્રાપ્ત થતાં (૧૮) જીર્ણ (૧૯) વસ્ત્ર (૨૦) છોડી દે અથવા જરૂર જણાય તો (૨૧) વસ્ત્ર ધારણ કરે અથવા (૨૨) વસ્ત્રરહિત બને (૨૩) લાઘવતાના ગુણને જાણી (૨૪) યાવત્ (૨૫) સમભાવના સ્વરૂપને આમેવન (૨૬) પરિજ્ઞાથી જાણે (૨૭) જે ભિક્ષુને (૨૮) એવો વિચાર (૨૯) થાય કે (૩૦) હુ એકાકી છુ (૩૧) કોઈ મારુ નથી (૩૨) હુ પણ કોઈનો નથી (મરણ પ્રાપ્ત થતાં જીવ એકલો જાય

છે જન્મ થતાં જીવ એકલો ઉત્પન્ન થાય છે સુખ અને દુઃખ જીવને એકલાને જ ભોગવવું પડે છે આથી એકત્વ ભાવના) (૩૫) આવી રીતે (૩૩) આત્માએ (૩૪) એકત્વ ભાવ (૩૬) જાણવો (૩૭) લાઘવગુણ (૩૮) જાણવો (૩૯) સાથે તપસ્યાનો ગુણ (૪૦) પ્રાપ્ત (૪૧) જાણવો (૪૨) યાવત્ સમ્યક્ત્વ સેવન કરવું

**ભાવાર્થ** :– જે મુનિને એક વસ્ત્ર ને એક પાત્ર રાખવાની પ્રતિજ્ઞા હોય–અભિગ્રહ હોય તેને બીજુ વસ્ત્ર યાચવાની ભાવના થતી નથી વિચાર થતો નથી. એવા મુનિને વસ્ત્રની જરૂરીયાત જણાય ત્યારે એષણીય નિર્દોષ વસ્ત્રની યાચના કરતા જેવુ વસ્ત્ર મળે તેવુ ધારણ કરે. ઠંડી ઋતુ–શીતઋતુ વ્યતીત થઇ ગ્રીષ્મઋતુ પ્રાપ્ત થતાં એ શક્તિ હોય અને વસ્ત્રની આવશ્યકતા ન જણાય તો તે જીર્ણ વસ્ત્ર પરઠવી દે–ત્યાગ કરે અને જરૂર જણાય તો તે એક વસ્ત્રનો ઉપયોગ કરે અને હિંમત તથા શક્તિ હોય તો વસ્ત્રને ત્યાગી વસ્ત્રરહિત બને. આવી ભાવના અને આવા વતનથી લાઘવપણાનો ગુણ દ્રવ્યથી અને ભાવથી પ્રાપ્ત થાય છે સાથે તપનું આરાધન પણ થાય છે આવા ગુણો સાથે સમ્યક્ભાવ સહિત સંયમનું પાલન કરતા વિચરે વળી સાધક એવી ભાવના ભાવે કે હું એકલો જ છુ, પરભવથી આ ભવમાં આવતાં કે અહીંથી મૃત્યુ પામી પરભવમાં જતા આત્મા એકલો જ હોય છે જેથી મારૂ કોઇ નથી, કારણ રોગો ઉત્પન્ન થયે કે મૃત્યુ પ્રાપ્ત થતાં કોઇ સ્વજનો કે સંપત્તિ મને શરણરૂપ થતાં નથી સુખ અગર દુઃખ જીવને એકલાને જ ભોગવવાં પડે છે એ અપેક્ષાએ મારુ કોઇ નથી અને હું પણ કોઇનો નથી. કારણ અન્ય જીવોને તેના દુઃખમાંથી મુક્ત કરવા કે મૃત્યુથી બચાવવામાં હું પણ તેને શરણરૂપ થઇ શકતો નથી. આવી એકત્વ ભાવનાથી દ્રવ્યથી તથા ભાવથી લાઘવપણું (કર્મથી હળવાપણું) પ્રાપ્ત થાય છે અને વસ્ત્રાદિના અલ્પપણાથી અથવા વસ્ત્ર રહિતપણાથી–દ્રવ્યથી લઘુતા પ્રાપ્ત થાય છે ભાવથી મમત્વભાવ તૂટે છે તેમ જ એકત્વ

ભાવનાથી તથા લાઘવતાના ગુણોથી તપનુ આરાધન પણ થાય છે. આ ઉપદેશ શ્રી ભગવંતે આપેલ છે તેના રહસ્યને જાણી સર્વથા અનાસક્ત ભાવે, સમભાવથી રહેવા ઉપયોગ રાખવાથી મહાન નિર્જરાનો લાભ થાય છે સંસારી જીવોને પણ જેટલો આરંભ અને પરિગ્રહ ઓછો થાય તેટલા આત્માને (જો સમ્યક્ત્વ હોય તો) સંસાર ભ્રમણ ઘટવાના લાભ સાથે સદ્ગતિની પ્રાપ્તિ થાય છે. પરિગ્રહથી કષાયોનુ વધવા પણ થાય છે એમ વિચારી મમત્વભાવ ઘટાડવા સાધક મુનિએ તથા શ્રાવક વર્ગે કટિબદ્ધ થવું જોઇએ આરંભ,, પરિગ્રહથી છૂટવા અને કષાય મંદ કરવા ઉપયોગવંત રહી જીવન વ્યતીત કરવુ એ જ માનવભવનુ કર્તવ્ય જાણવું.

**से [१]भिक्खू वा [२]भिक्खुणी वा [३]असणं वा (४) [४]आहारेमाणे नो [६]वामाओ हणुयाओ दाहिणं [७]हणुयं [८]संचारिज्जा [५]आसाएमाणे, [९]दाहिणाओ हणुयाओ वामं [१०]हणुयं णो [१२]संचारिज्जा [११]आसाएमाणे, से [१३]अणासाएमाणे [१४]लाघवियं [१५]आगममाणे [१६]तवे से [१७]अभिसमन्नागए [१८]भवइ, [१९]जहेयं [२०]भगवया [२१]पवेइयं [२२]तमेव [२३]अभिसमिच्चा [२४]सव्वओ [२५]सव्वत्ताए [२६]सम्मत्तमेव [२७]समभिजाणिया ॥ २६५ ॥**

**શબ્દાર્થ :** (૧) સાધુ અથવા (૨) સાધ્વી (૩) અશનપાનાદિ (૪) આહાર કરતાં (૫) સ્વાદ લેવા માટે (૬) ડાબા જડબાથી (૭) જમણા જડબા તરફ (૮) આહારને ન લઇ જાય અને (૯) જમણા જડબાથી (૧૦) ડાબા જડબા તરફ (૧૧) સ્વાદને માટે આહારને ન લઇ જાય (૧૨) આહાર કરતા (૧૩) સ્વાદ નહિ લેવાથી (૧૪) લાઘવતાનો (૧૫) ગુણ પ્રાપ્ત થાય છે (૧૬) સાથે તપનુ (૧૭) આરાધન (૧૮) થાય છે (૧૯) આ કથન (૨૦) શ્રી ભગવંતે

(૨૧) કહેલ છે (૨૨) તેને સમ્યક્ રીતે (૨૩) જાણી (૨૪) સર્વ પ્રકારે (૨૫) સંપૂર્ણરૂપથી (૨૬) સમભાવનું (૨૭) આસેવન પરિજ્ઞાથી કરે.

**ભાવાર્થ** :– સાધુ અથવા સાધ્વીએ અશનાદિક ચાર પ્રકારના આહાર ભોગવતાં સ્વાદ લેવાની ભાવનાથી આહારને ડાબા ગાલ તરફથી જમણા ગાલ તરફ અને જમણા ગાલથી ડાબા ગાલ તરફ આહારને લઈ જવો નહિ. આવા પ્રકારે સ્વાદ લેવાની ભાવનાને–આસક્તિને છોડી સંયમ નિર્વાહ અર્થે તથા પ્રાણોના નિર્વાહના અર્થે આહારાદિ અનાસક્ત પણે ભોગવતાં લાઘવ ગુણની પ્રાપ્તિ સાથે તપ આરાધન થાય છે આ પ્રમાણે શ્રી ભગવતે કહેલ છે તેના રહસ્યને જાણી સર્વ પ્રકારથી સંપૂર્ણ પણે સમભાવનું આસેવન જ્ઞાન સહિત કરવું

जस्स णं भिक्खुस्स एवं भवइ–से गिलामि च खलु अहं इमंमि समये नो संचाएमि इमं सरीरगं अणुपुव्वेण परिवहित्तए, से अणुपुव्वेण आहारं संवट्टिज्जा, अणुपुव्वेण आहारं संवट्टित्ता कसाए पयणुए किच्चा समाहियच्चे फलगावयट्ठी उट्ठाय भिक्खू अभिनिव्वुडच्चे अणुपविसित्ता गामं वा नगरं वा खेडं वा, कब्बडं वा, मडंबं वा पट्टणं वा दोणमुहं वा आगरं वा, आसमं वा, सन्निवेसं वा, नेगमं वा, रायहाणिं वा, तणाइं जाइज्जा, तणाइं जाइत्ता से तमायाए एगंतमवक्कमिज्जा, एगंतमवक्कमित्ता

[૪૯]अप्पंडे, [૫૦]अप्पपाणे [૫૧]अप्पबीए, [૫૨]अप्पहरिए, [૫૩]अप्पोसे, [૫૪]अप्पोदए, [૫૫]अप्पुत्तिंग [૫૬]पणग [૫૭]दग [૫૮]मट्टिय मक्कडा संताणए [૫૯]पडिलेहिय २ [૬૦]पमज्जिय २ [૬૧]तणाइं [૬૨]संथरिज्जा, [૬૩]तणाइं [૬૪]संथरित्ता [૬૫]इत्थवि [૬૬]समए [૬૭]इत्तरियं [૬૮]कुज्जा, [૬૯]तं सच्चं [૭૦]सच्चवाई [૭૧]ओए [૭૨]तिन्ने [૭૩]छिन्नकहंकहे, [૭૪]आईयट्ठे, [૭૫]अणाईए, [૭૬]चिच्चाणं [૭૭]भेउरं [૭૮]कायं, [૮૧]संविहूय [૭૯]विरूवरूवे [૮૦]परिसहोवसग्गे, [૮૨]अस्सिं [૮૩]विस्संभणयाए [૮૪]भेरवमणुचिन्ने, [૮૫]तत्थावि तस्स [૮૬]कालपरियाए, सेवि तत्थ [૮૭]वियंतिकारए [૮૮]इच्चेतं, विमोहायतणं, [૮૯]हितं, [૯૦]सुहं, [૯૧]खेमं, [૯૨]णिस्सेयसं [૯૩]आणुगामियं [૯૪]त्ति बेमि ॥ २६६ ॥

**શબ્દાર્થ** (૧) જે (૨) ભિક્ષુ—સાધુને (૩) એમ જણાય કે (૪) હું (૫) આ સમયે (૬) આ શરીરને (૭) ક્રમપૂર્વક (૮) ધારણ કરવા વહન કરવા (૯) ગ્લાન હોવાના કારણે (૧૦) સમર્થ નથી (૧૧) એ ભિક્ષુ (૧૨) ક્રમશ. (૧૩) આહાર (૧૪) કમી કરે (૧૫) ક્રમશઃ (૧૬) આહાર (૧૭) ઘટાડી (૧૮) કષાયો (૧૯) મંદ (૨૦) કરી (૨૧ કાયાના વ્યાપારને નિયમિત કરી (૨૨) લાકડાના પાટીયાની સમાન સહનશીલ બની (૨૩) સાધુ (૨૪) સમાધિ મરણ માટે તૈયાર બની (૨૫) શરીર સંતાપથી રહિત બની (૨૬) ગ્રામ (૨૭) નગર (૨૮) માટીના કોટવાળા (૨૯) નાનાકોટવાળા કસબા (૩૦) અઢી ગાઉ સુધીમાં બીજા ગામ ન હોય તેવુ સ્થળ—ગામ (૩૧) પાટણ (૩૨) બંદર (૩૩) ખાણ (૩૪) આશ્રમ આદિ (૩૫) યાત્રાના સ્થાનોમાં (૩૬) વ્યાપારનાં સ્થળોમાં (૩૭) રાજધાનીમાં (૩૮) પ્રવેશ કરી (૩૯) ઘાસની (૪૦) યાચના કરે (૪૧) ઘાસની (૪૨) યાચના કરી (૪૩) ભિક્ષુ (૪૪) તે ઘાસ લઇ (૪૫) એકાન્ત (૪૬) સ્થાનમાં જાય (૪૭) એકાન્ત (૪૮) સ્થાનમાં જઇ (૪૯) ઇંડાથી રહિત (૫૦) પ્રાણીઓથી રહિત (૫૧) બીજરહિત (૫૨) હરિતરહિત (૫૩) ઓસરહિત

(૫૪) જવરહિત (૫૫) કીડીઓના ઘરરહિત (૫૬) લીલફૂલરહિત (૫૭) સચેતમાટી રહિત (૫૮) મકડીની જાળવાળા સ્થાન રહિત (૫૯) સ્થાનો જોઈ જોઈ (૬ ) પુંજી પુંજી પ્રમાર્જન કરી (૬૧) ઘાસની (૬૨) પથારી કરી (૬૩) ઘાસની (૬૪) પથારી કરીને (૬૫) તે સ્થાને (૬૬) એજ સમયે (૬૭) ઇંગત મરણરૂપ સંલેખના (૬૮) અનસન કરે (૬૯) આવા સત્યરૂપ મરણને (૭ ) સત્યવાદી (૭૧) રાગદ્વેષરહિત (૭૨) સંસારતીર્ણવત્ સંસારભાવની ચિંતાથી રહિત અથવા તો આવા કષ્ટરૂપ મરણથી (૭૩) લાભ થશે કે નહિ તેવી શંકાથી રહિત (૭૪) સંસાર સ્વરૂપના જાણનારા (૭૫) સંસાર બંધનમાં નહિ ફસાયેલા (૭૭) નાશવંત (૭૮) શરીર મમત્વને (૭૬) છોડી (૭૯) અનેક પ્રકારના (૮ ) પરીષહ ઉપસર્ગોની (૮૧) અવગણના કરી (૮૨) સર્વજ્ઞપ્રણીત આગમમાં (૮૩) શ્રદ્ધા હોવાથી, (૮૪) કઠિનતાથી આચરણ કરી શકાય એવા સત્યનાં આચરણ કરે છે (૮૫) આવા મરણ (૮૬-૮૭) કાળપર્યાયવત્ (૮૮) યાવત્ (૮૯-૯ ) આગામી (૯૧-૯૨) ભવમાં પણ (૯૩) શુભ વિપાક આપવાવાળા સંસાર પરિભ્રમણ ઘટાડવાવાળા પુણ્યપરંપરા સાથે આવનાર કહેલ છે (૯૪) એમ હું કહું છું;

**ભાવાર્થ**:– કોઈ મુનિને એમ જણાય કે હવે હું આ શરીરને ધારણ કરવા સમર્થ નથી એટલે કે પ્રતિલેખન તથા ગૌચરી આદિ કોઈ ક્રિયા હવે મારાથી થઈ શકે તેમ નથી, એમ જાણ થતાં તે સમયથી આહારને દિન પ્રતિદિન ઓછો કરતા કરતાં આહારને ઓછો કરીને, કષાયો મંદ કરીને કાયાના વ્યાપારો–ક્રિયાને નિયમિત બનાવીને લાકડાના પાટીયાની માફક સહનશીલતાના ગુણને દઢ કરે. સમાધિમરણ માટે તૈયાર બની, શરીર સંતાપથી રહિત થઈ એટલે કે શરીરનું મમત્વ ઘટાડી, ધૈર્યવાન બની, ગ્રામ, નગર, ખેડ, કબર, મડંબ, પટ્ટણ દ્રોણમુખ, આગર, આશ્રમ, સંનિવેશ, નિગમ રાજધાની આદિ વસ્તીવાળા સ્થાનોમાં જઈ સંથારા માટેના ઘાસની યાચના કરે. તે ઘાસ લઇ એકાંત સ્થળમાં જઈ જ્યાં ઇંડા, પ્રાણીઓ–બેઇન્દ્રિયાદિ જીવો તથા બીજ–હરિત–લીલોતરી ઘાસ ઓસ–પાણી કીડીયારા, કીડીઓના ઘર લીલફૂગ, લીલી માટી, સચિત્ત જમીન–પૃથ્વી કરોળીયાનાં ઘરો– જાળો આદિ,

જીવોરહિત સ્થાન પ્રાપ્ત કરી, પ્રતિલેખન કરી–દૃષ્ટિથી જોઇ તથા રજોહરણથી પ્રમાર્જન કરી, લાવેલ ઘાસને પાથરી–પથારી બનાવી ત્યાં જ તે દિવસે ઇંગિત મરણરૂપ સલેખના–અનસન જાવ જીવનું કરે. આવા સત્યરૂપ મરણ સત્યવાદી, પરાક્રમી, રાગદ્વેષ રહિત, સસારના પારગામી, સાંસારિક ભાવોની ચિંતાથી રહિત (એટલે જેનુ લક્ષ હવે સસારમા નથી) તથા આવા કષ્ટસાધ્ય મરણનાં શુભ ફળ મળશે કે નહિ તે શકાથી રહિત, સસારના સ્વરૂપને જાણનાર, સસારમાં નહિ ફસાયેલા મુનિ સર્વજ્ઞપ્રણીત આગમમાં શ્રદ્ધાવાન્–વિશ્વાસવાળા, વિવિધ પ્રકારના પરીષહ–ઉપસર્ગોમાં બેદરકાર રહેનારા એટલે કે આત્મલક્ષવાળા સ્વચિંતન મારફત આ વિનશ્વર શરીરને ત્યાગતા થકા કાયર પુરુષને દુરનુચરણીય-કઠિનતાથી આચરી શકાય તેવા દુષ્કર આચારોનુ આચરણ કરે છે આવા મરણો ઇંગતિમરણ કાળ પર્યાય સમાન જાણવા વળી આવા મરણ હિતકારી, સુખકારી, યોગ્ય, કર્મોના ક્ષય કરનાર અને ભવાન્તરમાં તેના વિપાકો પુણ્ય રૂપ જાણવા આવાં મરણો નિર્મોહી પુરુષોથી આચીર્ણ છે સસાર પરિભ્રમણ ઘટાડનાર અને મોક્ષનાં શાશ્વતા સાદિઅનત સુખને પ્રાપ્ત કરાવનાર છે તેમ જાણો આ ભાવોને દૃઢ કરી–ધારણ કરી વિચરવું

છઠ્ઠો ઉદ્દેશો સમાપ્ત

## સાતમો ઉદ્દેશો.

जे [१]भिक्खू अचेले परिवुसिए तस्स ण [४]भिक्खुस्स [५]एवं [८]भवइ–चाएमि [६]अहं [७]तणफासं अहियासित्तए, सीयफास [९]अहियासित्तए, [१०]तेउफासं अहियासित्तए, [११]दंसमसगफासं अहियासित्तए, [१२]एगयरे [१३]अन्नयरे [१४]विरूवरूवे फासे अहिया-

सिया हिरिपडिच्छायणं चाइ नो संचाएमि अहियासित्तए, एवं से कप्पइ कडिबंधणं धारित्तए। अदुवा तत्थ परक्कमंतं भुज्जो अचेलं तणफासा फुसन्ति, सीयफासा फुसन्ति, तेउफासा फुसन्ति, दंसमसगफासा फुसन्ति एगयरे अन्नयरे विरूवरूवे फासे अहियासेइ, अचेले लाघवियं आगममाणे जाव समभिजाणिया ॥ २६७ ॥

**શબ્દાર્થ** (૧) જે સાધુ (૨) વસ્ત્રરહિત (૩) હોય (૪) તે સાધુનો (૫) એવો (અભિપ્રાય હોય કે) (૬) હું તૃણ સ્પર્શને (૭) સહન કરવા (૮) સમર્થ છું (૯) શીતના દુઃખને સહન કરી શકીશ (૧૦) તાપના દુઃખને સહન કરી શકીશ (૧૧) ડાંસ મચ્છરના દુઃખને સહન કરી શકીશ (૧૨) કોઈ અનુકૂળ (૧૩) પ્રતિકૂળ પરીષહના (૧૪) વિવિધ પ્રકારના (૧૫) દુઃખોને સહન કરી શકીશ પરંતુ શરીર ઢાંકવાના વસ્ત્રને છોડવાના (૧૬) લજ્જારૂપ પરીષહને (૧૭) સહન કરવા (૧૮) હું સમર્થ નથી એ કારણથી તે સાધુને (૧૯) ચોલપટ્ટક (૨૦) ધારણ કરવા (૨૧) કલ્પે છે અથવા (૨૨) પરાક્રમ કરનારા ભિક્ષુને (૨૩) વસ્ત્રરહિત (૨૪) પુનઃ (૨૫) તૃણસ્પર્શનું (૨૬) દુઃખ થાય (૨૭) શીતસ્પર્શનું દુઃખ થાય (૨૮) ઉષ્ણસ્પર્શનું દુઃખ થાય, (૨૯) ડાંસ મચ્છરનાં દુઃખો થાય, (૩૦) કોઈ અનુકૂળ—(૩૧) પ્રતિકૂળ પરીષહનાં દુઃખો થાય આ રીતે (૩૨) વિવિધ પ્રકારનાં (૩૩) જે જે કષ્ટ પ્રાપ્ત થાય (૩૪) તેને સહન કરે છે (૩૫) આવા વસ્ત્રરહિત સાધુને (૩૬) લાઘવતા (દ્રવ્યથી ભાવથી હલકાપણા)ના ગુણો (૩૭) પ્રાપ્ત થાય છે એમ જાણી (૩૮) યાવત્ (૩૯) સમભાવ (૪૦) સંયમમાં રાખે.

**ભાવાર્થ** — જે સાધુ વસ્ત્ર રહિત બની સંયમ માર્ગમાં વ્યવસ્થિત રહેલા છે તેઓને એવો વિચાર થાય કે હું તૃણસ્પર્શનું દુઃખ ઘાસના સંથારાનું દુઃખ શીતસ્પર્શનું દુઃખ તાપસ્પર્શનું દુઃખ, ડાંસમચ્છરના કરડવાનું દુઃખ તથા અનુકૂળ પ્રતિકૂળ પરીષહ

ઉપસર્ગોનાં દુઃખોને સહન કરવા સમર્થ છુ પરંતુ શરીરના ગુહ્ય પ્રદેશના આચ્છાદન માટેના કપડાના ત્યાગરૂપ લજ્જા પરીષહના દુઃખને સહન કરવા સમર્થ નથી. આવા સાધુને કટિવસ્ત્ર (ચોલપટ્ટક) ધારણ કરવા કલ્પી શકે છે અને તે લજ્જારૂપ પરીષહ સહન કરવા સમર્થ હોય તો વસ્ત્ર રહિત બની સયમ પાલન કરે આવા વસ્ત્ર રહિત સાધુને વિચરતાથકાને તૃણસ્પર્શ, શીતસ્પર્શ, તાપસ્પર્શ, ડાંસ-મચ્છર આદિ પરીષહોના દુઃખો તથા વિવિધ પ્રકારના અનુકૂળ પ્રતિકૂળ પરીષહોના જે જે દુઃખો પ્રાપ્ત થાય તેને સમભાવે સહન કરે છે આવી રીતે વસ્ત્ર રહિત મુનિ ઉપકરણથી તથા કર્મોથી હળવા પણાના (લાઘવતાના) ગુણોને પ્રાપ્ત કરે છે સાથે તપ આરાધનનો પણ લાભ થાય છે. આવા પ્રકારના શ્રી ભગવતના કથનનાં રહસ્યોને જાણી સાધક મુનિએ સર્વ પ્રકારે સપૂર્ણ રૂપથી સમભાવનુ સેવન કરવું જોઇએ તે આત્માને કલ્યાણકારી છે એમ સમજવું.

**[1]जस्स णं भिक्खुस्स [2]एवं भवइ—[3]अहंच खलु [4]अन्नेसिं भिक्खूण [5]असणं वा ४ [6]आहट्टु [7]दलइस्सामि [8]आहडं च [9]साइज्जिस्सामि ॥१॥ जस्स णं भिक्खूस्स एवं भवइ–अहं च खलु अन्नेसिं भिक्खूणं असणं वा ४ आहट्टु दलइस्सामि आहडं च नो साइज्जिस्सामि ॥२॥ जस्स णं भिक्खुस्स एवं भवइ अहं च खलु असणं वा ४ आहट्टु नो दलइस्सामि आहडं च साइज्जिस्सामि ॥३॥ जस्स णं भिक्खुस्स एवं भवइ–अहं च खलु अन्नेसिं भिक्खूणं असणं वा ४ आहट्टु नो दलइस्सामि आहडं च नो साइज्जिस्सामि ॥४॥ [10]अहं च खलु [11]तेण [12]अहाइरित्तेण [13]अहेसणिज्जेण [14]अहापरिग्गहिएण [15]असणेण वा ४ [16]अभिकंख**

१७ २ १९ १८
साहम्मियस्स कुज्जा वेयावडियं करणाए, अह वावि तेण
२१ २२ २४
अहारिसेण अहेसणिज्जेण अहापरिग्गहिएण असणेण वा
२१ २५
४ अभिकंख साहम्मिएहिं कीरमाणं वेयावडियं साइ
२६
ज्जिस्सामि लाघवियं आगममाणे जाव सम्मत्तमेव
समभिजाणिया ॥२६८॥

શબ્દાર્થ (૧) જે મુનિને (૨) એવો વિચાર થાય કે (૩) હું અન્ય (૪) મુનિઓને (૫) આહારાદિ (૬) લાવી (૭) આપીશ. (૮) અન્ય મુનિઓ દ્વારા લાવેલા આહારાદિનો (૯) હું સ્વીકાર કરીશ આ પ્રકારે ચાર ભંગો સમજવા (૧૦) હું (૧૧) તે આહાર (૧૨) વધેલા આહાર (૧૩) નિર્દોષ (૧૪) જે રીતે સ્વીકૃત કરેલ (૧૫) આહારાદિ (૧૬) નિર્જરાની ભાવનાથી (ઇચ્છાથી) (૧૭) સાધર્મિક ઉપર (૧૮) ઉપકાર કરવા (૧૯) આભી વૈયાવચ્ચ (૨૦) કરીશ (૨૧) એ જ રીતે સાધર્મિક દ્વારા (૨૨) વધેલ (૨૩) નિર્દોષ (૨૪) આહારાદિ (૨૫) વૈયાવચ્ચનો (૨૬) હું સ્વીકાર કરીશ બાકી શબ્દાર્થ પૂર્વવત્ સૂત્ર ૨૬૩ મુજબ જાણવા ભાવાર્થમાં વિશેષ ખુલાસો કરેલ છે

ભાવાર્થ – કોઇ કોઈ મુનિ આ પ્રમાણે અભિગ્રહ ધારણ કરે કે હું આહાર પાણી આદિની ગવેષણા કરીને મારા સાધર્મિક અન્ય મુનિઓને આપીશ અને એ જ રીતે મારા સાધર્મિક અન્ય મુનિઓ દ્વારા લાવેલા આહારાદિને હું ગ્રહણ કરી ઉપયોગમાં લઇશ ॥ ૧ ॥

હું આહારાદિ લાવીને અન્ય મારા સાધર્મિક મુનિઓને આપીશ; પરંતુ સાધર્મિક અન્ય મુનિઓ દ્વારા લાવેલ આહારાદિને હું ગ્રહણ કરીશ નહિ ॥ ૨ ॥

હું આહારાદિ લાવી સાધર્મિક અન્ય મુનિઓને આપીશ નહિ; પરંતુ સાધર્મિક અન્ય મુનિઓ દ્વારા લાવેલા આહારાદિને હું ગ્રહણ કરીશ ॥૩॥

હુ આહારાદિ લાવી અન્ય મુનિઓને આપીશ નહિ, તેમ જ અન્ય મુનિઓ દ્વારા લાવેલા આહારને હું ગ્રહણ પણ કરીશ નહિ. ॥ ૪ ॥

વળી કોઈ મુનિ એવો અભિગ્રહ ધારણ કરે કે મારા લાવેલા આહારાદિકનો ઉપયોગ કરતા પશ્ચાત્ બચેલા આહારાદિ એટલે કે વિધિપૂર્વક મારા માટે અગીકાર કરેલા પૈકી વધેલા આહારાદિને નિર્જરાની ઇચ્છાથી સમાન સમાચારીવાળા મુનિઓને આપીશ અને વૈયાવૃત્ય કરીશ, એ જ રીતે અન્ય સાધર્મિક મુનિઓ પાસે તેઓએ ઉપયોગ કર્યા બાદ વધેલા આહારાદિ વિધિપૂર્વક લાવેલા યથાપરિગ્રહીત આહારપાણી નિર્જરાની ઇચ્છાથી અને વૈયાવૃતના હેતુથી મને આપે તો હુ તેને ગ્રહણ કરીશ. આવા અભિગ્રહો ધારણ કરનારા મુનિઓમાં નિરાભિમાનતાનો ગુણ પ્રાપ્ત થાય છે તેમ જ કર્મોથી હળવાપણુ થાય છે, તેમ જ તપસ્યાનો લાભ થાય છે યાવત્ મોક્ષપ્રાપ્ત થાય છે. માટે સપૂર્ણ આચારને જાણી સમભાવનુ પૂર્ણરૂપથી સેવન કરતા થકાં ઉપયોગવંત રહી સયમનુ પાલન કરવુ.

**जस्स णं भिक्खुस्स एवं भवइ—से गिलामि खलु अहं इमंमि[१] समए[२] नो संचाएमि, इमं सरीरगं अणुपुव्वेण परिवहित्तए, से अणुपुव्वेणं आहार सवट्टिज्जा, आहारं संवट्टित्ता कसाए पयणुए किच्चा समाहियच्चे फलगावयट्ठी उट्ठाय भिक्खू अभिनिव्वुडच्चे अणुपविसित्ता गाम वा नगरं वा जाव रायहाणिं वा तणाइं जाइज्जा, जाव संथरिज्जा, इत्थवि समए कायं[३] च जोगं[४] च ईरियं[५] च पच्चक्खाइज्जा[६], त सच्चं सच्चावाई ओए तिन्ने छिन्नकहंकहे आइयट्ठे अणाईए, चिच्चाणं भेउरं कायं संविहूणिय विरूवरूवे परीसहोवसग्गे अस्सिं विस्संभणयाए भेरवमणुचिन्ने**

तत्थावि तस्स कालपरियाए से वि तत्थ विअन्तिकारए इच्चेयं विमोहायतणं हियं सुहं खमं निस्सेयसं आणुगामियं त्ति बेमि ॥ ॥२६१॥

શબ્દાર્થ (૧) પ્રાપ્ત થયે (૨) સમય (૩) શરીર (૪) થોડાક પ્રસારણ (૫) મદન હલન ચલન (૬) છોડી દે. બાકી શબ્દાર્થ ઉ. ૬ સૂત્ર ૨૧૬ મુજબ.

ભાવાર્થ – કોઇ મુનિને એમ જણાય કે હું હવે અશક્ત થયેલ છું હવે આ શરીરને યથાક્રમ ધારણ કરવા અસમર્થ થયો છું તે સમયથી મુનિએ આહારાદિને અનુક્રમે ઓછા કરતા રહેવું ત્યાર બાદ આહારનો ત્યાગ કરી કષાયોને પાતળા પાડી મંદ કરી શરીર વ્યાપારને નિયમિત બનાવી લાકડાના પાટીયા સમાન સહનશીલ બની સમાધિ મરણ માટે તૈયાર થાય પછી શરીર શુશ્રૂષાનો ત્યાગ કરી ગ્રામ નગર યાવત્ રાજધાનીમાં પ્રવેશ કરી સંલેખના સંથારા માટે ઘાસની યાચના કરે, ઘાસની શય્યા બિછાવી પાથરી યોગ્ય સમયે શય્યા ઉપર આરૂઢ થઇ શરીર વ્યાપારના સૂક્ષ્મ હલન ચલનનો પણ ત્યાગ કરે આવા સત્ય મરણવાળા સત્યવાદી પરાક્રમી, રાગદ્વેષ રહિત, સંસારના પારગામી ભય, નિરાશા કે કોઇપણ ચિંતાથી મુક્ત, વસ્તુના સ્વરૂપના જાણનાર સંસારબંધનમાં નહિ ફસાયેલા મુનિ સર્વજ્ઞના આગમોમાં દૃઢ શ્રદ્ધાવાન બની ભયંકર પરીષહ–ઉપસર્ગોની અવગણના કરે છે અને ક્ષણભંગુર નશ્વર શરીરના મમત્વને છોડી કાયર પુરુષોને આચરવું દુષ્કર એવા સત્યના આચરણ કરે છે આવા મરણ–પાદપોપગમન મરણ કાળ પર્યાય સમાન જાણવા. વળી હિતકારી સુખકારી યાવત્ ભવાન્તરમાં આવા મરણના વિપાકો પુણ્ય પરંપરા રૂપે સાથે આવનાર સંસાર પરિભ્રમણ ઘટાડનાર અને મોક્ષનાં શાશ્વત આદિ અનંત સુખના પ્રાપ્ત કરાવનાર જાણવા

સાતમો ઉદેશો સમાપ્ત

# આઠમો ઉદ્દેશો.

अणुपुव्वेण[१] विमोहाइं[२], जाइं धीरो[३] समासज्ज[४] ।
वसुमन्तो[५] मइमन्तो[६], सव्वं[७] नच्चा[८] अणेलिसं[९] ॥१॥
दुविहंपि[१०] विइत्ताणं[११] बुद्धा[१२] धम्मस्स[१३] पारगा[१४] ।
अणुपुव्वीइ[१५] संखाए[१६], आरम्भाओ[१७] तिउट्टइ[१८] ॥२॥

॥૨૭૦॥

**શબ્દાર્થ** :– (૧) ક્રમશ (૨) મોહ રહિત ભક્તપરિજ્ઞા આદિ જે છે તેને (૩) ધીરપુરુષ (૪) પ્રાપ્ત કરનારા (૫) સયમી (૬) સત્યમતિમાન હોય છે (૭) સર્વ (૮) જાણી સમાધિનુ પાલન કરે (૯) અનન્યસદશ (૧૦) બે પ્રકારના તપ આદિ (૧૧) જાણી (૧૨) તત્ત્વવેત્તા (૧૩) ધર્મના (૧૪) પારને પામેલા (૧૫) મુનિ ક્રમથી સર્વ અનુપમ કથન (૧૬) જાણી (૧૭) શરીર માટે અન્નપાનાદિ ગવેષણારૂપ આરભથી (૧૮) દૂર થઇ જાય છે

**ભાવાર્થ** :– પૂર્વના ઉદ્દેશામા રોગાદિ ઉત્પન્ન થવાના કારણે શરીર ક્ષીણ અને અસમર્થ બનતા, ભકતપરિજ્ઞા ઇંગિત મરણ તથા પાદપોપગમન આદિ સલેખના કરવાની વિધિ બતાવેલ છે આ ઉદ્દેશકમાં યથાક્રમ વિહારી સાધકો માટે સમાધિમરણનુ વિધાન કહે છે. પ્રવ્રજ્યા અગીકાર કરવી, શિક્ષા પ્રાપ્ત કરવી, સૂત્ર તથા અર્થનું ગ્રહણ કરવુ સર્વ રીતે પરિપકવ થયે એકાકીવિહાર પ્રતિમા આદિ વિવિધ પ્રતિજ્ઞાઓનો સ્વીકાર કરવો આ પ્રમાણે ક્રમશ સયમનું પાલન કરતા થકા અતિમ અવસ્થા પ્રાપ્ત થયેલી જાણે પછી પોતાની શકિત ધૈર્યતાનો વિચાર કરી તદનુકૂળ સમાધિમરણની આરાધના કરે આરાધનાનુ વિધાન એ છે કે દીક્ષા ધારણ કરવી, શિક્ષા ધારણ

કરવી સૂત્ર તથા અર્થનું જાણવું પરિપક્વ થયે મોહને દૂર કરવાના સાધનરૂપ ભક્ત પરિજ્ઞા આદિ અંગીકાર કરવાવાળા ધીર પુરુષો સત્ય સંયમી બુદ્ધિમાન કહેવાય. આ સર્વ અનુપમ કથન છે અન્ય દર્શનોમા ક્યાંય આવા કઠિન વિધિ વિધાનો છે નહિ એમ જાણી મુનિ સમાધિવત બને. બુદ્ધિમાન ધર્મના સ્વરૂપને સમ્યક પ્રકારે જાણનાર બાહ્ય તથા આભ્યંતર તપનું સેવન કરી બાહ્ય તથા આભ્યંતર ઉપધિનો ત્યાગ કરી અનુક્રમે શરીર છોડવાના અવસરને જાણી, સંલેખના અંગીકાર કરી શરીરના પોષણ રૂપ આરંભથી દૂર થઈ જાય છે અથવા કર્મોથી મુક્ત થાય છે

कसाए पयणू किच्चा, अप्पाहारे तितिक्खए ।
अह भिक्खू गिलाइज्जा, आहारस्सेव अन्तियं ॥३॥
जीवियं नाभिकंखिज्जा, मरणं नो वि पत्थए ।
दुहओऽवि न सज्जिज्जा, जीविए मरणे तहा ॥४॥२७१॥

શબ્દાર્થ (१) કષાયો (२) મંદ (३) કરીને (४) અલ્પાહારી બની (५) ક્ષમા ધારણ કરે (६) અનન્તર (७) મુનિ (८) ગ્લાન બની જાય (९) તો આહારનો (१ ) સર્વથા ત્યાગ કરે (११) જીવન જીવવાની (१२) ઇચ્છા (१३) જીવન તથા (१४) મરણ (१५) બન્નેમાં (१६) આસક્ત (१७) ઇચ્છા (१८) મૃત્યુની (१९) ન કરે (२ ) ન બને.

ભાવાર્થ – સંલેખના કરનાર મુનિ કષાયોને મંદ કરી અલ્પ આહારી બની ક્ષમાને ધારણ કરે. અલ્પાહારના કારણે મુનિ ગ્લાન અને અશક્ત બને શક્તિ ઘટે ત્યારે આહારનો સર્વથા ત્યાગ કરી, અનશન ધારણ કરે તેમાં વધારે કાળ જીવન જીવવાની અભિલાષા ન કરે તેમ જ કષ્ટથી ગભરાઈ મૃત્યુની પણ ઇચ્છા ન કરે. જીવન અને મરણ બન્નેમાં સમભાવ ધારણ કરી રહે.

[१] मज्झत्थो [२] निज्जरापेही, [३] समाहिमणुपालए ।
[४] अन्तो [५] वहिं [६] विउस्सिज्ज, [७] अज्झत्थं [८] सुद्धमेसए ॥५॥
जं [११] किंचुवक्कम [१२] जाणे, [१०][९] आउखेमस्समप्पणो ।
[१३] तस्सेव [१४] अन्तरद्धाए, [१६] खिप्प [१७] सिक्खिज्ज [१५] पण्डिए ॥६॥२७२॥

**શબ્દાર્થ :** (૧) મધ્યસ્થ (૨) નિર્જરાની ઇચ્છાવાળો (૩) સમાધિનુ પાલન કરે (૪) આભ્યન્તર અને (૫) બાહ્ય (૬) ઉપાધિને ત્યાગી (૭) અંત કરણને (૮) શુદ્ધ બનાવે (૯) પોતાના (૧૦) જીવનને માટે (૧૧) જો કોઇ ઉપક્રમ—વિઘ્ન (૧૨) જાણવામા આવે (૧૩) સલેખનાકાળ પહેલાં કે (૧૪) વચમાં (૧૫) પંડિત મુનિ (૧૬) શીઘ્ર (૧૭) ભક્તપરિજ્ઞાદિનુ સેવન કરે

**ભાવાર્થ** – મધ્યસ્થ ભાવમા સ્થિત એકાત નિર્જરાના અભિલાષી મુનિ સમાધિનુ પાલન કરે. આભ્યતર કષાયો તથા બાહ્યઉપધિનો ત્યાગ કરી અત કરણને વિકારો રહિત, શુદ્ધ બનાવી, આત્મચિતનમા લીન રહે અનશનમાં સ્થિત મુનિને આયુષ્ય કમી થાય તેવુ કોઇ વિઘ્ન પ્રાપ્ત થયાનુ જાણવામા આવે તો બુદ્ધિમાન સાધક સલેખનાકાળમાં તરત જ ભકતપરિજ્ઞા આદિ અનુષ્ઠાન કરવા જાગૃત બની તત્પર થાય

[१] गामे वा अदुवा [२] रण्णे, [३] थंडिल [४] पडिलेहिया ।
[५] अप्पपाणं तु [६] विन्नाय, [७] तणाइ [८] संथरे [९] मुणी ॥७॥
[१०] अणाहारो [११] तुयट्टिज्जा, [१२] पुट्ठो [१३] तत्थऽहियासए ।
[१६] नाइवेलं [१७] उवचरे, [१४] माणुस्सेहिं [१५] विपुट्ठवं ॥८॥२७३॥

**શબ્દાર્થ** (૧) ગામમાં (૨) જંગલમાં (૩) ભૂમિને (૪) જોઈ (૫) પ્રાણીરહિત (૬) જાણી (૭) તૃણની (૮) શય્યા બિછાવે (૯) મુનિ (૧૦) આહારનો ત્યાગ કરી (૧૧) શયન કરે (૧૨) પરીષહ-ઉપસર્ગ પ્રાપ્ત થયે (૧૩) સહન કરે (૧૪) મનુષ્યસંબંધી (૧૫) ઉપસર્ગ પ્રાપ્ત થયે (૧૬) મર્યાદાનું (૧૭) ઉલ્લંઘન કરે નહિ.

**ભાવાર્થ** – મુનિ ગામમાં અથવા તો નિર્જન વનમાં ભૂમિને જોઈ પ્રતિલેખન કરી, જીવજંતુ રહિત જાણી, ઘાસની શય્યા- પથારી પાથરે પશ્ચાત્ આહારનો ત્યાગ કરી શય્યા ઉપર શયન કરે. ત્યાં જે કોઈ પરીષહ ઉપસર્ગ ઉત્પન્ન થાય તેને સમભાવે સહન કરે. મનુષ્યો દ્વારા કોઈ ઉપસર્ગ થાય તો સ્વીકારેલી મર્યાદાનું ઉલ્લંઘન કરે નહિ.

संसप्पगा य जे पाणा, जे य उड्ढमहाचरा ।
भुंजन्ति मंससोणियं, न छणे न पमज्जए ॥९॥
पाणा देहं विहिंसन्ति, ठाणाओ न विउब्भमे ।
आसवेहिं विवित्तेहिं, तिप्पमाणो ऽहियासए ॥१०॥२७४॥

**શબ્દાર્થ** (૧) જે કીડી આદિ ચાલતા આવતા (૨) જીવો તથા (૩) પક્ષીઓ ગીધ આદિ તથા સર્પ આદિ પ્રાણીઓ શરીરનાં (૪) ખાતા હોય તો તેને (૫) મારે નહિ (૬) રજોહરણથી બાધા કરે નહિ (૭) પ્રાણીઓ (૮) શરીરને કાપી તોડી પીડા આપતા હોય તો પણ મુનિ (૯) પોતાના સ્થાનથી (૧૦) અન્ય સ્થાને જાય નહિ (૧૧) આશ્રવોથી (૧૨) અલગ રહી જે દુઃખો પ્રાપ્ત થાય તેને (૧૪) સમભાવે સહન કરે (૧૫) માંસ તથા લોહીને.

**ભાવાર્થ** – કીડીઓ આદિ વિકલેન્દ્રિયો, સર્પ, ગીધ, આદિ પક્ષીઓ ખેચર તથા સ્થળચર જીવો માંસભક્ષી જીવો ડાંસ મચ્છર આદિ જીવો સંથારામાં રહેલા મુનિના શરીરનાં માંસ તથા લોહી ખાતા

પીતા હોય તેને રજોહરણ વતી આઘા કરે નહિ, તેમ જ તેને મારે નહિ મુનિના દેહને ફાડી ખાતા હોય છતાં મુનિ પોતાના સ્થાનથી ઉઠી અન્ય સ્થાનકે જાય નહિ. શરીરને અન્ય જાણી, દેહ મમત્વને છોડી, આશ્રવોથી દૂર રહી, પ્રાપ્ત થતા દુઃખોને સમભાવે સહન કરતા થકાં જ્ઞાન, દર્શન, ચારિત્ર તપની આરાધનામાં લીન બની રહે વળી વિચારે કે મારી મૂળ વસ્તુ કે જે આત્મા છે તેને તો પ્રાણીઓ કોઇ નુકસાન કરી શકતાં નથી શરીરને ખાય છે તે તો મારુ છે નહિ, અંતે છોડવું છે એમ વિચારી સમભાવમાં રહે.

**गंथेहिं विवित्तेहिं, आउकालस्स पारए ।**
**पग्गहियतरगं चेयं, दवियस्स वियाणओ ॥११॥**
**अयं से अवरे धम्मे, नायपुत्तेण साहिए ।**
**आयवज्जं पडीयारं, विजहिज्जा तिहा तिहा ॥१२॥२७५॥**

**શબ્દાર્થ :** (૧) બાહ્ય અને આભ્યન્તર ગ્રન્થિથી (૨) પૃથક્ બની (૩) જીવનને (૪) પાર કરે (૫) ગીતાર્થ (૬) સંયમીને માટે (૭) ઇંગિતમરણ (૮) વિશેષરૂપથી ગ્રહણ કરવા યોગ્ય છે (૯) ભગવાનદ્વારા (૧૦) વિશેષ ધર્મ (૧૨) રૂડી રીતથી કહેવાય છે (૧૩) અન્ય પાસે કરાવી શકાય તેવી સેવા કરાવવાનો (૧૪) ત્રણકરણ ત્રણયોગથી (૧૫) ત્યાગ કરે (૧૬) જ્ઞાતપુત્ર

**ભાવાર્થ** – બાહ્ય ગ્રન્થિ ઉપકરણો તથા શરીર તથા આભ્યંતર ગ્રન્થિ–કષાયો બન્નેનો ત્યાગ કરીને, આયુષ્યકાળના અંતસુધી અન્તિમ શ્વાસોચ્છવાસ સુધી શુદ્ધ ધ્યાનમાં રહી શુદ્ધ લેશ્યામાં રહી, જીવનને પાર કરે અહીં સુધી ભકત પરિજ્ઞાનુ કથન કહ્યુ હવે ઈંગિત મરણ વિશેષરૂપથી ગીતાર્થ સંયમી સાધકોને માટે ગ્રહણ કરવા યોગ્ય કહે છે જ્ઞાતપુત્ર ભગવંત મહાવીરે આ ઇંગિત મરણમા વિશેષ ધર્મ બતાવેલ છે, આત્મવેપાર સિવાય પરથી સેવા ગ્રહણ કરવાનો ત્રણ

કરણ અને ત્રણ યોગથી ત્યાગ કરે. ઈંગિત મરણનો અધિકારી એ છે કે જે જઘન્ય નવપૂર્વના જ્ઞાનવાળા મુનિ, સંહનન, વિશેષગુણો સંયુક્ત તથા ચારે આહારનો ત્યાગ હોય અને મર્યાદિત સ્થળમાં જ હલન ચલન કરી શકે તેમ જ સ્વાવલંબી હોય તેઓ ઈંગિત મરણ ગ્રહણ કરવા યોગ્ય ગણાય. તેમાં અન્યની સહાય લઈ શકાય નહિ.

हरिएसु न निवज्जिज्जा, थण्डिलं मुणिया सए ।
विओसिज्ज अणाहारो, पुट्ठो तत्थऽहियासए ॥ १३ ॥
इन्दिएहिं गिलायन्तो, समियं आहरे मुणी ।
तहावि से अगरिहे, अचले जे समाहिए ॥ १४ ॥
॥ २७६ ॥

શબ્દાર્થ (૧) દૂબ અંકુર આદિ લીલોતરી પર (૨) શયન ન કરે (૩) શુદ્ધભૂમિને (૪) જાણી (૫) શયન કરે (૬) ઉપધિને છોડી (૭) આહારનો સર્વથા ત્યાગ કરી પરીષહ-ઉપસર્ગ (૮) પ્રાપ્ત થયે (૯) સંસ્તારક-બિછાના ઉપર રહી સહી (૧૦) સહન કરે (૧૧) ઇન્દ્રિયોદ્વારા (૧૨) ગ્લાનિ ઉત્પન્ન થતાં (૧૩) મુનિ (૧૪) શાન્તિ સમભાવને (૧૫) ધારણ કરે (૧૬) હલન ચલન મર્યાદિત સ્થળમાં કરનાર મુનિ (૧૭) અનિન્દનીય છે (૧૮) વિચલિત નહિ થતા (૧૯) સમાધિમાં સ્થિર રહે.

**ભાવાર્થ** :– સચિત વનસ્પતિ ઉપર શયન કરે નહિ. ભૂમિને શુદ્ધ જીવ રહિત જોઇ ઘાસની પથારી બિછાવી તેના ઉપર શયન કરે સર્વ પ્રકારની બાહ્ય અને આભ્યન્તર ઉપધિનો ત્યાગ કરી, સર્વથા આહાર પાણીનો ત્યાગ કરી જે કોઈ પરીષહ-ઉપસર્ગ આવે તે શય્યા ઉપર રહીને સમભાવપૂર્વક સહન કરે અનાહારના કારણે ઇન્દ્રિયો શિથિલ થતાં ગ્લાનિ ઉત્પન્ન થાય તો સમભાવમા રહી શાન્તિને ધારણ કરી રહે; પરંતુ આર્તધ્યાન કરે નહિ. ઈંગિત મરણમાં મર્યાદાપૂર્વક

સ્થળમાં સમાધિયુકત રહીને હલન ચલન રૂપ ક્રિયા થાય તો તે નિન્દનીય નથી; પરંતુ ભાવથી વિચલિત થવું નહિ. જીવનના અંત સુધી સમાધિભાવમા રહી ઊભા થવું, બેસવું, પડખાં ફેરવવાં વિ. ક્રિયાઓ સર્વ શાન્તભાવે રાખી કરી શકાય છે

अभिक्कमे पडिक्कमे, संकुचए पसारए ।
काय साहारणट्ठाए, इत्थं वावि अचेयणो ॥ १५ ॥
परिक्कमे परिकिलन्ते, अदुवा चिट्ठे अहायए ।
ठाणेण परिकिलन्ते निसीइज्जा य अंतसो ॥ १६ ॥
॥ २७७ ॥

**શબ્દાર્થ :** (૧) સન્મુખ જાય (૨) પાછો આવે (૩) અવયવો સંકોચે (૪) પ્રસારે (૫) શરીર સમાધિ માટે કરે (૬) અથવા તો (૮) સ્થિર રહે (૭) [અહીં પણ] (૯) બેઠાં બેઠાં થાક લાગે તો (૧૦) થોડું ભ્રમણ કરે હલન-ચલન કરે (૧૧) ઉભો રહે (૧૨) ઇચ્છાનુસાર આસન કરે (૧૩) ઉભા રહેતા (૧૪) થાક લાગે તો (૧૬) અંતમા (૧૫) બેસી જાય

**ભાવાર્થ** - ઇંગિત મરણની આરાધના કરનારા નિયમિત સ્થળમા આવવું-જવુ કરી શકે છે તેમ જ અવયવોનો સંકોચ તથા પ્રસારણ (ફેલાવવા) કરી શકે છે શરીર સમાધિ માટે હલન ચલન કરી શકે છે અને મુનિ સાધકમા શકિત વિશેષ હોય તો સ્થિર (કાષ્ટની માફક) રહી શકે છે બેઠા બેઠા શ્રમ લાગે તો ઊભા થઇ શકે છે ઊભા ઊભા થાક લાગે તો થોડુ હલન ચલન કરી બેસી શકે છે. ઇચ્છાનુસાર સમાધિ માટે આસન રાખી શકાય છે, પરંતુ અધ્યવસાયો શુદ્ધ રાખવા સતત ઉપયોગ રાખવો જોઈએ.

भासोणेऽणेलिस मरणं, इन्दियाणि समीरए ।
कोलावासं समासज्ज, वितहं पाउरेसए ॥ १७ ॥
जओ वज्जं समुप्पज्जे, न तत्थ अवलम्बए ।
तउ उक्कसे अप्पाणं, फासे तत्थऽहियासए ॥ १८ ॥
॥ २७८ ॥

શબ્દાર્થ (૧) અનુપમ (૨) મરણના (૩) આશ્રય લેવાવાળા (૪) ઇન્દ્રિયોને (૫) સમ્યક્ પ્રેરણા કરે (૬) ઘુણ આદિથી યુક્ત પાટીયાં (૭) પ્રાપ્ત થતાં તે નહિ વાપરતાં (૮) અન્ય નિર્દોષ પાટીયાની (૯) ગવેષણા કરે સેવન કરે (૧૦) જેનાથી (૧૧) વજ્રસમાન ભારે કર્મ (૧૨) પાપ ઉત્પન્ન થાય તેવા જીવજંતુવાળા પાટીયાનું (૧૩) અવલમ્બન ન લે (૧૪) જેનાથી પાપબંધ થતો હોય તેવા વ્યાપારથી (૧૬) આત્માને (૧૫) નિવૃત્ત કરે જે કોઇ પરીષહ-ઉપસર્ગ આવે તે (૧૭) દુઃખોને (૧૮) સમભાવે સહન કરે.

ભાવાર્થ – અનુપમ ઇંગિતમરણનો સ્વીકાર કરી ઇન્દ્રિયોને સમતાપણે સમ્યક્ પ્રકારે પ્રવર્તાવે-પ્રેરિત કરે રાગદ્વેષ કરે નહિ. સહારા ઓઠીંગણા માટે લાવેલ પાટીયા જીવયુક્ત જણાય તો તેને છોડી દોષરહિત નિર્જીવ પાટીયાની ગવેષણા કરી તેનું સેવન કરે. જે જીવ જંતુવાળાં પાટીયા વાપરવાથી જીવઘાત થાય અને વજ્રતુલ્ય ભારે પાપકર્મ બંધાય તેવા પાટીયાનું અવલમ્બન ન લે. તેમજ પાપબંધ થાય તેવા વ્યાપારથી પોતાના આત્માને નિવૃત્ત કરે. તેમાં પરીષહ-ઉપસર્ગ પ્રાપ્ત થતા જે કાંઇ કષ્ટ દુઃખો ઉત્પન્ન થાય તેને સમભાવે સહન કરે આ સંલેખનામાં દૃઢ ધૈર્યની જરૂર પડે છે તેમ જ અન્ય પાસે વૈયાવચ્ચ સેવા કરાવાતી નથી

अयं चाययतरे सिया, जो एवमणुपालए ।
सव्वगाय निरोहेऽवि, ठाणाओ न विउब्भमे ॥ १९ ॥

१० ११ १२
अयं से उत्तमे धम्मे, पुव्वट्ठाणस्स पग्गहे ।
१३ १४ १५ १६ १७
अचिरं पडिलेहित्ता, विहरे चिट्ठे माहणे ॥ २० ॥
॥ २७९ ॥

**શબ્દાર્થ :** (૧) આ પાદપોપગમન મરણ (૨) વિશેષ મહત્વવાળું (૩) હોય છે (૪) જો મુનિને વિધિથી (૫) પાલન કરનારાને (૬) સર્વગાત્રનો અવયવોનો (૭) નિરોધ કરતા સંપૂર્ણ શરીરમા તીવ્ર વેદના ઉત્પન્ન થાય છતાં પણ શયન કરેલા (૮) સ્થાનથી (૯) ચલિત થતા નથી (૧૦) આ ઉત્તમ ધર્મ છે (૧૧) પૂર્વે કહેલા બન્ને સ્થાનો અપેક્ષા અધિક પ્રયત્નથી (૧૨) ગ્રહણ કરી શકાય છે (૧૩) યોગ્ય (૧૪) ભૂમિને જોઇ (૧૭) મુનિ પાદપોપગમન મરણની વિધિનુ (૧૫) પાલન કરે (૧૬) શયન કરેલ સ્થાન પર રહે

**ભાવાર્થ** — આપાદપોપગમન સંલેખના પૂર્વે કહેલ ભક્ત પરિજ્ઞા તથા ઇગિત મરણની અપેક્ષાએ વિશેષ મહત્વવાળુ છે, કારણ કે પૂર્વોક્ત વિધિ સાથે આપાદપોપગમન સંલેખના—મરણમા સર્વ અવયવો—ગાત્રોનો નિરોધ કરવાનો હોય છે, હલન ચલન, ઊભા થવુ, બેસવુ, પાસા ફેરવવાં, અવયવો સંકોચવા, પસારવા, કલ્પતા નથી; પરંતુ કાષ્ટના ટુકડાની માફક સ્થિર રહેવાનો આચાર છે. આવી રીતે ગાત્રોનો નિરોધ કરતાં આખા શરીરમાં સંપૂર્ણ શરીરમાં તીવ્ર વેદના—પીડા ઉત્પન્ન થાય છે, છતાં પોતાના સ્થાનથી સહેજ પણ ચલિત થતા નથી આ પાદપોપગમન સંલેખના ઉત્તમ ધર્મ છે. પ્રથમના બન્ને મરણસ્થાનોની અપેક્ષાએ અધિક પયત્નથી—કઠીનતાથી ગ્રહણ થઇ શકે છે નિર્દોષ ભૂમિને જોઇ પાદપોપગમન રૂપ સંલેખના ગ્રહણ કરી, તીવ્ર કષ્ટ થતા પણ સ્થાનાતર કરતા નથી. આવાં મરણો પ્રાયે વર્તમાન ભવમા જ સર્વ કર્મોનો ક્ષય કરનારને મોક્ષ પ્રાપ્ત કરાવનાર છે અને શેષ કર્મો રહી જાય તો સ્વર્ગમા ઉત્પન્ન થઇ પરંપરાએ શીઘ્ર મોક્ષના શાશ્વત સુખો પ્રાપ્ત કરાવનારા છે.

अचित्त तु समासज्ज, ठावए तत्थ अप्पगं ।
वोसिरे सव्वसो कायं, न मे देहे परीसहा ॥ २१ ॥
जावज्जीवं परिसहा, उवसग्गाइत्ति संखया ।
संवुडे देहमेयाए, इय पन्ने ऽहियासए ॥ २२ ॥ ॥ २८० ॥

શબ્દાર્થ (૧) નિર્જીવ સ્થાન પાટીયા આદિ (૨) પ્રાપ્ત કરે (૩) તેના ઉપર (૪) પોતાને (૫) સ્થાપિત કરે (૬) સર્વ પ્રકારથી (૭) શરીર (૮) મમત્વ છોડે. (૯) મારા શરીરમાં (૧૦) નથી એમ વિચારે (૧૧) જ્યાં સુધી જીવન છે ત્યાં સુધી (૧૨) પરીષહ-ઉપસર્ગ છે (૧૩) એમ જાણી કાયાના (૧૪) નિરોધ કરવાની ઇચ્છાવાળાએ (૧૫) શરીરનો ભેદ કરવા માટે (૧૬) ઉચિત બુદ્ધિમાન મુનિ (૧૭) સમભાવે સહન કરે. (૧૮) પરીષહ.

ભાવાર્થ નિર્જીવ ભૂમિ તથા પાટીયા આદિ પ્રાપ્ત કરી સ્થેલ સથારા ઉપર (પોતાના) શરીરને સ્થાપિત કરે અને સર્વ પ્રકારે-સર્વથા પોતાના શરીરના મમત્વનો પરિત્યાગ કરે અને વિચાર કરે કે મારા આત્માથી શરીર તો ભિન્ન છે શરીર આશ્રી પરીષહ છે તો તે પરીષહનું વેદન શરીર ઉપરના મમત્વને લઈને જ છે તે મમત્વભાવને લઈને જ છે તે મમત્વભાવને તો મે છોડી દીધેલ છે પરીષહથી હું તો અલગ છુ તેથી પરીષહ ઉપસર્ગથી આત્માના મૂળ ગુણોને કાંઈપણ હાની થતી નથી વળી એમ વિચારે કે મારું જીવન છે ત્યાં સુધી પરીષહ ઉપસર્ગ છે એમ જાણી કાયાનો નિરોધ કરનારે શરીરનો ભેદ થતા સુધી બુદ્ધિમાન મુનિ સમભાવથી આવેલ પરીષહોને સહન કરે. તેમ જ 'વેદન કરવું કે નહિ ત્યાં મારી સ્વતંત્રતા છે' એમ વિચારીને પોતાનું લક્ષ શરીર તરફ કે પરીષહ તરફ નહિ રાખતા, જ્ઞાન; દર્શન; ચારિત્ર આરાધન રૂપ સ્વચિંતનમાં એટલે કે ધર્મધ્યાન

તથા શુકલધ્યાનમાં રાખે તે ધ્યાનમાં જ લીન બની, સમાધિભાવથી શરીરથી જીવ જુદો થાય ત્યાં સુધી, ઉપશાંતભાવ રાખી રહે દેહ ઉપર મમત્વ હોય ત્યાં સુધી વેદના રહે છે, પરંતુ પોતાનુ ચિત્ત દેહ ઉપરથી ઉપાડી સ્વચિંતનમાં જોડતાં શરીરનો ખ્યાલ ન રહેવાથી વેદનાની અસર થતી નથી આવા દૃઢ આત્માઓને પરીષહો પોતાની અસરથી આત્માના મૂળગુણને કાંઇ નુકસાન કરી શકતાં નથી, પરતુ પ્રતિકૂળતા તો જ્ઞાનીજનોને કર્મક્ષય કરવામાં વધારે સહાયક થાય છે તેમ જાણે આત્મા શસ્ત્રથી છેદાતો નથી, ભેદાતો નથી, અગ્નિથી બળી જતો નથી, પાણીથી ભીંજાતો નથી, વાયુથી શોષણ થતો નથી, એક ગતિમાંથી બીજી ગતિમા જતા કોઇ દીવાલ કે પહાડ, પથ્થર, પાણી, અગ્નિ બાધક રૂપ થઇ શકતા નથી, રોકી શકતા નથી અનત ભવોના કર્મોનો આત્મા બળવાન થાય તો અતર્મુહૂર્તમાં ક્ષય કરી સિદ્ધગતિને પ્રાપ્ત કરે છે

**भेउरेसु[1] न रज्जिज्जा[4], कामेसु[3] बहुतरेसु[2] वि ।**
**इच्छालोभ[7] न सेविज्जा[8], धुववन्नं[5] सपेहिया[6] ॥ २३ ॥**
**सासएहिं[14] निमन्तिज्जा[15], दिव्वमायं[9] ण सद्दहे[10] ।**
**तं[11] पडिबुज्झ[12] माहणे, सव्वं नूमं[13] विहूणिया[16] ॥ २४ ॥**
**सव्वट्ठेहिं[17] अमुच्छिए[18], आउकालस्स[19] पारए[20] ।**
**तितिक्खं[21] परमं[22] णच्चा[26], विमोहन्नयर[24] हियं त्ति वेमि[25] ॥ २५ ॥**
**॥ २८१ ॥**

**શબ્દાર્થ :** (૧) નશ્વર (૨) વિપુલ (૩) કામભોગોમાં (૪) રાગ ન કરે (૫) અચળ કીર્તિરૂપ (૬) મોક્ષનો વિચાર કરી કોઇ પ્રકારની (૭) ઇચ્છા-નિદાનના લોભનુ (૮) સેવન ન કરે, (૯) એવી દેવ માયામા (૧૦) શ્રદ્ધા ન કરે (૧૧) સત્ય વસ્તુને સમજે (૧૨) મુનિ સર્વ પ્રકારની (૧૩) માયાને

(૧૪) અક્ષય વૈભવને માટે (૧૫) કોઇ નિમંત્રણ કરે (૧૬) દૂર કરી (૧૭) સર્વ પ્રકારના પદાર્થોમાં (૧૮) મૂર્છ નહિ થતાં (૧૯) જીવનના (૨૦) પારને પામે (૨૧) સહનશીલતાને (૨૨) શ્રેષ્ઠ (૨૩) જાણી ત્રણમાંથી કોઇ પણ (૨૪) પંડિત મરણ (૨૫) હિતકર જાણી તેનું સેવન કરે.

**ભાવાર્થ**:– મુનિ વિપુલ કામભોગોને પણ નશ્વર જાણી તેમાં રાગ કરે નહિ. અચળ કીર્તિરૂપ મોક્ષનો વિચાર કરી કોઇ પ્રકારની વિષય સેવનની ઇચ્છા કરે નહિ આવા મુનિને કોઇ અક્ષય વૈભવ ગ્રહણ કરવા આમંત્રણ આપે અથવા કોઈ દેવ ઘણા પ્રકારની દેવઋદ્ધિ ગ્રહણ કરવા આમંત્રણ આપે અથવા કોઇ દેવાંગના (દેવી) પોતાની સાથે રમણ કરવા પ્રાર્થના કરે તો પણ ઉત્તમ મુનિ તે આમંત્રણનો સ્વીકાર કરે નહિ અને સર્વ પ્રકારની માયાને દૂર કરી, સત્ય સ્વરૂપને સમજી, તેમાં એટલે કે ધર્મઆરાધનમાં આચરણ કરે. સાંસારિક કોઇ પદાર્થમાં આસક્ત નહિ થતાં જીવનના પારને પ્રાપ્ત કરે સહિષ્ણુતાના ભાવને સર્વોત્તમ સમજી, હિતકારક પંડિત મરણો પૈકી કોઇપણ એકને ગ્રહણ કરી સેવન કરે આ ઉપદેશ શ્રી ભગવંતે આપેલ છે

આઠમું અધ્યયન સમાપ્ત

## ઉપધાન શ્રુત નામનું નવમું અધ્યયન

# પ્રથમ ઉદ્દેશો

अहासुयं वइस्सामि, जहासे समणे भगवं उट्ठाय ।
संखाए तंसि हेमन्ते, अहुणो पव्वइए रीइत्था ॥ १ ॥
णो चेविमेण वत्थेण, पिहिस्सामि तंसि हेमन्ते ।
से पारए आवकहाए, एयं खु अणुधम्मियं तस्स ॥ २ ॥

चत्तारि[19] माहिए मासे, बहवे[20] पाणजाइया[21] आगम्म[22] ।
अभिरुज्झ[23] कायं[24] विहरिंसु[25], आरुसियाणं[27] तत्थ हिंसिंसु[26] ॥ ३ ॥
संवच्छर[28] माहियं मासं, जं न रिक्कासि[29] वत्थगं भगवं ।
अचेलए[33] तओ चाई[34], तं[30], वोसिज्ज[31] वत्थमणगारे[32] ॥ ४ ॥
॥ २८२ ॥

**શબ્દાર્થ :** (૧) જેમ મેં શ્રવણ કરેલ છે (૨) એ જ પ્રમાણે કહીશ (૩) જેમકે (૪) શ્રી શ્રમણ ભગવંત મહાવીર (૫) ઉદ્યત વિહાર અંગીકાર કરી કર્મક્ષય કરવા માટે તત્પર બની (૬) જ્ઞાન પ્રાપ્ત કરી (૭) હેમન્તઋતુમા (૮) દીક્ષા અંગીકાર કરી (૯) તરત (૯) વિહાર કરી ગયા (૧૦) દીક્ષા ગ્રહણ સમયે ઈન્દ્ર મહારાજે આપેલ વસ્ત્રથી (૧૧) ઢાંકીશ, (૧૨) હેમન્તઋતુમા હું મારા શરીરને (૧૩) એવો વિચાર પણ ભગવંતે કર્યો નહિ, (૧૪) પારગામી બની રહ્યા હતા, (૧૫) યાવત્ જીવન ભગવંત પરીષહોના (૧૬) ભગવંતનું એ વસ્ત્ર ધારણ (૧૭) નિશ્ચય (૧૮) આનુધાર્મિક હતુ, પૂર્વ તીર્થંકરોથી આચીર્ણ હતું કાંઈક અધિક (૧૯) ચાર માસ સુધી (૨૦) ઘણા (૨૧) પ્રાણીઓ (૨૨) આવી ભગવંતના (૨૩) શરીર પર ચડી (૨૪) શરીરને ચટકાં ભરી (૨૫) શરીર પર ફરતા થકા (૨૬) વિવિધ રીતે ભગવંતને દુઃખ આપતા હતા (૨૭) કરડતા હતા (૨૮) એક વર્ષ અધિક એક માસથી કાંઈક અધિક સમય ભગવંતના શરીર ઉપર ઇન્દ્રમહારાજે આપેલ (૨૯) વસ્ત્ર રહ્યુ હતુ (વસ્ત્રનો ત્યાગ ત્યા સુધી કર્યો ન હતો) તત્પશ્ચાત્ (૩૦) ત્યાગ કરી (૩૧) એ વસ્ત્રનો (૩૨) ભગવંત (૩૩) વસ્ત્રરહિત (૩૪) થયા હતા

**ભાવાર્થ** – શ્રી સુધર્માસ્વામી પોતાના અંતેવાસી શિષ્ય જમ્બૂસ્વામીને કહે છે કે શ્રી ભગવંત વર્ધમાન સ્વામી–મહાવીર સ્વામીનુ જીવનચરિત્ર મે જે રીતે શ્રવણ કરેલ છે, એ જ પ્રકારે હુ તમને કહુ છુ શ્રી શ્રમણ ભગવંત મહાવીર સ્વામી પોતાના કર્મોનો ક્ષય કરવા માટે ઉદ્યમવંત બની રાજ્ય, સ્વજન, સંપત્તિ, ધન આદિને કર્મબંધનના કારણો જાણી, તે બધાનો પરિત્યાગ કરી,

હેમંત ઋતુમાં—સંયમ અંગીકાર કર્યો હતો, ત્યારપછી ત્રીજા પહોરે વિહાર કર્યો હતો ॥૧॥ સર્વ પ્રકારનાં વસ્ત્ર, અલંકાર આદિ ઉપધિનો ત્યાગ કરી, ત્યાગમાર્ગમાં ઉદ્યમવંત થયા. ભગવંત મહાવીરના શરીર ઉપર ઇન્દ્ર મહારાજે સંયમ ગ્રહણ સમયે એક દેવદુષ્ય વસ્ત્ર મૂકેલ હતુ—ઓઢાડયુ હતુ; પરંતુ ભગવંતે એવો વિચાર કર્યો નહિ કે આ વસ્ત્રથી શીતઋતુમાં મારા શરીરનું ઠંડીથી રક્ષણ કરીશ—ઓઢીશ. શ્રી ભગવંત જીવન પર્યંતની લીધેલ પ્રતિજ્ઞાના તથા ઉત્પન્ન થતા પરીષહ—ઉપસર્ગના પારગામી હતા એટલે કે પ્રતિજ્ઞાનુ પાલન કરવાં તથા પરીષહોને સહન કરવા સમર્થ હતા ભગવંતનુ વસ્ત્ર ધારણ કરવું તે પૂર્વ તીર્થંકરોથી આચીર્ણ હોઈ આનુધર્મિક હતુ તે પરંપરાગતનો કલ્પ—આચાર છે ॥૨॥ શ્રી ભગવંતને દીક્ષા ધારણ સમયે શરીરે ચંદન આદિ સુગંધી પદાર્થોના લેપ કરેલ હોવાથી તથા દેવદુષ્ય વસ્ત્રની સુગંધથી ભ્રમર આદિ જંતુઓ આવી ભગવંતના શરીર ઉપર ચઢી લોહી તથા માંસ શરીરને ચટકા ભરી ખાતા હતા આવી રીતે ભયંકર છેદન, વિહારણ આદિના દુ:ખો ચાર માસથી કાંઈક અધિક સમય સુધી ભગવંતને સહન કરવા પડયા હતા ॥૩॥ એક વર્ષથી કાંઈક અધિક એક માસ સુધી સ્થિતકલ્પ—જિતાચારને લીધે શ્રી ભગવંતે વસ્ત્રનો ત્યાગ કર્યો ન હતો પશ્ચાત્ તે વસ્ત્ર ખભા ઉપરથી પડી જતાં તે વસ્ત્રને વોસરાવી ભગવંત વસ્ત્રરહિત—અચેલ બની વિચરતા હતા શ્રી ભગવંતે માગશર વદી ૧૦ ના ત્રીજા પહોરે સંયમ અંગીકાર કર્યો સામાયિક ચારિત્ર ગ્રહણ કરતી વખતે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન એમ ત્રણ જ્ઞાન જ થયાં હતા અને મન:પર્યવજ્ઞાન ઉત્પન્ન થયું હતુ શ્રી ભગવંતે વસ્ત્ર ધારણ કરવાને લીધે સચેલક અને અચેલક રૂપ બન્ને પ્રકારે શ્રમણ આચાર છે એમ શ્રી ભગવંતના વર્તન ઉપરથી નિશ્ચય થઇ શકે છે ॥૪॥

अदु पोरिसिं तिरियं भित्तिं, चक्खुमासज्ज अंतसो झायइ ।
अह चक्खुभीया संहिया ते, हंता हंता बहवे कंदिसु ॥५॥

[12] सयणेहिं [11] वितिमिस्सेहिं, [13] इत्थिओ तत्थ से [14] परिन्नाय ।
[15] सागारियं न [16] सेवइ य, [17] से सय [18] पवेसिया [19] झाइ ॥६॥
जे के इमे [20] अगारत्था, [21] मीसीभावं [22] पहाय से [23] झाइ ।
[24] पुट्ठो वि [25] नाभिभासिंसु, [26] गच्छइ [28] नाइवत्तइ [27] अंजू ॥७॥
॥૨૮૩॥

**શબ્દાર્થ :** (૧) ભગવંત વિહાર કરતા પુરુષપ્રમાણ (૨) તિર્છી દિશામાં આગળના ભાગમા સાકડા તથા વિસ્તીર્ણ માર્ગમા (૩) ચક્ષુથી (૪) જોઇ (૫) માર્ગમાં ગતિ કરતા હતા (૬) ધ્યાન આપી (૭) રસ્તામા ભગવંતને દેખી ભય પામતા (૮) ઘણા બાળકો ભેગા થઇ ધૂળની મૂઠીઓ તેમની ઉપર નાખતા હતા તથા (૯) મારતા મારતા (૧૦) બહુ કોલાહલ કરતાં હતા (૧૧) ગૃહસ્થના સમ્પર્કવાળાં (૧૨) સ્થાનોમાં રહેતાં થકા (૧૩) ત્યા સ્ત્રીઓના સંગના સ્વરૂપને (૧૪) જાણી ભગવત (૧૫) મૈથુન (૧૬) સેવન કરતા નહિ (૧૭) ભગવંત પોતાને (૧૮) વિરતિ માર્ગમાં સ્થાપન કરી, (૧૯) પ્રશસ્ત ધ્યાનમા લીન રહેતાં હતા (૨૦) જો કોઇ ગૃહસ્થ (૨૧) ભગવતના સમ્પર્કમાં આવતા તો (૨૨) તે પરિચય છોડી ભગવંત (૨૩) પ્રશસ્ત ધ્યાન ધરતા હતા (૨૪) કોઇ ગૃહસ્થ કાંઇ પૂછતા તો તેનો ઉત્તર (૨૫) નહિ દેતા (૨૬) ભગવંત પોતે પોતાના રસ્તે જતા હતાં (૨૭) પરંતુ એ સયમી સરળ ભગવત (૨૮) મોક્ષ માર્ગનુ ઉલ્લંઘન કરતાં નહિ.

**ભાવાર્થ :–** શ્રી ભગવત ગ્રામનુગ્રામ વિચરતા અથવા ગૌચરી આદિ કાર્ય માટે ગમન કરતા ત્યારે તિર્છી દિશામા આગળના ભાગમા પોતાના શરીર પ્રમાણુ ભૂમિને (સાકડા અથવા વિસ્તીર્ણ માર્ગમાં) ચક્ષુથી જોતા થકા એટલે કે ઇરિયાસમિતિ સાચવતા થકા ઉપયોગ-પૂર્વક લક્ષ્ય તરફ ગતિ કરતા હતા રસ્તામા જતા શ્રી ભગવંતને નગ્ન અવસ્થામા તથા મુડિત જોઇ તેમનાથી ભય પામીને અથવા કુતૂહલથી બાળકો ભેગા થઇ ભગવત ઉપર ધૂળની મૂઠીઓ ફેંકતા હતા તથા મુષ્ટિથી મારતા હતા તેમ જ કોલાહલ કરતા હતા ॥૫॥

ભગવંત કોઈ કોઈ સમયે ગૃહસ્થના સંસર્ગવાળા સ્થાનમાં-મકાનમાં રહેતા ત્યાં ભગવંતના રૂપને જોઈ સ્ત્રીઓ કામવિકારથી વિહ્વળ બની ભગવંત પાસે ભોગની પ્રાર્થના કરતી હતી; પરંતુ સ્ત્રીસંગ કર્મ બંધનના કારણ તથા મોક્ષમાર્ગમાં વિઘ્નરૂપ છે એમ જાણી ભગવંત પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવા મૈથુન સેવન કરતા નહિ પોતાના આત્માને વિરતિ માર્ગમાં જોડી-સ્થાપન કરી પ્રશસ્ત ધ્યાનમાં લીન રહેતા હતા. ॥૬॥ કોઈ કોઈ વખત ભગવંત ગૃહસ્થોના સંસર્ગમાં રહેતા હતા છતાં પણ ગૃહસ્થોની સાથે સ્નેહબંધન થવા દેતા નહિ. તેમના સંસર્ગને છોડી ભગવંત પ્રશસ્ત ધ્યાનમાં લીન રહેતા હતા. તેમને કોઈ ગૃહસ્થ કાંઈ પૂછે તો ઉત્તર દેતા નહિ અને પોતાને રસ્તે ચાલ્યા જતા સંયમી ભગવાને ક્યારે પણ મોક્ષમાર્ગનું ઉલ્લંઘન કર્યું ન હતું ॥૭॥

णो सुकरमेयमेगेसिं, नाभिभासे य अभिवायमाणे।
हयपुव्वे तत्थ दण्डेहिं, लूसियपुव्वे अप्पपुण्णेहिं ॥ ८ ॥
फरुसाइं दुत्तितिक्खाइं, अइअच्च मुणी परक्कममाणे।
आघायनट्टगीयाइं दण्डजुद्धाइं मुट्ठिजुद्धाइं ॥ ९ ॥
गढिए मिहुकहासु, समयम्मि, नायसुए विसोगे अदक्खु।
एयाइं से उरालाइं गच्छइ, नायपुत्ते असरणयाए ॥ १० ॥
॥ २८४ ॥

શબ્દાર્થ (૧) અન્યને માટે આ અનુષ્ઠાન (૨) સરલ (૩) નથી (૪) નમસ્કાર કરનારાની સાથે પણ (૫) બોલવું (૬) કરતા નહિ (૭) પુણ્ય-હીન અનાર્યો દ્વારા (૮) અનાર્ય દેશમાં (૯) માર ખાતા તથા (૧૦) લાકડી આ દિથી (૧૧) વાળને ખેંચતા છતાં ભગવંત સમભાવમાં સ્થિર રહેતા હતા ॥૮॥ (૧૨) કઠણ-કઠોર (૧૩) દુસ્સહ વચનોની (૧૪) અવગણના કરી

(૧૫) ભગવંત સંયમમાં (૧૬) પરાક્રમ કરતા થકા સહન કરતા હતા (૧૭) કથા, (૧૮) નૃત્ય (૧૯) ગીત આદિ કાને પડતા છતાં કુતૂહલ પામતા નહિ લાકડીઓથી (૨૦) મારામારી તથા (૨૧) મુષ્ટિ યુદ્ધ દેખી વિસ્મય પામતા નહિ ॥૯॥ (૨૨) કામાદિ કથામાં (૨૩) લીન બનેલાઓ (૨૪) ભગવંત (૨૫) શોક–હર્ષ-રહિત (૨૬) કોઇ સમયે (૨૭) દેખાતા હતા (૨૮) ઉપસર્ગોનુ (૨૯) દુસ્સહ (૩૦) ભગવંત (૩૧) સ્મરણ નહિ કરતા થકા સયમમાં (૩૨) વિચરણ કરતા હતા ॥૧૦॥

**ભાવાર્થ** – સામાન્ય વ્યક્તિને માટે આ અનુષ્ઠાન આચરવું સરલ નથી. કોઇ વ્યક્તિ આવી ભગવતને વદન કરે તો પણ તેની સાથે ભાષણ કરતા નહિ પુણ્યહીન પ્રાણીએ, દ્વારા અનાર્ય દેશમાં વિચરતા ભગવતને લાકડીઓનો માર પડતો, તેમ જ વાળ ખેચી પીડા આપતા છતા ભગવત સમભાવમા સ્થિત રહેતા હતા ॥૮॥ દુષ્ટ વચનો–દુસ્સહ–કઠોર વચનો આદિ ઉપસર્ગોની પરવા નહિ કરતા, ભગવત સયમમા પરાક્રમ કરતા હતા, કથા, નૃત્ય, ગીત આદિ સાભળી કુતૂહલ અનુભવતા નહિ લાકડીઓથી યુદ્ધ તથા મુષ્ટિયુદ્ધ દેખી વિસ્મય પામતા નહિ ॥૯॥ કોઈ સમયે કોઇ વ્યકિત પરસ્પર કામાદિ કથામા લીન રહેલાને જોઇ, સાભળી, ભગવત શોક કે હર્ષનો અનુભવ કરતા નહિ, પરતુ માધ્યસ્થ ભાવ ધારણ કરતા હતા અનુકૂળ કે પ્રતિકૂળ અથવા ભયકર, પરીષહ ઉપસર્ગ આવતા છતાં તેનુ સ્મરણ કરતા નહિ પરતુ સમભાવમા રહી સયમમા વિચરણ કરતા હતા ॥૧૦॥

**अवि साहिए दुवे वासे, सीओदं अभुच्चा निक्खंते ।**
**एगत्तगए पहियच्चे, से, अहिन्नायदंसणे सन्ते ॥११॥**
**पुढविं च आउकायं च, तेउकायं च वाउकायं च ।**
**पणगाइं बीयहरियाइं, तसकायं च सव्वसो नच्चा ॥१२॥**

[18] [19] [20] [21] [22]
एयाइ सन्ति पडिलेहे, चित्तमन्ताई से अभिन्नाय ।
[23] [24] [25] [26]
परिवज्जिय विहरित्था, इय सखाय से महावीरे ॥१३॥
॥१८५॥

શબ્દાર્થ (૧) પ્રવર્જિત થયા પહેલાં બે વર્ષથી કાંઈક અધિક સમય સુધી (૨) સચિત્ત જળનો ભગવંતે (૩) ઉપભોગ કર્યો ન હતો. (૪) પ્રવર્જિત થયા પછી ભગવંત એકત્વભાવના ભાવતા હતા. (૫) કષાયાદિ કષાયોનો ઉપશમ કર્યો હતો (૬) સમ્યક્ત્વ ભાવના ભાવતા હતા (૭) ઇન્દ્રિયો તથા મનને ઉપશાંત કર્યા હતા ॥૧૧॥ (૮) પૃથ્વીકાય (૯) અપકાય (૧૦) અગ્નિકાય (૧૧) વાઉકાય (૧૨) પનુગ-લીલફૂગ (૧૩) સેવાળ, (૧૪) બીજ હરિતવનસ્પતિ (૧૫) ત્રસકાય સર્વેને (૧૬) સર્વપ્રકારથી તેમને સચિત્ત જીવ (૧૭) જાણતા હતા ॥૧૨॥ પૃથ્વી (૧૮) આદિ (૧૯) જીવ છે (૨૦) તેમ વિચારી તે સર્વેને (૨૧) સચિત્ત (૨૨) જાણી (૨૩) એમ બરાબર સમજી (૨૪) તેના આરંભને છોડી (૨૫) વિચરતા હતા ॥૧૩॥ (૨૬) ભગવંત મહાવીર સમજમાં.

ભાવાર્થ — શ્રી ભગવંત મહાવીરસ્વામી માતા પિતાનો સ્વર્ગવાસ થયા બાદ દીક્ષા અંગીકાર કરવા તૈયાર થયા હતા તેમના મોટાભાઈ નંદીવર્ધનની રજા માગી; પરંતુ ભાઈના આગ્રહથી બે વરસ ગૃહસ્થાવાસમાં રહેવા સ્વીકાર કરવો પડયો હતો; પરંતુ ત્યારથી સચિત્ત જળનો ત્યાગ કર્યો હતો. બે વરસથી કાંઈક અધિક સમય સુધી સચિત્ત જળ વાપર્યું નહિ. તેમ જ પ્રવર્જિત થયા પછી એકત્વભાવના ભાવતા હતા અને કષાયોને ઉપશાંત કર્યા હતા. સમ્યક્ત્વ ભાવના ભાવતા હતા ઇન્દ્રિયો અને મનને પણ ઉપશાંત કર્યાં હતા ॥૧૧॥ પૃથ્વીકાય, અપકાય, અગ્નિકાય, વાઉકાય પનુગ, લીલફૂગ, સેવાળ, બીજ, હરિત વનસ્પતિકાય તથા ત્રસકાય એ સર્વેને સર્વ પ્રકારથી જીવ જાણતા હતા. ॥૧૨॥ પૃથ્વીકાયાદિ એ બધા જીવો છે સચેતન છે તેમ બરાબર સમજી તેની હિંસા આરંભનો ત્યાગ કરી ભગવંત સંયમભાવમાં વિચરતા હતા. ॥૧૩॥

अदु थावरा य तसत्ताए, तसा य थावरत्ताए।
अदुवा सव्वजोणिया सत्ता, कम्मुणा कप्पिया पुढो वाला॥ १४ ॥
भगवं च एवमन्नेसी, सोवहिए हु लुप्पई वाले।
कम्मं च सव्वसो णच्चा त पडियाइक्खे पावगं भगवं ॥ १५ ॥
॥ २८६ ॥

શબ્દાર્થ : (૧) વળી (૨) સ્થાવર જીવ (૩) ત્રસપણે ઉત્પન્ન થાય છે અને (૪) ત્રસજીવ (૫) સ્થાવરપણે ઉત્પન્ન થાય છે અથવા (૬) સર્વ યોનિયોમાં ઉત્પન્ન થવાના સ્વભાવવાળા છે (૭) જીવો (૮) રાગદ્વેષયુક્ત અજ્ઞાની જીવો પોતે (૯) પૃથક્ પૃથક્ રૂપમાં વિવિધ યોનિયોમા ઉત્પન્ન થાય છે (૧૦) કરેલ કર્મને કારણે ॥૧૪॥ (૧૧) આ હકીકત (૧૨) શ્રી ભગવંતે જાણેલ છે (૧૩) દ્રવ્ય અને ભાવ ઉપધિવાળા (૧૪) અજ્ઞાની જીવો (૧૫) ક્લેશ પામે છે (૧૬) કર્મોને (૧૭) ભલી રીતે (૧૮) જાણી (૧૯) ત્યાગ કરી દીધો હતો (૨૦) કર્મ તથા કર્મબંધનના કારણોનો તથા પાપનો સર્વથા (૨૧) ભગવંતે ॥૧૫॥

ભાવાર્થ :– સ્થાવર જીવો ત્રસપણે અને ત્રસજીવો સ્થાવરપણે ઉત્પન્ન થાય છે અથવા સર્વ સંસારી જીવો સર્વ યોનિયોમાં ઉત્પન્ન થવાના સ્વભાવવાળા છે, રાગદ્વેષ યુક્ત અજ્ઞાની જીવ પોતપોતાના કર્માનુસાર પૃથક્ પૃથક્ યોનિયોમા ઉત્પન્ન થાય છે ॥૧૪॥ ભગવંત વર્ધમાન સ્વામીએ જાણ્યુ કે અજ્ઞાની જીવ બાહ્ય તથા આભ્યન્તર ઉપધિના કારણે કર્મોથી લિપ્ત થઇ કલેશ પામી રહ્યા છે તેથી કર્મના રહસ્યને બરાબર સમજી, કર્મ તથા કર્મબંધનના કારણરૂપ હિંસાનો તથા સર્વ પાપનો ભગવંતે ત્યાગ કર્યો હતો ॥૧૫॥

दुविहं समिच्च मेहावी, किरियमक्खायऽणेलिसं नाणी।
आयाणसोय मइवायसोयं, जोगं च सव्वसो णच्चा ॥ १६ ॥
अइवत्तियं अणाउट्टिं, सयमन्नेसिं अकरणयाए।
जस्सित्थिओ परिन्नाया, सव्वकम्मावहा उ से अदक्खू॥ १७ ॥
॥ २८७ ॥

**શબ્દાર્થ** (૧) બે પ્રકારના કર્મોને (૨) જાણી (૩) આશ્રવના કારણભૂત (૪) ઇન્દ્રિયોના અસંવર (૫) હિંસાદિ પાપ (૬) યોગને (૭) સર્વ પ્રકારે (૮) જાણી (૯) બુદ્ધિમાન સર્વ ભાવોને જાણનાર (૧૦) કેવળજ્ઞાની ભગવંતે (૧૧) અનુપમ (૧૨) સંયમ અનુષ્ઠાનનું (૧૩) કથન કરેલ છે ॥૧૬॥ (૧૪) પાપરહિત (૧૫) અહિંસાનો આશ્રય લઇ (૧૬) પોતાને તથા (૧૬) અન્યને પણ (૧૭) પાપજનક વેપાર કરવો યોગ્ય નથી (૧૮) જેણે (૧૯) સર્વકર્મનું મૂળ (૨૦) સ્ત્રીઓને જાણીને (૨૧) ત્યાગ કર્યો છે તે જ (૨૨) પરમાર્થદર્શી છે ॥૧૭॥

**ભાવાર્થ** :- ઇરિયા પથિક (કષાયરહિત) અને સાંપરાયિક (કષાયયુક્ત) બન્ને પ્રકારનાં કર્મોને જાણી, કર્મ આશ્રવના કારણભૂત ઇન્દ્રિયોના અસંવર તથા હિંસા આદિ પાપસ્રોત તથા યોગને જાણી સર્વ ભાવોના જ્ઞાતા કેવળજ્ઞાની ભગવંતે કર્મનો ઉચ્છેદ કરનાર-કર્મોનો ક્ષય કરનાર, સર્વોત્તમ સંયમ અનુષ્ઠાનરૂપ ક્રિયાનું કથન કરેલ છે એટલે કે સંયમ અનુષ્ઠાન સર્વકર્મોનો ક્ષય કરવામાં સાધન રૂપ ક્રિયા છે ॥ ૧૬ ॥ પાપરહિત નિર્દોષ અહિંસાનો આશ્રય લઈ સ્વયં તથા અન્યને પણ પાપજનક વેપાર કરવા યોગ્ય નથી આ રીતે પોતે સમજી અન્યને સમજાવી સ્વયં ભગવંત પાપથી નિવૃત્ત થયા, અન્યને પણ પાપથી નિવૃત્ત કરવામાં સહાયભૂત થયા-નિમિત્ત થયા સર્વ કર્મબંધનનું મૂળ કારણ સ્ત્રીઓનો સંગ છે એમ જાણી જેણે સ્ત્રીઓનો ત્યાગ કર્યો એ જ સાચા પરમાર્થદર્શી છે

अहाकडं न से सेवे, सव्वसो कम्म अदक्खू ।
जं किंचि पावगं भगवं तं, अकुव्वं वियडं भुंजित्था ॥ १८ ॥

णो सेवइ य परवत्थं, परपाए वि से न भुंजित्था ।
परिवज्जियाण ओमाणं गच्छइ, संखडिं असरणयाए ॥ १९ ॥

૨૧ ૨૦ ૨૪ ૨૩ ૨૨ ૨૫
मायण्णे असणपाणस्स, नाणुगिद्धे रसेसु अपडिन्ने ।
२६ २६ २८ २९ ३०
अच्छिंपि नो पमज्जिज्जा, नोवि य कंडूयए मुणी गायं ॥२०॥
॥२८८॥

**શબ્દાર્થ:** (૧) ઔદ્દેશિક આધાકર્મી આહાર (૨) ભગવંત (૩) સેવન કરતા નહિ (૪) સર્વ પ્રકારે (૫) કર્મના બંધનનું સ્વરૂપ (૬) ભગવંત જાણતા હતા (૭) થોડું પણ (૮) પાપસેવન (૯) ભગવંત (૧૦) કરતા નહિ (૧૧) પ્રાસુક નિર્દોષ (૧૨) આહાર કરતા હતા ॥૧૮॥ (૧૩) પરવસ્ત્રનું સેવન કરતા નહિ તેમ જ પરપાત્રમા (૧૪) ભોજન કરતા નહિ (૧૫) અપમાનનો (૧૬) વિચાર છોડી (૧૭) અદીનપણે (૧૮) ભોજનના સ્થાનો–રસોડાઓમાં (૧૯) આહાર માટે જતા હતા ॥૧૯॥ (૨૦) આહાર પાણીની (૨૧) માત્રા–મર્યાદાને જાણતા હતા (૨૨) રસવાળા ભોજનમાં (૨૩) આસક્તિ (૨૪) રાખતા નહિ રસવાળા પદાર્થો ગ્રહણ કરવાનો (૨૫) વિચાર કરતા નહિ (૨૬) આંખનું પ્રમાર્જન કરતા નહિ તેમ જ (૨૭) નહિ (૨૮) ખંજવાળતા (૨૯) ખરજ આવવા છતાં પણ ભગવંત (૩૦) ગાત્રોને ॥૨૦॥

**ભાવાર્થ** :–શ્રી ભગવંત મહાવીરસ્વામી પોતાના નિમિત્તે બનાવેલ–ઔદ્દેશિક તથા આધાકર્માદિથી દૂષિત આહારનું સેવન કરતા નહિ આધાકર્મી આદિ દોષિત આહારથી કર્મબંધન થાય છે તે ભગવંત જાણતા હતા થોડાં પણ પાપબંધના કારણોનું ભગવંત સેવન કરતા નહિ, પરંતુ પ્રાસુક આહાર કરતા હતા ॥૧૮॥ ભગવંત પર વસ્ત્રને ભોગવતા નહિ, તેમ જ પરપાત્રમાં (ગૃહસ્થના કે અન્ય કોઇના) ભોજન કરતા નહિ, અપમાનના વિચારને છોડી ભગવંત ભોજન સ્થાનોમા અદીનપણે ભિક્ષા માટે જતા હતા ॥૧૯॥ આહાર પાણીની મર્યાદાને જાણતા હતા સ્નિગ્ધ રસવાળા પદાર્થોમાં આસક્ત ન હતા રસવાળા પદાર્થો ગ્રહણ કરવાનો વિચાર માત્ર પણ કરતા નહિ. આંખમા રજ પડતા પ્રમાર્જન કરતા નહિ ગાત્રોમા ખુજલી આવતાં ખંજવાળતા નહિ ॥૨૦॥

अप्पं तिरियं पेहाए, अप्पं पिट्ठओ पेहाए ।
अप्पं बुइएऽपडिभाणी, पंथपेही चरे जयमाणे ॥ २१ ॥
सिसिरंसि अद्धपडिवन्ने, तं वोसिज्ज वत्थमणगारे ।
पसारित्तु बाहुं परक्कमे नो अवलम्बियाण कंधम्मि ॥ २२ ॥
एस विही अणुक्कन्तो माहणेण मईमया ।
बहुसो अपडिन्नेण, भगवया एवं रियंति त्ति बेमि ॥ २३ ॥
॥ २८९ ॥

શબ્દાર્થ (૧) ભગવંત વિહાર કરતાં ત્યારે પડખાની બન્ને તરફ જોતા નહિ (૨) તેમ જ પીઠના ભાગમાં પાછા વળી જોતા નહિ (૩) તેમ જ બોલતા નહિ (૪) કોઈ કાંઈ પૂછે તેને ઉત્તર દેતા નહિ (૫) માર્ગમાં જોઈને (૬) ઈર્યાસમિતિ સાચવી (૭) ચાલતા હતા (૮) વોસિરાવી દીધું હતું (૯) શિશિરઋતુ (૧૦) ભગવંત મહાવીરે અનુસારે ખભા ઉપર રહેલ દેવદૂષ્ય વસ્ત્ર પડી જતાં (૧૧) અર્ધ વીતા પછી હેમંતઋતુમાં (૧૨) બાદ શિશિરઋતુમાં માર્ગમાં ચાલતા સમયે ભુજાઓ છૂટી રાખીને (૧૩) ચાલતા હતા (૧૪) રાખતા નહિ ॥૨૨॥ (૧૫) ખભા ઉપર હાથ (૧૬) મુનિ ભગવંત (૧૭) બુદ્ધિમાન (૧૮) નિદાન નહિ કરનારા (૧૯) આવી રીતે આચારનું પાલન કરેલ છે અન્ય મુમુક્ષુ સાધક પણ આવા પ્રકારનાં (૨૦) ભગવંતે (૨૧) આચરણ કરે એમ હું કહું છું ॥૨૩॥

ભાવાર્થ :– અપ્રતિબદ્ધવિહારી ભગવંત મહાવીર રસ્તામાં યુગ પ્રમાણ માર્ગને જોતા થકા યતનાપૂર્વક ચાલતા હતા. બન્ને પડખાની તરફ કે પીઠ પાછળ (રસ્તે ચાલતા સમયે) જોતા નહિ છદ્મસ્થ અવસ્થામાં ખાસ પ્રયોજન વિના બોલતા નહિ રસ્તે ચાલતાં સમયે કોઇ કાંઇ પૂછે તો તેને ઉત્તર દેતા નહિ ॥૨૧॥ શિશિરઋતુમાં રસ્તે ચાલતા સમયે દેવદૂષ્ય વસ્ત્ર ખભા ઉપરથી પડી

જતા તે વોસરાવ્યા બાદ ભગવંત બન્ને હાથ ખુલ્લા રાખી-પસારીને ચાલતા હતા. ઠંડી હોવા છતાં ખંભા ઉપર હાથ રાખતા નહિ. ॥૨૨॥ બુદ્ધિમાન ભગવંત-કોઇ પ્રકારના નિદાન નહિ કરનાર ભગવંત મહાવીરે આવી રીતે દુષ્કર-કઠિન આચારનુ પાલન કરેલ છે. એવી જ રીતે મુમુક્ષુ સાધકે પણ આવા કઠિન આચારનું પાલન કરવું એમ હું કહું છું. ॥૨૩॥

પ્રથમ ઉદ્દેશો સમાપ્ત.

## બીજો ઉદ્દેશો.

**चरियासणाइं सिज्जाओ, एगइयाओ जाओ बुइयाओ ।**
**आइक्ख ताइं सयणासणाइं, जाइं सेवित्था से महावीरे ॥१॥**
**आवेसणसभापवासु, पणियसालासु एगया वासो ।**
**अदुवा पलियठाणेसु, पलालपुंजेसु एगया वासो ॥२॥**
**आगन्तारे आरामागारे, तह य नगरे वा एगया वासो ।**
**सुसाणे सुण्णगारे वा, रूक्खमूले व एगया वासो ॥३॥**
**एएहिं मुणी सयणेहिं, समणे आसि पतेरसवासे ।**
**राइं दिवंपि जयमाणे, अपमत्ते समाहिए झाइ ॥४॥**
**॥२९०॥**

શબ્દાર્થ : (૧) વિહારમા યોગ્ય (૨) અનિવાર્ય આસન (૩) શય્યા વસ્તી (૪) એકદા (૫) જે (૬) કહ્યા-ભોગવ્યા (૭) કહો (૮) જે ભોગવ્યા તે (૯) શય્યા (૧૦) આસન (૧૧) જે (૧૨) સેવન કરેલ છે (૧૩) ભગવંત મહાવીરે શૂન્યઘરોમાં (૧૪) સભાઓમાં (૧૫) પાણી પીવાના સ્થાનોમા (૧૬)

દુકાનોમાં (૧૭) ક્યારેક રહેતા અથવા (૧૮) લુહારની શાળામાં (૧૯) ઘાસની ઝમાઓમાં-મંજીઓમાં (૨૦) નિવાસ કરતા હતા (૨૧) મુસાફરખાનામાં (૨૨) બગીચામાં રહેલ મકાનોમાં (૨૩) નગરમાં (૨૪) સ્મશાનમાં (૨૫) ખંડિયેરમાં (૨૬) વૃક્ષની નીચે મુનિ (૨૭) ભગવત મહાવીર (૨૮) ઉપર કહેલ (૨૯) સ્થાનોમાં (૩ ) તેરમા વરસ સુધી તપસ્યા કરતા નિશ્ચળ (૩૧) મનથી રહ્યા હતા (૩૨) રાત્રિ (૩૩) દિવસ (૩૪) યતના કરતા થકા (૩૫) નિદ્રાદિ પ્રમાદ રહિત, શંકા રહિત બની. (૩૬) સમાધિભાવમાં રહી ધર્મધ્યાનમાં તથા (૩૭) શુક્લ ધ્યાનમાં રહેતા હતા.

ભાવાર્થ — શ્રી ભગવત મહાવીરના વિહારચર્યાનું વર્ણન શ્રવણ કરી શ્રી જમ્બૂસ્વામીના પૂછવાથી શ્રી સુધર્માસ્વામી શ્રી ભગવંતે કેવાં શયન, આસન, સ્થાન, ભોગવ્યાં તેનું કથન કરે છે. શ્રી ભગવત મહાવીરે દીક્ષાશ્રમ ગ્રહણ કર્યા બાદ વિહાર કરતાં જ્યાં દિવસનો છેલ્લા પહોરનો જૂજ સમય બાકી રહે ત્યા ભગવત મહાવીર રાત્રિ વ્યતીત કરતા હતા. જેથી સુંદર કે અસુંદર જેવાં સ્થાનો પ્રાપ્ત થાય તેવાં ભોગવતા હતા. કોઈવાર શૂન્ય ઘરોમાં, સભાઓમાં, પાણી પીવાના સ્થાનોમાં, દુકાનોમા, લુહારની શાળાઓમાં ઘાસનાં ઢગલાં-મંજીઓમાં મુસાફર ખાનામા, બગીચામાં રહેલા મકાનોમાં, નગરમા સ્મશાનોમા, ખંડિયેરોમાં, વૃક્ષની નીચે, વૃક્ષના મૂળમાં, વગેરે સ્થાનોમાં ભગવંતે નિવાસ કર્યો હતો. સથારા, આસન, વસ્તી જેવાં પ્રાપ્ત થયા તેવાં સમભાવે ભોગવ્યા હતાં. એ રીતે સાઠા બાર વરસને પદર દિવસ સુધી તપસ્યા કરતા થકા નિશ્ચળ મનથી થોડો પણ પ્રમાદ કર્યા વગર નિદ્રા અને શંકારહિત અહોરાત્રિ યત્નાપૂર્વક સમાધિભાવમાં રહી સંયમનું પાલન કરતા અને ધર્મધ્યાન તથા શુક્લધ્યાનમાં લીન બની રહેતા હતા.

णि पि नो पगामाए, सेवइ भगवं उठ्ठाए ।
जग्गावेइ य अप्पाणं, ईसिं साई य अपडिन्ने ॥५॥

संबुज्झमाणे पुणरवि, आसिंसु भगवं उट्ठाए ।
निक्खम्म एगया राओ, बहिं चंकमिया मुहुत्तागं ॥६॥
सयणेहिं तत्थुवसग्गा, भीमा आसी अणेगरूवा य ।
संसप्पगा य जे पाणा, अदुवा जे पक्खिणो उवचरन्ति ॥७॥
अदु कुचरा उवचरन्ति, गामरक्खा य सत्तिहत्था य ।
अदु गामिया उवसग्गा, इत्थी एगइया पुरिसा य ॥८॥
॥२९१॥

**શબ્દાર્થ :** (૧) નિદ્રા (૨) નહિ (૩) અધિક (૪) લેતા (૫) ભગવંત (૬) દીક્ષા-ગ્રહણ કરીને (૭) આત્માને (૮) જાગ્રત રાખતા હતા (૯) થોડું શયન (૧૦) પ્રતિજ્ઞા-રહિત હતા તેમ જ નિદ્રા લેવાની ભાવના ન હતી ।।૫।। પ્રમાદને આત્માના પતનનુ કારણ (૧૧) જાણી અપ્રમત્ત રહેતા હતા નિદ્રા આવતી તો (૧૨) પુનઃ (૧૩) ઉઠીને ગોધા કડક (૧૪) ભગવત (૧૫) આસનથી બેસતા હતા (૧૬) એકદા (૧૭) રાત્રિમા (૧૮) બહાર (૧૮) નીકળીને (૧૯) મુહૂર્ત સુધી (૨૦) ભ્રમણ કરતા હતા ।।૬।। (૨૧) આવા સ્થાનોમાં રહેતા થકા (૨૨) વિવિધ પ્રકારના (૨૩) ભયકર (૨૪) ઉપસર્ગ (૨૫) પ્રાપ્ત થતા હતા (૨૬) સર્પ નકુલ આદિ (૨૭) પ્રાણીઓ અથવા ગીધ (૨૮) આદિપક્ષીઓ (૨૯) ઉપસર્ગ દેતા હતા ।।૭।। (૩૦) કુત્સિત આચરણવાળા જાર ચોર આદિ પાસે આવી (૩૧) ઉપસર્ગ દેતા હતા તથા હાથમા (૩૨) ગ્રામરક્ષકો તથા પોલીસ આદિ ઉપસર્ગ દેતા હતા (૩૩) તથા હાથમાં શસ્ત્ર રાખનારા (૩૪) એકાકી ભગવતને (૩૫) સ્ત્રીઓ તથા (૩૬) પુરુષો (૩૭) વિષય આશ્રિત (૩૮) ઉપસર્ગ દેતા હતા ।।૮।।

**ભાવાર્થ** – ભગવત સાધક અવસ્થામા અપ્રમત્ત બની વિચરતા હતા તેથી અધિક નિદ્રા લેતા નહિ સાડા બાર વરસને પદર દિવસની છદ્મસ્થ અવસ્થાની અતિમ રાત્રિમા મુહૂર્તમાત્ર નિદ્રા આવી હતી, જેમા ભગવતે દશ સ્વપ્ન દીઠા હતા–સ્વપ્ન આવ્યા હતા ક્યારેક નિદ્રા આવતી તો ઊભા થઇ આત્માને જાગૃત

રાખતા. ઇચ્છારહિત ભગવતનાં શયન પણ અલ્પ હતાં, નિદ્રા લેવાની ભાવના ઇરાદાપૂર્વક રાખતા નહિ ॥૫॥ પ્રમાદને સંસારવૃદ્ધિનું, આત્માના પતનનું કારણ જાણી અપ્રમત્તભાવમાં રહેતા હતા. નિદ્રા આવતી તો પુનઃ ભગવંત જાગૃત થઇ કડક આસનથી બેસતા હતા, તેમ જ કોઇવાર રાત્રિમાં બહાર નીકળીને મુહૂર્ત સુધી ભ્રમણ કરતા હતા ॥૬॥ આવા સ્થાનોમાં રહેતાં વિવિધ પ્રકારના ભયંકર ઉપસર્ગ આવતા હતા. સર્પ નોળીયા આદિ સરકવાવાળા પ્રાણીઓ તથા ગીધ આદિ પક્ષીઓ ઉપસર્ગ આપતા હતા ॥૭॥ અથવા ખરાબ આચરણ વાળા જાર પુરુષો તેમ જ ચોર આદિ તથા હાથમાં શસ્ત્ર રાખી ફરનારા ગ્રામરક્ષકો, કોટવાળ–પોલીસ વગેરે ઉપસર્ગ દેતા હતા તેમ જ એકાકી ભગવંતને જોઇ સ્ત્રીઓ તથા પુરુષો વિષયવાંછનાવાળા વિષય આશ્રિત ઉપસર્ગ દેતા હતા. તે બધા દુઃખોને ભગવંત સમભાવે સહન કરતા હતા ॥૮॥

इहलोइयाइ[1] परलोइयाइ[2], भीमाइं[3] अणेगरूवाइं[4] ।
अवि[5] सुब्भि-दुब्भि-गंधाइं[6,7], सद्दाइं[8], अणेगरूवाइं[9] ॥९॥
अहियासए[13] सया[12] समिए[11], फासाइं[10] विरूवरूवाइं[1] ।
अरई[14] रई[15] अभिभूय[16], रीयइ[17] माहणे[19] अबहुवाई[18] ॥१०॥
॥२९२॥

શબ્દાર્થ (૧) આ લોક સંબંધી મનુષ્યકૃત પ્રતિકૂળ–અનુકૂળ અથવા (૨) દેવાદિકૃત (૩) ભયંકર (૪) વિવિધ પ્રકારના (૫) શુભ ગંધવાળા તથા (૬) દુર્ગંધવાળા (૭) મનોજ્ઞ શબ્દો (૮) અમનોજ્ઞ શબ્દો (૯) અનેક પ્રકારના દુઃખ (૧૦) વિવિધ પ્રકારના (૧૧) સ્પર્શો સદા સમિતિયુક્ત રહી (૧૨) સહન કરતા હતા (૧૪) શોક તથા (૧૫) હર્ષને (૧૬) દૂર કરીને (૧૭) મહાન ભગવંત (૧૮) બહુ ઓછું બોલતા હતા આત્માભિમુખ રહી સંયમમાં (૧૯) વિચરતા હતા ॥૧॥

**ભાવાર્થ**:– શ્રમણ ભગવંત મહાવીર આલોક સબંધી મનુષ્યકૃત તથા પરલોક સબધી તિર્યંચો તથા દેવકૃત અનુકૂળ તથા પ્રતિકૂળ ભયકર પરીષહો-ઉપસર્ગો પ્રાપ્ત થતા તે બધાને સમભાવે સહન કરતા હતા. તેમ જ અનેક પ્રકારના સુગંધી પદાર્થો તથા દુર્ગંધી પદાર્થોના તથા મનોજ્ઞ–અમનોજ્ઞ શબ્દોના તથા પ્રશસ્ત, અપ્રશસ્ત મૃદુ, કર્કશ, સ્પર્શોના ઉપસર્ગોને સદા સમભાવપૂર્વક, સમિતિયુકત સહન કરતા હતા એ રીતે અનુકૂળ–પ્રતિકૂળ પરીષહોમાં ભગવત હર્ષ, શોકથી દૂર રહેતા અને પ્રાય મૌન ધારણ કરી (બહુ જ ઓછું બોલતા) સયમમાં વિચરતા હતા

**स जणेहिं तत्थ पुच्छिंसु, एगचरा वि एगया राओ ।**
**अव्वाहिए कसाइत्था, पेहमाणे समाहिं अपडिन्ने ॥११॥**
**अयमंतरंसि को इत्थ ? अहमंसि त्ति भिक्खु आहट्टु ।**
**अयमुत्तमे से धम्मे, तुसिणीए कसाइए झाइ ॥१२॥**
**॥२९३॥**

**શબ્દાર્થ** (૧) જાર પુરુષો આદિ (૨) ભગવતને (૩) પૂછતા કે તુ કોણ છે? (૪) એકલા વિચરનારા ચોર અથવા (૫) કોઇ સમયે દિવસે અથવા (૬) રાત્રિમા (૭) તો તે પૂછનાર વ્યકિતને ઉત્તર દેતા નહિ (૮) તેથી તે ક્રોધિત બની ભગવંતને મારતી હતી (૯) સહન કરતા હતા (૧૦) સમાધિમાં લીન બની (૧૧) નહિ લેવાની ભાવનાવાળા ॥૧૧॥ વળી કોઇ પૂછે કે (૧૨) અદર (૧૩) કોણ છે? તો તેના ઉત્તરમા કોઇ વખત બોલતા કે (૧૪) હુ (૧૫) ભિક્ષુક છુ (૧૬) એમ ઉત્તર દેતા (૧૭) ઉત્તમ (૧૮) ધર્મ તથા આચાર સમજી એ (૧૯) ભગવત મૌન રહી (૨૦) તો તે પૂછનાર ગૃહસ્થ ક્રોધિત બનતો (૨૧) ધ્યાનમા લીન રહેતા હતા ॥૧૨॥

**ભાવાર્થ**:– કોઇ સમયે દિવસે અગર રાત્રિએ કોઇ નિર્જન સ્થાનમા અગર ખડિયેર આદિ કોઇ પણ સ્થાનમા ઊભા રહી

કાર્યોત્સર્ગમાં રહેલા ભગવતને જોઇ કોઇ ચોર અથવા જાર પુરુષો એકલા વિચરવાવાળા ભગવતને પૂછતા કે તું કોણ છે? ભગવત ધ્યાનમા લીન હોઇ તેઓને ઉત્તર આપતા નહિ તેથી પૂછનાર વ્યક્તિ ક્રોધિત બની ભગવતને મારતી. બદલો નહિ લેવાની ભાવનાવાળા પ્રતિજ્ઞાવાળા ભગવત સમાધિમાં—ધ્યાનમા લીન બની ઉપસર્ગને સમભાવે સહન કરતા હતા ॥૧૧॥ વળી ત્યા રહેલા ભગવતને કોઇ એમ પૂછતા કે અહીં કોણ છે? તો તેને કોઇ વખત ઉત્તર આપતા કે હું ભિક્ષુક છું ત્યારે તે વ્યક્તિ ક્રોધિત બની ભગવતને સ્થાન છોડી ચાલ્યા જવાનું કહેતા ત્યારે ભગવતે ત્યાંથી ચાલી નીકળતા હતા અને રાત્રિનો સમય હોય અગર અવસર ન હોય તો મૌન રહેવું એ ઉત્તમ ધર્મ છે એમ જાણી ઉપસર્ગ આવે તે સહન કરવા તૈયાર રહી ધ્યાનમાં લીન બનીને રહેતા હતા ॥૧૨॥

जंसिप्पेगे पवेयन्ति, सिसिरे मारुए पवायन्ते ।
जंसिप्पेगे अणगारा, हिमवाए निवायमेसन्ति ॥१३॥
संघाडीओ पविसिस्सामो, एहा य समादहमाणा ।
पिहिया व सक्खामो अइदुक्खे हिमगसंफासा ॥१४॥
तंसि भगवं अपडिन्ने, अहेवियडे अहियासए ।
दविए निक्खम्म एगया राओ, ठाइए भगवं समियाए ॥१५॥
एस विही अणुक्कन्तो, माहणेण मईमया ।
बहुसो अपडिन्नेण, भगवया एवं रीयन्ति त्ति बेमि ॥१६॥

॥२९४॥

**શબ્દાર્થ** (૧) જ્યારે (૨) શિશિર ઋતુમાં (૩) ઠંડી હવા પવન હોય ત્યારે (૪) સર્વ કોઇ ઠંડીથી પ્રાય (૫) ધ્રુજતા હોય (૬) આવી (૬) ઠંડીની ઋતુ સમયે (૭) કોઇ કોઇ (૮) સાધુ (૯) વાયુરહિત સ્થાનની ગવેષણા કરતા હોય છે ।।૧૩।। તેમ જ ઠંડી લાગવાથી (૧૦) બે ત્રણ વસ્ત્ર (૧૧) ધારણ કરતા હોય છે તાપસ આદિ સાધુઓ (૧૨) અગ્નિ સળગાવી ઠંડી દૂર કરતા હોય છે (૧૩) કમ્બલ આદિ વસ્ત્રોથી શરીરને ઢાંકી ઠંડીને સહન કરતા શીત સ્પર્શને (૧૪) સહન કરવો અતિ કઠિન છે ।।૧૪।। (૧૫) આવી શિશિર ઋતુમાં ઠંડી દૂર કરવા કોઇ વસ્તુની (૧૬) ભગવંત (૧૭) ઇચ્છા નહિ કરનારા (૧૮) કોઈ વૃક્ષાદિ નીચે ખુલ્લા સ્થાનમા રહી (૧૯) શીતસ્પર્શને સહન કરતા હતા (૨૦) તે સંયમી ભગવંત (૨૧) કોઇ રાત્રિના સમયે અત્યન્ત શીતથી બાધિત થતા-ઠંડી લાગતાં થોડો સમય (૨૨) બહાર રહી (૨૩) સમભાવપૂર્વક અંદર આવી પોતાના સ્થાને આવી (૨૪) ધ્યાનસ્થ થતા હતા ।।૧૫।। (૨૫) ભગવંત (૨૬) આવી વિધિથી (૨૭) આચારનુ પાલન કરેલ છે (૨૮) ભગવંત મહાવીરે (૨૯) મતિમાન (૩૦) તેમ જ કોઇ જાતનુ નિદાન નહિ કરનારા (૩૧) ભગવત હતા એ જ રીતે અન્ય મુમુક્ષુએ પણ (૩૨) આ પ્રમાણે આચાર પાલન કરવું એમ હું કહુ છુ

**ભાવાર્થ** :- જ્યારે શિશિર ઋતુમાં ઠંડી હવા ચાલતી હોય-ઠંડો પવન વાતો હોય ત્યારે પ્રાય, ઘણા લોકો તથા સાધકો પણ થર થર ધ્રૂજતા હોય છે તેવા સમયે અન્યતીર્થી આદિ સાધુઓ, વાયુરહિત સ્થાનની ગવેષણા કરતા હોય છે ।।૧૩।। વળી ઠંડી દૂર કરવા માટે કોઇ કોઈ સાધુઓ બે ત્રણ વસ્ત્રો ધારણ કરે છે અને તાપસ આદિ સાધુઓ અગ્નિ સળગાવી શરીર તપાવી ઠંડીને દૂર કરતા હોય છે અને કેટલાક તો ગરમ કમ્બલ આદિ વસ્ત્રોથી શરીર ઢાંકી ઠંડીને સહન કરતા હોય છે શીત સ્પર્શનાં દુખો સહન કરવા અતિ કઠિન હોય છે ।।૧૪।। આવી ઠંડી ઋતુમા ઠંડી દૂર કરવા કોઈ બાબતની ઇચ્છા નહિ કરતા ભગવત વૃક્ષાદિ નીચે ખુલ્લા સ્થાનમા રહી શીતસ્પર્શને સહન કરતા હતા તે સયમી ભગવત કોઇ સમયે રાત્રિમા અત્યંત શીતથી બાધિત થતા ઠંડી વિશેષ લાગતા થોડો સમય ભગવત બહાર રહી સમભાવપૂર્વક ઠંડી સહન કરતા

હતા. પશ્ચાત્ અહર પોતાના સ્થાનમાં આવી ધ્યાનસ્થ બની લીન થતા હતા ॥૧૫॥ મતિમાન–બુદ્ધિમાન ભગવતે કોઈ જાતની ઇચ્છા નહિ રાખતા ઇચ્છારહિત બની આવા કઠિન આચારનું પાલન કરેલ છે અન્ય મુમુક્ષુ સાધકો પણ આવા કઠિન આચારનું પાલન કરે એમ હું કહું છું

બીજો ઉદ્દેશો સમાપ્ત.

# ત્રીજો ઉદ્દેશો

तणफासे सीयफासे य, तेउफासे य दंसमसगे य ।
अहियासए सया समिए, फासाइं विरूवरूवाइं ॥१॥
अह दुच्चर लाढमचारी, वज्जभूमिं य सुब्भभूमिं च ।
पंतं सिज्जं सेविंसु, आसणगाणि चेव पंताणि ॥२॥
लाढेहिं तस्सुवसग्गा, बहवे जाणवया लूसिंसु ।
अह लूहदेसिए भत्ते, कुक्कुरा तत्थ हिंसिंसु निवइंसु ॥३॥
अप्पे जणे निवारेइ, लूसणए सुणए दसमाणे ।
छुच्छुकारिंति आहंसु समणं कुक्कुरा दसंतुत्ति ॥४॥
॥२०५॥

શબ્દાર્થ (૧) તૃણસ્પર્શ (૨) શીતસ્પર્શ (૩) ઉષ્ણસ્પર્શ (૪) ડાંસમચ્છરનાં દુઃખો આદિ વિવિધ (૫) સહન કરતા હતા ॥૧॥ (૬) દુઃખોને સદા સમભાવપૂર્વક [લાઢ દેશમાં વિચરતા] (૭) સ્પર્શો (૮) પ્રકારના (૯) દીર્ઘ તપસ્વી (ભગવાન મહાવીર દુશ્ચર (૧૦) લાઢ દેશની (૧૧) વજ્રભૂમિ તથા (૧૨) શુભ્રભૂમિ

નામે બન્ને વિભાગોમાં વિચર્યા હતા ત્યા તેમને રહેવા માટે (૧૩) ખડિ-યેર જેવાં હલકા મળતા હતા તથા (૧૪) સ્થાનો ઉપદ્રવયુકત (૧૬) આસન પણ (૧૭) ધૂળ કચરાવાળા હલકા મળતાં હતાં (૧૫) તેવા સેવન કર્યા હતા ।।૨।। (૧૮) વળી લાઢ દેશમા વિચરતા થકા (૧૯) ભગવંતને બહુ (૧૯) ઉપસર્ગો સહન કરવા પડયા હતા (૨૦) ત્યાના ઘણા અનાર્ય લોકો (૨૧) ભગવતને મારતા હતા તથા દાતોથી બટકા ભરતા હતા (૨૨) આહાર પણ લૂખા સૂખા મળતાં હતા (૨૩) કૂતરાઓ પણ (૨૪) કષ્ટ દેતા હતા, કરડવા માટે ભગવંતની (૨૫) ઉપર (૨૬) ત્યાં પડતા હતા ।।૩।। (૨૭) હજારોમાં કોઇક (૨૮) મનુષ્ય (૨૯) રોકતા હતા (૩૦) ભગવંતને કષ્ટ આપનાર તથા (૩૧) કરડનારા કૂતરાને (૩૨) ભગવંતના શરીરને કાટનાર (૩૩) છુ છુ કરી (૩૪) કોઇ કોઇ ભગવંતને મારતા (૩૫) ભગવંતની પાછળ કરી, (૩૬) કોઇ કૂતરાને (૩૭) કરડાવતા હતા ।।૪।।

**ભાવાર્થ :–** શ્રમણ ભગવત મહાવીર તૃણનાસ્પર્શો, શીતના ઉષ્ણતાના સ્પર્શો તથા ડાસ મચ્છરના દુખો આદિ વિવિધ પ્રકારના સ્પર્શો–દુઃખોને સદા સમભાવપૂર્વક (લાઢ દેશમાં વિચરતા સમયે) સહન કરતા હતા. ।।૧।। દિર્ઘ તપસ્વી ભગવત મહાવીર દુર્ગમ્ય લાઢ દેશની વ્રજભૂમિ તથા શુભ્રભૂમિ નામે બન્ને વિભાગોમા વિચર્યા હતા ત્યા તેમને રહેવા માટે સ્થાનો ઉપદ્રવયુક્ત ખડિયેર જેવા હલકા મળતાં હતાં આસન પણ ધૂળ તથા કચરાવાળાં હલકા મળતા તેવા સેવન કર્યા હતાં ।।૨।। વળી તે લોઢ દેશમા વિચરતા થકા ભગવંતને ઘણા ઉપસર્ગો સહન કરવા પડયાં હતા. ત્યાના અનાર્ય લોકો ભગવતને મારતા તથા મુખથી બટકા ભરતા હતા તેમ જ કૂતરાઓ પણ ભગવતને બટકા ભરી કષ્ટ આપતા હતા અને કરડવા માટે ભગવતના શરીર ઉપર પડતા હતા. તેમ જ ત્યા આહાર પણ લૂખા સૂખા મળતા હતા ।। ૩ ।। તે દેશના અનાર્ય અને અસસ્કારી લોકો હજારો પૈકી કોઇ કોઇ ભગવતને કષ્ટ આપનાર, બટકા ભરનાર કૂતરાઓને રોકતા હતા અને કેટલાએક તો કુતૂહલ માટે કૂતરાઓને છુછુ કરી ભગવાનની પાછળ દોડાવતા અને ભગવતને કરડવા માટે પ્રેરતા હતા. તેથી તે કૂતરાઓ ભગવતને કરડતા હતા.

આવાં આવાં કષ્ટો (સર્વ દુઃખો) સમભાવે સહન કરતા ભગવાન છ માસ લગભગ અનાર્ય દેશમાં વિચર્યા હતા

एलिक्खए जणा भुज्जो, बहवे वज्जभूमि फरुसासी ।
लट्ठिं गहाय नालियं समणा तत्थ य विहरिंसु ॥५॥
एवं पि तत्थ विहरन्ता, पुट्ठपुव्वा अहेसि सुणएहिं ।
संलुंचमाणा सुणएहिं, दुच्चराणि तत्थ लाढेहिं ॥६॥
निहाय दंडं पाणेहिं तं कायं वोसज्जमणगारे ।
अह गामकण्टए भगवन्ते अहियासए अभिसमिच्चा ॥७॥
नागो संगामसीसे वा, पारए तत्थ से महावीरे ।
एवं पि तत्थ लाढेहिं, अलद्धपुव्वो वि एगया गामो ॥८॥
॥२९६॥

**શબ્દાર્થ** (૧) આવા પ્રકારની (૨) વજ્રભૂમિમાં (૩) પુનઃ પુનઃ ભગવંત વિચર્યા હતા તે દેશમાં (૪) વિશેષે (૫) રુક્ષ ભોજન કરનારા મનુષ્યો હતાં (૬) લાઠી-દંડ (૭) હાથમાં રાખી (૮) પોતાના શરીરથી ચાર આંગળ લાંબી (૯) બૌદ્ધ આદિ સાધુઓ (૧૦) એ લાઢ દેશમાં (૧૧) વિચરતા હતા ॥૫॥ (૧૨) એ પ્રકારે (૧૩) ત્યાં (૧૪) વિચરતા (૧૫) કૂતરાઓ (૧૬) તેમની પાછળ દોડતા અને (૧૭) તે સાધુઓને કરડતા હતા (૧૮) વિચરવું અતિ કઠણ હતું ॥૬॥ (૧૯) આમ એ લાઢ દેશમાં (૨૦) ત્યાગ કરી (૨૧) હિંસાનો (૨૨) જીવોની (૨૩) દેહ મમત્વને છોડી (૨૪) કઠોર વચનોને (૨૫) ભગવંત (૨૬) સમભાવથી સહન કરતા હતા ॥૭॥ (૨૭) નિર્જરાનું કારણ જાણી (૨૮) જેમ સંગ્રામમાં હાથી (૨૯) અગ્રભાગમાં રહી વિજય પ્રાપ્ત કરે છે ને કરાવે છે તેમ (૩૦) ભગવંત મહાવીર અનાર્ય દેશમાં પરીષહોને જીતી (૩૧) પારગામી બન્યા (૩૨) એ લાઢ દેશમાં (૩૩) મળતાં નહિ

(એટલે કે લોકો ભગવંતને ગામમાં રહેવા દેતા નહિ અથવા તો દિવસ અસ્ત થતા પણ ગામ પ્રાપ્ત થતા નહિ) ॥૮॥ (૩૪) કોઇ કોઇ સમયે રહેવાને ગામ.

**ભાવાર્થ**:- આવા અનાર્ય લોકોની વસ્તીમા ભગવંત વારવાર વિચર્યા હતા વજ્રભૂમિના મનુષ્યો વિશેષે રૂક્ષ ભોજન કરનારા હતા, તેથી સાધુઓને લૂખા સુખા આહાર મળતાં તેમ જ ઓછા મળતા હતા રૂક્ષ આહારના કારણે ત્યાના લોકો ક્રોધી, તામસી પ્રકૃતિવાળા હતા. આવા પ્રદેશમા બૌદ્ધ આદિ સાધુઓ તો પોતાના શરીરથી ચાર આગળ લાંબી-લાઠી-લાકડી હાથમાં રાખી વિચરતા હતા ॥૫॥ તે લાઢ દેશની ભૂમિમાં ભગવંત વિચરતા ત્યારે કૂતરાઓ સાધુઓની (ભગવત પાછળ) પાછળ દોડી કરડતા હતા, બટકા ભરતા હતા આવા પ્રકારના લાઢ દેશમા સાધુઓને વિચરવું ઘણુ કઠિન હતું ॥૬॥ શ્રી ભગવત જીવોની હિંસાનો ત્યાગ કરી શરીરમમત્વને છોડી ત્યાના લોકોના કર્કશ, કઠોર, વચનોને નિર્જરાનુ કારણ જાણી, સમભાવે સહન કરતા હતા ॥૭॥ જેમ સગ્રામમા હાથી યુદ્ધના અગ્રભાગે-મોખરે રહી વિજય પ્રાપ્ત કરે છે અને કરાવે છે તેની જેમ ભગવત મહાવીરે અનાર્ય દેશોમા વિચરતા પરીષહોને જીતી ત્યાના વિહારમા વિજય પ્રાપ્ત કરેલ છે એટલે કે કર્મનો ક્ષય કરવા માટે જ અનાર્યદેશમા વિહાર કરવાનો ભગવતનો ઉદ્દેશ હતો તે પાર પાડયો વળી તે લાઢ દેશમા વિચરતા થકા કોઇ કોઇ સમયે ગામ પ્રાપ્ત થતા નહિ દિવસ અસ્ત થઈ જતા ભગવતને વૃક્ષની નીચે નિવાસ કરવો પડતો હતો ॥૮॥

**उवसंकमन्तमपडिन्नं, गामन्तियम्मि अप्पत्तं ।**
**पडिनिक्खमित्तु लूसिंसु, एयाओ परं पलेहित्ति ॥९॥**
**हयपुव्वो तत्थ दण्डेण, अदुवा मुट्ठिणा अदु कुन्तफलेण ।**
**अदु लेलुणा कवालेण, हन्ता हन्ता बहवे कंदिंसु ॥१०॥**

मंसाणि छिन्नपुव्वाणि, उट्ठुंभिया एगया कायं ।
परीसहाइं लुंचिंसु, अदुवा पंसुणा उवकरिंसु ॥११॥
उच्चालइय निहणिंसु, अदुवा आसणाउ खलइंसु ।
वोसट्ठकाय पणयाऽऽसी, दुक्खसहे भगवं अपडिन्ने ॥१२॥
॥२९७॥

શબ્દાર્થ (૧) નિયત નિવાસ આદિની પ્રતિજ્ઞા નહિ કરવાવાળા ભગવંત ભોજન માટે અથવા સ્થાન માટે (૨) વસ્તીમાં આવવાના વિચારથી (૩) ગામની નજીક આવતા (૪) ગામમાં પ્રવેશ કર્યા પહેલાં જ કેટલાક અનાર્ય લોકો (૫) ગામની બહાર આવી ભગવંતની સામે જઈ (૬) ભગવંતને મારતા થકા કહેતા કે (૭) અહીંથી (૮) અન્ય સ્થળે (૯) ચાલ્યો જા (ગામમાં જ પેસવા દેતા નહિ) ॥૯॥ અને (૧૦) લાકડીઓથી અથવા (૧૧) મુષ્ટિથી અથવા (૧૨) ભાલાથી અથવા (૧૩) માટીના ઢેફાથી અથવા માટીના (૧૪) ઠીકરાથી (૧૫) ભગવંતને મારતા હતા અને (૧૬) મારતા થકા (૧૭) તે અનાર્યો (૧૮) બહુ કોલાહલ કરતા હતા ॥૧૦॥ (૧૯) કોઈ કોઈ સમય અનાર્ય લોકો ભગવંતના શરીરમાંથી માંસ કાપી લેતા હતા (૨૦) આક્રમણ કરી (૨૧) ક્યારેક શરીર પર (૨૨) વિવિધ પ્રકારનાં કષ્ટો આપતા હતા અથવા તો ભગવંતના શરીર ઉપર (૨૩) ધૂળ (૨૪) નાખતા હતા ॥૧૧॥ તેમ જ ભગવંતને (૨૫) ઊંચા ઉપાડી (૨૬) નીચે પટકતા હતા અથવા (૨૭) આસન ઉપરથી (૨૮) નીચે [illegible] હતા (૨૯) પ્રતિકાર નહિ કરવાની ભાવના ભાવતા (૩૦) ભગવંત (૩૧) શરીરમમત્વને છોડી (૩૨) પરિષહ સહન કરતા હતા (૩૩) દુઃખોને સહન કરતા ॥૧૨॥

ભાવાર્થ અમુક સ્થાનમાં જ નિયત નિવાસ કરવાની પ્રતિજ્ઞા નહિ કરનારા ભગવંત ભોજન તથા સ્થાનની ગવેષણા કરવાના વિચારથી ગામ તરફ જતા (કોઈ સમયે જંગલમાં રાત્રિનિવાસ કર્યો હોય કે કોઈ ગામ બહાર ખંડિયેરમાં નિવાસ કર્યો હોય ત્યારે) ગામમાં પેઠા ન પેઠા જ કેટલાક અનાર્ય લોકો ગામ બહાર નીકળી

ભગવતની સામે જઇ ભગવતને માર મારીને કહેતા કે અહીંથી બીજા સ્થાન પર ચાલ્યો જા ॥૯॥ લાઢ દેશના અનાર્ય લોકો ભગવતને લાકડીથી તથા મુષ્ટિથી તથા ભાલાથી તથા ઇંટ પથ્થર: ઠીકરાં વગેરેથી મારતા હતા અને મારતા મારતા બહુ કોલાહલ કરતા હતા ॥૧૦॥ વળી કોઇ કોઈ સમય લાઢ દેશના અનાર્ય લોકો ભગવંતના શરીરમાંથી માસ કાપી લેતા હતા આવી રીતે વિવિધ પ્રકારના કષ્ટો આપતા હતા, તેમજ ભગવતની ઉપર ધૂળ ફેંકતા હતા ॥૧૧॥ કોઇ સમયે ભગવતને ઊંચા ઉપાડી નીચે પછાડતા હતા, કોઇ સમય આસન ઉપરથી નીચે પાડતા છતાં ભગવત દુ:ખનો પ્રતિકાર કરવાની ભાવના ન રાખતાં શરીરમમત્વને છોડી આવેલા પરીષહોને સમભાવથી સહન કરતા હતા

**सूरो संगामसीसे वा, संवुडे तत्थ से महावीरे ।**
**पडिसेवमाणे फरुसाइं, अचले भगवं रीइत्था ॥१३॥**
**एसविही अणुक्कन्तो, माहणेण मईमया ।**
**बहुसो अपडिन्नेणं, भगवया एवं रीयन्ति त्ति बेमि ॥१४॥**
॥૨૯૮॥

**શબ્દાર્થ :** (૧) કવચથી રક્ષિત શૂરવીર (શસ્ત્રોથી છિન્નભિન્ન ન થાય)ની માફક (૨) સંગ્રામના (૩) મોખરે (૪) લાઢ દેશમા (૫) ભગવત મહાવીરે (૬) કઠોર દુ:ખોને (૭) સહન કરતા (૮) ભગવત મેરૂ પર્વતની જેમ દૃઢ બની (૯) વિચરતા હતા ॥૧૩॥ (૧૦) આવા કઠિન (૧૧) આચારનુ પાલન કરેલ છે (૧૨) બુદ્ધિમાન (૧૩) ભગવતે કોઇ પ્રકારના (૧૪) નિદાનની ઇચ્છા નહિ રાખતા (૧૫) અન્ય કોઇ કોઇ મુમુક્ષુ સાધકોએ પણ આવા કઠિન આચારનુ (૧૬) પાલન કરેલ છે

**ભાવાર્થ :-** જેમ યુદ્ધના મોખરે રહેલ કવચ-બખતરથી સુસજ્જિત વીર સુભટ દુશ્મને ફેંકેલા શસ્ત્રોથી છિન્નભિન્ન થતો નથી

અને વિજયને પ્રાપ્ત કરે છે તે જ પ્રમાણે ભગવંત મહાવીરે લાઢ દેશમાં ધૈર્યથી પરીષહોને સમભાવપૂર્વક સહન કર્યા હતા પરંતુ વિચલિત થયા ન હતા. મેરૂ પર્વતની માફક દઢ રહી સંયમમાર્ગમાં વિચરતા, પરીષહોને જીતી સુરક્ષિતપણે સંયમનું પાલન કરતા હતા ॥૧૩॥ મતિમાન ભગવંતે, ઇચ્છારહિત થઇ સંયમનું વિધિપૂર્વક પાલન કરી વિજય પ્રાપ્ત કર્યો હતો. આવા કઠિન આચારનું પાલન અન્ય મુમુક્ષુ સાધકોએ પણ કર્યું હતું અને કરવું જોઇએ એમ હું કહું છું.

ત્રીજો ઉદ્દેશો સમાપ્ત.

## ચોથો ઉદ્દેશો

ओमोयरियं चाएइ, अपुट्ठेऽवि भगवं रोगेहिं ।
पुट्ठे वा अपुट्ठे वा नो से, साइज्जई तेइच्छं ॥१॥
संसोहणं च वमणं च, गायब्भंगणं च सिणाणं च ।
संबाहणं च न से कप्पे, दंतपक्खालणं च परिन्नाय ॥२॥
विरए गामधम्मेहिं, रीयइ माहणे अबहुवाई ।
सिसिरम्मि एगया भगवं, छायाए झाइ आसी य ॥३॥
आयावइ य गिम्हाणं, अच्छइ उक्कुडुए अभितावे ।
अदु जावइत्थ लूहेणं, ओयणमंथुकुम्मासेणं ॥४॥
॥२९९॥

શબ્દાર્થ (૧) અલ્પ ભોજન (૨) કરતા હતા (૩) અસર ન હોય (૪) ભગવંત રોગરહિત હોવા છતાં (૫) રોગ હોય (૬) દવા કરવા કરાવવાની

(૭) ઇચ્છા કરતા નહિ ॥૧॥ (૮) જુલાબ (૯) વમન (૧૦) તેલમર્દન (૧૧) સ્નાન (૧૨) હાથ પગની ચંપી (૧૩) દાંત સાફ કરવા વગેરે શરીર અશુચિમય જાણી (૧૪) તેમ જ કર્મબંધનનું કારણ જાણી કોઇ ક્રિયા કરતા નહિ (૧૫) કલ્પે નહિ તેવી કોઈ ક્રિયા કરતા નહિ ॥૨॥ (૧૬) ભગવંત દૂર રહેતા હતા (૧૭) ઇન્દ્રિયોના ધર્મો–વિષયોથી અલ્પભાષી બની (૧૮) વિચરતા હતા (૧૯) ભગવંત (૨૦) શિશિર ઋતુમાં (૨૧) કોઇ કોઇ સમયે ભગવંત (૨૨) છાયામાં (૨૩) ધ્યાન (૨૪) ધરતા હતા ॥૩॥ (૨૫) ગ્રીષ્મ ઋતુમાં (૨૬) તાપ સન્મુખ (૨૭) આસને બેસતા (૨૮) ઉત્કટ (૨૯) આતાપના લેતા હતા (૩૦) અનન્તર રૂક્ષ (૩૧) ચોખા (૩૨) તથા બોરચૂર્ણ (૩૩) તથા અડદ આદિથી (૩૪) નિર્વાહ કરતા હતા ॥૪॥

**ભાવાર્થ :–** શ્રમણ ભગવંત મહાવીર નીરોગ હોવા છતાં અલ્પ ભોજન કરતા હતા ભગવંતનુ શરીર સ્વાભાવીક નીરોગ રહેતું. કદાચ કર્મોદયથી કે કોઇ ઉપસર્ગ પ્રહાર આદિને લીધે વ્યાધિ થતી તો પણ ઔષધથી તેનો પ્રતિકાર કરવાની ઇચ્છા કરતા નહિ વ્યાધી હોય અગર ન હોય (રોગ હોય કે ન હોય) પરંતુ શરીર પુષ્ટ બનાવવાની ભાવનાથી ભગવત ઔષધનો પ્રયોગ કરતા નહિ ॥૧॥ રોગનો પ્રતિકાર કરવાની ભાવનાથી ભગવતે જુલાબ લેવો, વમન કરવું, તેલનું મર્દન કરવુ, સ્નાન કરવું, હાથ પગ વિ. અંગોની ચંપી કરાવવી, દાત સાફ કરવા ઇત્યાદિ ક્રિયાઓ કરતા નહિ. શરીર સપૂર્ણ અશુચિમય જાણીને તેમ જ કર્મબંધનનું કારણ જાણી કલ્પે નહિ તેવી સર્વ ક્રિયાઓ કરવાનો ત્યાગ કર્યો હતો. ભગવતની જીવનચર્યા નૈસર્ગિક હતી ॥૨॥ ભગવત ઇન્દ્રિયોના વિષયોથી વિરક્ત રહેતા હતા અને અલ્પભાષી બની વિચરતા હતા (પ્રાય. મૌન રહેતા હતા) શિશિર ઋતુમા છાયામાં શુકલધ્યાનમાં લીન બની રહેતા હતા ॥૩॥ ગ્રીષ્મઋતુમા તાપ સન્મુખ રહી ઉત્કટ આદિ આસને બેસી આતાપના લેતા હતા અને લૂખા સૂખા ચાવલ બોરચૂર્ણ, અડદ આદિ નીરસ આહારથી નિર્વાહ કરતા હતા. ક્ષુધા-વેદનીયને શાંત કરવા અને સયમનુ પાલન કરવા માટે જ ભગવંત

આહાર કરતા હતા પરંતુ સ્વાદ લેવાની ભાવના ન હતી, તેમણે સ્વાદ પર વિજય મેળવ્યો હતો. ॥૪॥

एयाणि तिन्नि पडिसेवे, अट्ठ मासे अजावयं भगवं।
अपिइत्थ एगया भगवं, अद्धमासं अदुवा मासंपि ॥५॥
अवि साहिए दुवे मासे, छप्पि मासे अदुवा विहरित्था।
राओवरायं अपडिन्ने, अन्नगिलायमेगया भुंजे ॥६॥
छट्ठेण एगया भुंजे, अदुवा अट्ठमेण दसमेण।
दुवालसमेण एगया भुंजे, पेहमाणे समाहिं अपडिन्ने ॥७॥
णच्चा णं से महावीरे, नोऽविय पावगं सयमकासी।
अन्नेहिं वा ण कारित्था, कीरंतंपि नाणुजाणित्था ॥८॥
॥१००॥

શબ્દાર્થ (૧) ચોખા બોરકૂટ અડદ એ (૨) ત્રણ પ્રકારના આહારનું (૩) સેવન કરી (૪) આઠ માસ (૫) વ્યતિત કર્યો (૬) વળી ભગવંતે એકદા (૭) પંદર દિવસ (૮) એક માસ ॥૫॥ કોઈ કોઈ સમય (૯) બે બે માસથી અધિક (૭) કોઈ સમય (૧૦) છ છ માસ સુધી ભગવંત (૧૧) પાણીરહિત (૧૨) ચૌવિહારી તપસ્યા કરતા થકાં વિચરતા હતા (૧૩) રાત્રિ દિવસ (૧૪) નિરીહ થઈ વિચરતા હતા વળી કેટલીકવાર પારણાના દિવસે (૧૫) નીરસ આહાર (૧૬) ભોગવતા હતા ॥૬॥ વળી કદાચિત્ (૧૭) બે દિવસ ઉપવાસ કરી (૧૮) પારણું કરતા હતા અથવા (૧૯) ત્રણ ત્રણ દિવસના અથવા (૨ ) ચાર ચાર દિવસના અથવા (૨૧) પાંચ પાંચ દિવસના ઉપવાસ તપસ્યા કરી (૨૨) પારણું કરતા હતા (૨૩) વિચાર કરી આહાર કરતા હતા ॥૭॥ (૨૪) સમાધિનો (૨૫) ભગવંત નિરાકાંક્ષ બની શરીર (૨૬) હેય-ઉપાદેયને જાણી (૨૭) ભગવંત મહાવીરે (૨૮) પાપકર્મ (૨૯) સ્વયં (૩ ) કર્યાં

નહિ તેમ જ (૩૧) અન્ય દ્વારા પાપકર્મ (૩૨) કરાવ્યાં નહિ (૩૩) પાપ કરનારને (૩૪) અનુમોદન આપ્યું નહિ ॥૮॥

**ભાવાર્થ** – ભગવત માહાવીરે ચોખા, બોરચૂર્ણ, અડદ, એ ત્રણ પ્રકારના નીરસ આહારનુ સેવન આઠ માસ સુધી કર્યું હતું વળી ભગવતે કોઇ સમય પંદર પદર દિવસ સુધી અથવા એક એક માસ સુધી ॥૫॥ વળી કોઈ સમય બે માસથી અધિક અથવા કોઇ સમય છ માસ સુધી પાણી રહિત તપસ્યા (ઉપવાસ) કરેલ હતી રાત્રિ દિવસ નિરીહ રહીને વિચરતા હતા અને પારણાના દિવસોમા કોઇ કોઇવાર નીરસ આહાર ભોગવતા હતા ॥૬॥ વળી કોઇ સમય બે દિવસ બાદ આહાર કરતા તો કોઇ સમય ત્રણ ત્રણ દિવસ બાદ તો કોઈ કોઈ સમય ચાર ચાર દિવસ બાદ તો કોઈ સમય પાચ પાંચ દિવસ બાદ નિરાસક્ત બની શરીર સમાધિનો વિચાર કરી આહાર કરતા હતા ॥૭॥ હેય ઉપાદેયને જાણી ભગવંત મહાવીરે સ્વયં પાપ કર્મ કર્યા નહિ, અન્ય પાસે કરાવ્યાં નહિ અને પાપકર્મ કરનારને અનુમોદન આપ્યુ નહિ ॥૮॥

**गामं पविसे नगरं वा, घासमेसे कडं परट्ठाए ।**
**सुविसुद्धमेसिया भगवं, आयतजोगयाए सेवित्था ॥९॥**
**अदु वायसा दिगिंछत्ता, जे अन्ने रसेसिणो सत्ता ।**
**घासेसणाए चिट्ठन्ति, सययं निवइए य पेहाए ॥१०॥**
**अदुवा माहणं च समणं वा, गामपिण्डोलगं च अतिहीं वा**
**सोवागं मूसियारिं वा कुक्कुरं वावि विट्ठियं पुरओ ॥११॥**
**वित्तिच्छेयं वज्जन्तो, तेसिमप्पत्तियं परिहरन्तो ।**
**मन्दं परक्कमे भगवं, अहिंसमाणो घासमेसित्था ॥१२॥**
**॥३०१॥**

શબ્દાર્થ (૧) ગામ અથવા (૨) નગરમાં (૩) પ્રવેશ કરીને (૪) અન્નને માટે (૫) બનાવેલ આહારની (૬) ગવેષણા કરી (૭) નિર્દોષ આહાર (૮) પ્રાપ્ત કરી (૯) ભગવત મન-વચન-કાયાના (૧૦) યોગોને સમભાવમાં સ્થિર કરી (૧૧) આહારનું સેવન કરતા હતા ॥૯॥ (૧૨) વળી ભૂખથી વ્યાકુળ (૧૩) કાગડા આદિ અન્ય આહારના ઇચ્છુક (૧૫) પ્રાણીઓ આહારની (૧૬) અભિલાષાથી (૧૭) બેઠા હોય (૧૮) સતત ભૂમિ (૧૯) ઉપર રહેલા (૨૦) દેખીને ॥૧૦॥ અથવા (૨૧) બ્રાહ્મણો તથા શાક્યાદિ (૨૨) સાધુઓ તથા (૨૩) ભિખારીઓ તથા (૨૪) અતિથિઓ તથા (૨૫) ચંડાલો (૨૬) બિલ્લી-(૨૭)-કૂતરા વગેરેને આહાર માટે (૨૮) રહેલા જોઈ (૨૯) સામે ॥૧૧॥ તેઓના આહારમાં (૩૦) અંતરાય (૩૧) ન નાખતા (૩૨) તેઓને અપ્રતીતિનું કારણ (૩૩) છોડીને (૩૪) હળવે હળવે (૩૫) ચાલતા (૩૬) ભગવત (૩૭) થોડો પણ ત્રાસ નહિ આપતા (૩૮) ગવેષણા કરતા હતા ॥૧૨॥

ભાવાર્થ :- ભગવત ગામ અગર નગરમાં પ્રવેશ કરીને અન્નને માટે બનાવેલ (ગૃહસ્થોએ પોતાના માટે બનાવેલ) આહારની ગવેષણા કરી નિર્દોષ બેતાલીસ તથા છન્નુદોષ રહિત આહાર પ્રાપ્ત કરી મન, વચન કાયાના યોગને સ્થિર રાખી સાવધાનીથી આહારનું સેવન કરતા હતા ॥૯॥ જ્યારે ભગવત ભિક્ષા માટે વસ્તીમા જતા ત્યારે રસ્તામાં ભૂખથી વ્યાકુળ કાગડા આદિ આહારના ઇચ્છુક પ્રાણીઓ આહારની અભિલાષાથી ભૂમિ ઉપર એકત્રિત સતત રહેલા જોઈ ॥૧૦॥ તથા બ્રાહ્મણો શાક્યાદિ સાધુઓ ભિખારીઓ, અતિથિઓ તથા ચાંડાલ, બિલ્લી, કૂતરા આદિ તથા અ ય કોઇ પ્રાણીઓને માર્ગમા કે ગૃહસ્થના ઘર પાસે બેઠા થયેલા હોય તા તને દેખીને ॥૧૧॥ તેમની આજીવિકામા અંતરાયરૂપ થતા નહિ તે ।જ તેઓને અવિશ્વાસનુ કારણ થતા ન[ા] વોડો પણ ત્રાસ આપતા નહિ તે રસ્તો છોડીને અન્યત્ર જતા ધીરે ધીરે ચાલતા અ । ત્યાંથી દૂર રહી આહારની ગવેષણા કરતા હતા સૂક્ષ્મ સૂક્ષ્મ પ્રાણીઓને પણ પોતાના નિમિત્તથી સહેજ પણ કષ્ટ ઉપજ ન થાય તેનુ બરાબર ભગવત ધ્યાન રાખતા હતા ॥૧૨॥

अवि सूइयं[1] वा सुक्कं[2] वा, सीयं[3] पिण्डं[4] पुराणकुम्मासं[5] ।
अदु बुक्कसं[6] पुलागं[7] वा, लद्धे[8] पिण्डे अलद्धे[9] दविए[10] ॥१३॥
अवि झाइ[11] से महावीरे[12], आसणत्थे[13] अकुक्कुइ[14] झाणं[15] ।
उड्ढं[16] अहे[17] तिरियं[18] च, पेहमाणे[19] समाहि[20] मपडिन्ने[21] ॥१४॥
अकसाई[22] विगतगेही[23] य, सद्दरूवेसु[24] अमुच्छिए[25] झाइ[26] ।
छउमत्थो[27] वि परक्कममाणे[27], न पमाय[28] सइंपि[29] कुव्वित्था[30] ॥१५॥
सयमेव[31] अभिसमागम्म[32], आयतजोगमाय[33] सोहीए[34] ।
अभिनिव्वुडे[35] अमाइल्ले[36], आवकहं[37] भगवं[38] समियासी[39] ॥१६॥
एस विही अणुक्कन्तो, माहणेण मईमया ।
बहुसो अपडिन्नेण, भगवया एवं रीयन्ति त्ति बेमि ॥१७॥
॥३०२॥

**શબ્દાર્થ :** (૧) પ્રાપ્ત થયેલ આહાર દૂધ દહીં આદિ સ્નિગ્ધ હોય અથવા (૨) સૂકો નીરસ હોય અથવા (૩) ઠંડો (૪) આહાર હોય અથવા ઘણા દિવસ પહેલાના પકાવેલા (૫) અડદ હોય (૬) જૂના ધાન્યનો આહાર હોય, જૂનો સાથવો હોય, (૭) જવ ચણા આદિનો આહાર (૮) પ્રાપ્ત થતો અથવા (૯) આહાર પ્રાપ્ત ન થતો તો પણ (૧૦) ભગવંત સમભાવથી રહેતા હતા ॥૧૩॥ (૧૧) ભગવંત મહાવીર (૧૨) ઉત્કટ ગોદોહાદિક (૧૩) આસને સ્થિત થઈ નિર્વિકાર રહી સમાધિથી અંતઃકરણની શુદ્ધિનો વિચાર કરી કામના રહિત બની (૧૪) ધ્યાન (૧૫) ધરતા હતા અથવા (૧૬) ઉર્ધ્વલોક (૧૭) અધોલોક (૧૮) તિર્યંક લોકના સ્વરૂપનો તથા (૧૯) વિચાર કરતા હતા ॥૧૪॥ (૨૦) સમાધિનો (૨૧) ઇચ્છા રહિત બની (૨૨) કષાયરહિત (૨૩) આસક્તિ રહિત (૨૪) શબ્દ તથા રૂપમાં (૨૫) ગૃદ્ધિ રહિત (૨૬) ધ્યાનમા લીન બની રહેતા હતા (૨૭) છદ્મસ્થ હોવા છતા સંયમમાં (૨૭) પરાક્રમ કરતા હતા, (૨૮) અપ્રમાદીપણે

(૨૯) એકવાર પણ (૩ ) પ્રમાદ કરેલ નથી ॥૧૫॥ (૩૧) સ્વયં (૩૨) તત્ત્વને જાણી (૩૩) યોગોને સ્થિર કરી વશ કરી (૩૪) આત્મશુદ્ધિ દ્વારા (૩૫) કષાયોથી રહિત થયા (૩૬) માયારહિત થયા (૩૭) જીવન (૩૮) સુધી સતત (૩૯) સમિતિ સહિત હતા ॥૧૬॥ ઉત્તરની ગાથાનો અર્થ ઉપરોક્ત ૩ જે ગાથા ૧૪ અથવા ભાવાર્થમાંથી જોઈ લેવો.

**ભાવાર્થ** :– પ્રાપ્ત થયેલ આહાર રસવાળો સ્નિગ્ધ હોય કે લુખો સૂકો નીરસ હોય, ઠંડો હોય, ઘણા દિવસના પકાવેલા અડદ હોય (બાકુળા) અથવા જૂના ધાન્યનો આહાર હોય મિશ્ર ધાન્યનો હોય અથવા જવ ચણા આદિના આહાર જેવા પ્રાપ્ત થાય તેવા નિર્દોષ આહાર મેળવી તેવા આહારને ભગવત ખેદરહિત સેવતા હતા. તેમ જ આહાર મળે કે ન મળે, પ્રાપ્ત થાય કે ન થાય છતાં ભગવત સમભાવથી રહેતા હતા ॥૧૩॥ ભગવત મહાવીર ઉત્કટ ગોદોહાદિક વીરાસન આદિ દુષ્કર આસને સ્થિત બની સ્થિર–નિર્વિકાર રહી અ ત.કરણની શુદ્ધિપૂર્વક નિયાણારહિત ધર્મધ્યાન તથા શુકલધ્યાન ધરતા હતા. તેમાં ઉર્ધ્વ અધો, તિર્યક્ લોકના સ્વરૂપનો પણ વિચાર કરતા હતા ॥૧૪॥ વળી ભગવત કષાયો રહિત આસક્તિરહિત તથા શબ્દ રૂપ આદિ ઇન્દ્રિયોના વિષયોમાં અનાસક્ત ભાવવાળા સદા આત્મધ્યાનમાં લીન રહેતા હતા. છદ્મસ્થ અવસ્થા છતાં સંયમમાં અપ્રમાદપણે પ્રબળ પુરુષાર્થ કરતા હતા, તેમાં થોડો પણ પ્રમાદ સેવ્યો ન હતો ॥૧૫॥ આ પ્રમાણે ભગવત મહાવીર સ્વયં તત્ત્વને જાણી સ્વયં બુદ્ધ બની આત્મશુદ્ધિ દ્વારા મન વચન કાયાના યોગોને સ્થિર કરી, કષાયોથી નિવૃત્ત થઈ માયારહિત થઈ, યાવત્જીવન સમિતિ યુક્ત રહી, સર્વ કર્મોથી સદાને માટે નિવૃત્ત થઈ શુદ્ધ, બુદ્ધ બની શાશ્વત એવી સિદ્ધગતિ પ્રાપ્ત કરી, સાદિ અનંતાં સુખોને પ્રાપ્ત કરી શીતળીભૂત થયા અને અજન્મા થઈ સિદ્ધસ્થાનમાં બિરાજમાન થયા ॥૧૬॥ મતિમાન શ્રમણ ભગવત મહાવીરે કોઇ પ્રકારની ઇચ્છા નહિ રાખતાં, ઉત્તમ આચારનું પાલન કર્યું હતું એના ફળસ્વરૂપ

તેમણે સિદ્ધગતિનાં શાશ્વતા સુખોને પ્રાપ્ત કર્યાં આવા પ્રકારનું ભગવતનું આદર્શ જીવન લક્ષ્યમાં રાખી મુમુક્ષુ આત્માઓએ આરંભ અને પરિગ્રહને જ દુઃખનાં કારણો જાણી તેનાથી દૂર રહી આત્મ-સાધન કરી લેવા પ્રયત્ન કરવો અમૂલ્ય માનવભવને સાર્થક બનાવવા ઉપયોગપૂર્વક આત્મકલ્યાણ (આ ભવમા જ) કરી લેવા માટે ભગવત મહાવીરનો આ ઉપદેશ છે

પ્રથમ શ્રુતસ્કંધ નવમું અધ્યયન સમાપ્ત